ગુજરાતી પંચની ૧૯૧૬ ની ભેટ.

# સ્નેહલતા

યાને

# સ્નેહભર્યું ખૂન.

     


પ્રકાશક,

સોમાલાલ મંગળદાસ શાહ.

અધિપતિ-'ગુજરાતી પંચ,'

અમદાવાદ.

જોઈએ ? ગુજરાતી ભાષામાં હજુ સુધી આવી નવલકથા પ્રસિદ્ધ કરવામાં આવી નથી. ટુંકામાં આ નવલકથાની વધુ પ્રસંશા કરવી એ સુવર્ણ ઉપર ઢોળ ચઢાવવા બરોબર છે, કીંમત ત્રણ રૂપીઆ.

## પ્રણયલીલા.

દૈવીપ્રેમ એટલે મિત્ર દંપતિ સ્નેહજ નહી પરન્તુ સર્વત્ર પરિણિત થએલ શુદ્ધ સ્નેહ અને તેનાં કેવાં ઉત્તમ પરિણામો આવે છે, વિગેરેનું ભાન કરાવનાર અપૂર્વ વાર્તા. કીંમ્મત ચૌદ આના.

ઉપર જણાવેલાં દરેક પુસ્તકેનું વિ. પિ. પોસ્ટેજ જુદુ સમજવું. સઘળી જાતનો પત્રવ્યવહાર માલિકના નામથી અમદાવાદજ કરવો.

લક્ષ્મીશંકર મહાશંકર જોશી.

હીસ્ટિરિયા માલિક. લક્ષ્મણચંદ્રજી સાહિત્ય ગ્રંથાલય. ગંઠીક

નડીઆદ અને અમદાવાદ.

---

૪ થી ૨૪ કલાકમાં સુધારો અને ત્રીજે દિવસે ખાતરી.

## હીસ્ટિરિયા–વાયુમુક્તા.

કિં. ૪-૧૦-૦.

હિસ્ટિરિયા, તેની આંકડી જોસભેર હુમલા ઉપર અકસીર ઈલાજ-દર્દીને દુઃખી ન થવા દેતાં તુર્ત મંગાવો.

છગનલાલ લલ્લુભાઈ.

સંશોધક–મુ. ડભોઈ.

---

## ખરો પરોપકાર.

—વહેલો તે પહેલો—

વિંછીને–ડંખમાંથી કાઢવાનાં ચમત્કારીક અકસીર બીયાં છે. કીંમત બીયાં બારના આના સાત. વી. પી થી આઠ આના. જોવે તો જલદી મંગાવો.

તા. ક.—એક બીયાંથી પાંચ જણને આરામ થાય છે. બીયું પાણી સાથે ઘસી ચોપડવાથી પાંચ મીનીટમાં વિંછીનું દર્દ નાબુદ થાય છે.

ઠકર પોપટલાલ ભુરાભાઈ વસાણી.

મુ. કોટડા પીઠા. લાઠી થઈ.

( કાઠિયાવાડ. )

“ ગુજરાતી પંચ ” પત્ર તરફથી આપવામાં આવેલી ભેટો—

| નામ | કીંમત. |
|---|---|
| ૧ માલતી અથવા આર્યોના સાંસારિક દુર્ગુણોથી થતી ખુવારી. ... | ... ૧-૦-૦ |
| ૨ સીગીતા અથવા વીજળી ગામડીઅણુ | ૧-૦-૦ |
| ૩ સંસાર યાત્રા ... ... | ...૦-૧૨-૦ |
| ૪ શૈલપુરની સુંદરી. ... | ... ૧-૦-૦ |
| ૫ અયોધ્યા અને અંગ્રેજ. ... | ... ૧-૮-૦ |
| ૬ અલક્ષ્ય જ્યોતિ... ... | ... ૧-૮-૦ |
| ૭ ઉષાકાન્ત ... ... | ... ૧-૮-૦ |
| ૮ પદ્મનાભ. ... ... | ... ૧-૮-૦ |
| ૯ મધુકર. ... ... | ... ૧-૮-૦ |
| ૧૦ જ્યોતિપુંજ. ... ... | ... ૧-૮-૦ |
| ૧૧ શાન્તિદા. ... ... | ...૦-૧૨-૦ |
| ૧૨ પ્રિયકાન્ત. ... ... | ... ૧-૮-૦ |
| ૧૩ સિતારનો શોખ તથા સૂરબાળા. | ... ૧-૮-૦ |
| ૧૪ લલિત મોહન. ... ... | ... ૧-૮-૦ |
| ૧૫ શ્વેતભાનુ. ... ... | ... ૧-૮-૦ |
| ૧૬ સુવર્ણ કુમારી. ... ... | ... ૧-૮-૦ |
| ૧૭ કુંજબાળા. ... ... | ... ૧-૦-૦ |
| ૧૮ સત્યસિંહ. ... ... | ... ૧-૮-૦ |
| ૧૯ કિરણસિંહ. ... ... | ... ૧-૮-૦ |
| ૨૦ મયુરા કિંવા બ્રહ્મસંજ્ઞા ... | ... ૧-૮-૦ |
| ૨૧ સ્નેહલતા યાને ભેદભર્યું ખૂન. | ... ૧-૮-૦ |

## અમેરિકન અકસીર ઇલાજ.

# પ્રો. જેમ્સની



## વિજળીક શક્તિની ગોળીઓ.

ભયંકર રોગોને નષ્ટપ્રાય કરવાનો સારામાં સારો ઈશ્વરી ઈલાજ છે હવે પછી કોઇ પણ માણસોએ પોતાનાં દરદોની વેદના ખમવી નહિ જોઇએ એ ગોળીઓ સ્વપ્નામાં અને પેશાબમાં જતી ધાતુને બંધ કરી શરીરને શક્તિ આપે છે. જ્ઞાનતંતુની નબળાઇ, ધાતુનું પાતળાપણુ, અજીરણુ, ખોરાક ન પચવો, હાથ પગનું દુખવું મગજે ચકરી આવવી, યાદશક્તિ ગુમ થવી, જુવાનીમાં બુઢાપાની લાલત, મનની ચિંતા, ઉદાસી, કોઇ પણ કામ પર ચિત્ત ન લાગવું, ખાવાપર અરૂચિ, છાતીનો ધબકારો, હરસ, દમ, આંખે અંધારાં આવવાં, ચહેરાની ફીકાશ, જુવાન વિધાર્થીનું અભ્યાસના બોજાને લીધે નબળું પડી ગયેલું મગજ, તેમજ વકીલ, બારીસ્ટરો, અને કલાર્કો, સ્કુલ માસ્તરો અને બીજાઓ કે જેમને રાત દિવસ મગજ કસવું પડે છે તમને એ ગોળીઓ વિજળીક ઇલાજથી થોડી મુદતમાં અજબ જેવા ગુણુ કરેછે તેમ જે સ્ત્રીઓને હદબહાર માસિક બીમારીથી શરીર લેવાઇ જાય છે અને હીસ્ટીરીઆ, કમરનો દુઃખારો, પ્રદર, ભુખ મરી જવા, વીગેરે રોગો થાય છે, તે પર આ ગોળીઓ ઘણીજ ફાયદાકારક છે, ખરીદતી વખતે પ્રો. જેમ્સ ઈલેકટરો ટોનીક પીલ્સ બરાબર વાંચીને લેવી. કારણુ કે નકલી દવાથી ફાયદો થવાને બદલે નુકશાન થાય છે,

કીમત ૨૫ ગોળીની શીશીનો રૂ. ૧—૪—૦ ૪૦ ગો.ની શીશીના રૂ. ૨ બહારગામથી મંગાવનારાઓને વી. પી. ખર્ચ. ૦-૪-૦ જુદું પડશે.

### નીચલી સર્ટીફીકેટ વાંચો.

મી. નંદલાલ જમનાદાસ લોહાડા કાઠીઆવાડથી લખે છે કે અગાઉ મંગાવેલ પ્રો. જેમ્સની વીજળીક શક્તિની ગોળીઓનો ઉપયોગ કરતાં તે બહુ ફાયદાકારક માલમ પડી છે અને કારકુનો વગેરે જેઓને કામના બોજાઓને લીધે કંટાળો આવતો હોય તેઓને તો એક ખાસ મદદગાર થઈ પડે છે. મારા નિત્રોને પણુ આ સંબંધના ખબર લખ્યા છે, અને બીજી બે બાટલી વી० પી० થી મોકલશો.

### એંગ્લો ઇન્ડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની.

જુમામસીદ—મુંબઇ.

# ઓટો મોહિની

## સેંટનો રાજા

### ચંબેલીના ફુલોનો બહાર.

( રજીસ્ટર્ડ. )




માત્ર ચારજ ટીપાં રૂમાલમાં નાખો અને તમારી પાસે ચંબેલીના ફુલોનો એક તુરો હોય એવી સુગંધ ચાલુ આવ્યા કરશે. પણ તેમાં ખાસ ધ્યાન ખેંચનારૂં એ જોશો કે જ્યારે ફુલોનો તુરો તેની સુગંધ ખોઇ સાંજ પડતાં કરમાઇ જાય છે, ત્યારે આ સેંટના માત્ર ચાર ટીપાં ચાર દીવસ સુધી ચાલુ સુગંધ આપશે. તેની આ ખુબીના સબબે, તેને કેટલાક પ્રદર્શનોમાં સોના અને રૂપાના ચાંદ મળ્યા છે.

ઉપર લખવા પ્રમાણે તેની વાસ ટકતી નથી એવું સાબીત કરનારને રૂ. ૧૦૦ ઇનામ મળશે. અર્ધા આંઉસની કાચના બુચવાલી શીશીના રૂ. ૨. ૧ ડ્રામની સુંદર ટયુબના ૧૨ આના. કપડામાં રાખવા લાયક ઓટો મોહીનીના સુગંધી કાર્ડો ૧ ડઝનના ૧૨ આના.

---

તમારા ખરી પડતા બાલને અટકાવવા હોય, જુવાનીમાંજ સફેત વાળ થકી બુઢાપો લાવવો ન હોય અને મગજ હમેશ શાંત રાખવું હોય તો.

**પુષ્પાકર અથવા આલ્બીનીયા—હેઅર ઓઇલ વાપરો.** આ તેલો ફ્રેંચ ફુલોની ખુશબોવાળાં છે. અને તેમાં કોઇ પણ જાતના વ્યાસલેટ તેલનો ભેળ નથી.

કીંમત બાટલી ૧ નો રૂપીયો એક. ૩ બાટલીના રૂ. ૨॥ પોષ્ટ ખર્ચ જુદો.

એકલા માલિકો—**શ્રી ઓરીએન્ટલ ડ્રગ એન્ડ કેમીકલ્સ**

**એકલા આડત્યાઓ—મોહી એજન્સી, ૩, શીદા બીલ્ડીંગ, જુમામસ્જીદ, મુંબાઇ**

# સ્નેહલતા—

યાને

## —ભેદભર્યું ખૂન.

સૌન્દર્યો વેડફી દેતાં, ના, ના સુંદરતા મળે;
સૌન્દર્યો પામતા પ્હેલાં સૌન્દર્ય બનવું પડે.

કલાપિ.

લેખક:—હિરાલાલ રણછોડલાલ પટેલ. ( કોકિલ. )
નાપા નિવાસી.
ગુજરાત કોલેજ—અમદાવાદ.

પ્રકાશક,
સોમાલાલ મંગળદાસ શાહ.
અધિપતિ—'ગુજરાતી પંચ.'
અમદાવાદ.



વિક્રમ સંવત. ૧૯૭૨. ઈ. સ. ૧૯૧૫-૧૬.
પ્રથમાવૃત્તિ. પ્રત ૫૫૦૦.

મૂલ્ય રૂ. ૧-૮-૦.

He only is advancing in life, whose heart is getting softer, whose blood warmer, whose brain quicker, whose spirit is entering in to Living peace. And the men who have this life in them are the true lords or kings of the earth—they, and they only.

*Ruskin.*

ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપી.
પાંચકુવા—અમદાવાદ.

# અર્પણ–પત્રિકા.

રા. રા. ચીમનલાલ કુબેરદાસ શાહ,

મુ. ખેડા.

આપના મારી તરફના પ્રેમથી, આપના જનસેવા
કરવાના ઉત્સાહથી, આપના વિદ્યાદેવી ઉપરના
અનુરાગથી, અને એવા આપના અનેક
બીજા સદ્ગુણોથી આકર્ષાઈ હું મારી
આ અલ્પકૃતિ આપને અર્પણ
કરૂં છું; આપ તે કૃપા
કરી સ્વિકારશો.

લી૦ આપનો તાબેદાર
સેવક,
હિરાલાલ રણછોડલાલ પટેલ.
ગુજરાત કોલેજ—અમદાવાદ.

# પ્રસ્તાવના.

નવલકથા પણ કાવ્યની પેઠે રસ પ્રાધાન્યમય જ હોય છે; પણ તે માત્ર અદ્ભૂત રસ દર્શાવી જનસમાજને વિપથે દોરવા માટે નથી, પરંતુ અલ્પ રસના પરિણામે વાંચકોના હૃદયમાં કાંઇક અનુપમ વૃત્તિ જાગૃત કરી સુપંથે પ્રેરવા માટે છે. રસની જમાવટથી ઉપદેશ વધુ સ્હેલો લાગે: તત્વજ્ઞાનના ભેદક રહસ્યો જો રસ વિના સમજાવવામાં આવે, જો તેમાં કાંઇ પણ રસ લાવી ન શકાય તો તે પણ કંટાળો ઉપજાવનારા અને નિરર્થક જણાય. તેટલા માટેજ ઉપદેશ રસમય હોવો જોઇએ; અને જેટલો રસ નવલકથા, કાવ્ય અને નાટકદ્વારા લાવી શકાય તેટલો અન્યદ્વારા ભાગ્યેજ લાવી શકાય.

આ નવલકથામાં નથી ગુંથ્યાં ફિલ્સુફીનાં ગહન તત્વો કે નથી તેમાં ધર્મનાં ભેદક રહસ્યો. જનસમાજને કલ્યાણકારક નિવડે એવું કંઇક આલેખવામાં આવ્યું છે. હેતુ વિનાનું કાર્ય અને હેતુ વિનાનું જીવન નિરર્થક ગણાય. તેવીજ રીતે હેતુ વિનાની નવલકથા પણ અનુપયોગી લેખી શકાય. આ નવલકથા લખવાનો કંઇ પણ હેતુ તો હોવો જોઇએ. એ હેતુ જનસમાજને ફલદાયક ન નિવડે તો તો આ નવલકથા ગુણવિહીન હોય તેમાં અલ્પ પણ શંકા લાવવાનું પ્રયોજન રહેજ નહિં. પરંતુ આ નવલકથા લેખકનો હેતુ પૂર્ણ કરશે કે નહિ તે લેખક પોતે સમજી શકે તેના કરતાં તેના વાંચકો ઘણીજ સારી રીતે સમજી શકે. લેખકનો હેતુ કેટલે અંશે પાર પડયો છે તેનો નિર્ણય કરવાનું તેથી હું વાંચકગણને જ સોંપું છું.

મુખ્ય હેતુ એ છે કે જનસમાજ 'લગ્ન' એ શું છે તે સમજી શકે. લગ્નની ઉત્કૃષ્ટતા માત્ર હસ્તપીડનથી સમજાતી નથી. વાસનામય અંતરથી લગ્ન કરવું એ લગ્ન ન કહેવાય; પરંતુ અદ્વૈતનું અનુપમ રહસ્ય લક્ષ્યમાં રાખી, અન્યોન્યની ન્યૂનતાનાં પૂરક બનવું—અન્યોન્ય જીવન નૌકા ચલાવવામાં સાહાય્યરૂપ થવું—એજ લગ્ન; એનું જ નામ હૃદયલગ્ન કે સ્નેહલગ્ન; એવા લગ્નમાંજ સ્વાર્થની આહુતિ આપી શકાય. એ વિષેનાં ગૂઢ તત્વોનું સર્વ દિશામાં સંશોધન કર્યું; અને કેટલાંક જડયાં પણ ખરાં. પરંતુ તે સર્વ એટવાં બધાં મળતાવડાં જણાયાં કે તેઓનું જુદે જુદે રૂપે સ્પષ્ટીકરણ ન કરતાં માત્ર એકજ રૂપે વર્ણવ્યાં છે.

આજ કાલ દુનિયામાં શુદ્ધ હૃદયના પ્રેમ અને સ્વાર્થમય દેહના પ્રેમ વચ્ચે ચાલતા વિવાદ જ્યાં ત્યાં નજરે પડે છે. એ પ્રેમની પરાકાષ્ટાઓમાં ક્યાં જીવન ઉન્નત નિવડે તેના ગહન પ્રશ્ન પણ જો લગ્નની ઉત્તમતા, આવશ્યકતા અને તેની અનુપમ રસિકતા સમજી શકાય તો તુરતજ સ્હેલા લાગે; અને તેથીજ આ નવલકથામાં લગ્નના હેતુઓ ચર્ચાવિનારાં પાત્રો યોજવામાં આવ્યાં છે.

પરંતુ અન્ય હેતુઓ પણ મુખ્ય હેતુના અનુસંગી રૂપે નવલકથામાં ચિતરવામાં આવ્યાં છે. શિષ્ય અને શિક્ષક વચ્ચે કેવો સંબંધ આવશ્યક છે, અબળા ગણાતી સ્ત્રીજાતિ પણ માનસિક શક્તિમાં કેટલી સબળ હોય છે, સ્વાર્થી પ્રપંચી પુરૂષો ' ખાડો ખોદે તે પડે ' એ જનકહેણી અનુસાર પોતાના પાપકર્મના કેવા ભોગ થઇ પડે છે, અને સત્ય પ્રેમમાં ન્હાઇ શુદ્ધ બનેલી વ્યક્તિઓ અંતમાં કેવું સુખમય પવિત્ર ઉચ્ચ જીવન ગિરશૃંગ પ્રાપ્ત કરે છે તેનાં નાનકડાં ચિત્ર રસની પિંછીથી આલેખવામાં આવ્યાં છે.

મારો આ દિશામાં આ પ્રથમનો જ પ્રયાસ છે; આથી અનેક દોષો વાંચકગણુની દૃષ્ટિએ પડી આવશે. જે જે દોષો દૃષ્ટિગોચર થાય તે તે દોષો બ્હે વાંચકગણ કૃપા કરી મને લખી જણાવશે તો તેથી હું તેમનો અત્યંત આભારી બનીશ.

અંતમાં ' લોર્ડ બાયરન ' ના શબ્દોમાં મારે તો એટલું જ કહેવાનું છે કેઃ—

' What is writ, is writ;
Would it were worthier. '

અસ્તુઃ

ગુજરાત કૉલેજ રેસીડન્સી.
બ્લોક એ. રૂમ નં.—૩
તા. ૧—૩—૧૫ અમદાવાદ.

હિરાલાલ રણછોડલાલ પટેલ.
નાપા નિવ

# અનુક્રમણિકા.







# સ્નેહલતા

## યાને

# ભેદભર્યું ખૂન.

## પ્રકરણ ૧.

### ખૂન.

न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति.

(ગઝલ). લખેલું જે લલાટે છે, નહિ મિથ્યા થશે એ તો;
ભલે યત્નો કરો ઝાઝા, કદીએ નહિ ફરે એ તો.
ભરીને દૂધનો પ્યાલો, પિવા જ્યાં મુખ જાયે છે;
પડે કૈં વિધિની સોટી, હૃદય નિરાશ થાયે છે.
રહે એ દૂધ પિવાનું અતિ દીલ શોકમાં ડૂલે;
રહે સૌ એહનું ધાર્યું, વિધિમાં ભાન સૌ ભૂલે.
થવાનું જે ખરે તે તો, બન્યા જાશે બન્યા જાશે;
રહેશે આપણું ધાર્યું, ખરૂં તો ઈશનું થાશે.
(અનુષ્ટુપ). અહા વિધિ તણા લેખો, કહો કો સમજી શકે ?
લખાયું જેહ ભાવિમાં, કહો કો ફેરવી શકે ?

શ્રીમન્ઋતુની સંધ્યાદેવી ગુજરાતના રાજનગર-અમદાવાદને અભિનન્દતી, પોતાની ભગિની રજનીદેવીનું આગમન સૂચવતી હતી. સ્થાને સ્થાને દીપકના પ્રકાશ દૃષ્ટિગોચર થતા

હતા. રાજદ્વારી રસ્તા ઉપર વિદ્યુતના દીપકો ઝળહળ ઝળહળ જ્યોતિ ફેલાવતા હતા. ગાડી, ઘોડા અને મનુષ્યોની આવજા પણ ઘણીજ હતી. મોટરોના ભોં ભોં અવાજ અને સાઈકલોની ઘંટડીઓના નાદ શ્રવણપટપર પડતા હતા. નભક્ષેત્ર નિર્મળ, અને ચંદ્રદેવી અને તેની સખીઓ તારાદેવીઓના સમૂહથી ઉજ્જ્વલિત દીસતું હતું. અખિલ વિશ્વ સર્વ રીતે આનંદમય જણાતું હતું.

વિશાળ રીચીરોડ ઉપર થઇ એક વિક્ટોરીયા પસાર થતી હતી. તેની અંદર કોઇ સદ્‌ગૃહસ્થ બેઠેલા હતા. ગાડી ઝપાટાબંધ વિક્ટોરીયા ગાર્ડન અને એલીસબ્રીજ પસાર કરી એલીસબ્રીજ સ્ટેશન ક્રોસીંગ પાસે આવેલા શેઠ મનમોહનદાસ ધર્મદાસના બંગલા પાસે આવી ઉભી રહી. ગાડીમાંથી ગૃહસ્થ બ્હાર આવ્યા. ગાડીવાનને પૈસા ચુકવી આપ્યા. ગાડી તુરતજ ચાલતી થઇ. તે ગૃહસ્થ બંગલાના દરવાજામાં પેસી અંદર દાખલ થયા.

વાંચક વૃંદ ! આપણે વાર્તા આગળ શરૂ કરીએ ત્યાર પહેલાં આ ગૃહસ્થ અને બંગલા વિષે કેટલીક વાત જાણવી જોઇએ. આ ગૃહસ્થનું નામ અરવિન્દપ્રસાદ હતું. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ હતા. તેમનું મૂળ વતન નડીયાદ હતું. તે અહિંયાં ધંધાર્થે આવ્યા હતા. મીલના ધંધામાં તેઓ કાર્યદક્ષ બન્યા અને શેઠ સુંદરરામ સદારામની મીલના મેનેજર થયા. તેઓને રાજનગરના સર્વ સંભાવિત સદ્‌ગૃહસ્થો સાથે પરિચય હતો. તેઓની મંડળીમાં તેઓ માનનીય પદ ભોગવતા હતા. અરવિન્દપ્રસાદના ગુણ પણ પૂજ્યજ હતા. ***गुणाः पूजा स्थानं गुणिषु न च लिङ्गं न च वयः** એ મહાવાક્યની સત્યતા એમના ગુણોએ સર્વ જનોને બતાવી આપી હતી. તેઓ સ્વભાવે શાન્ત પ્રકૃતિના હતા. તેમની બુદ્ધિ અતિ તીવ્ર અને ઉચ્ચ હતી. તેમના આશયો મહાન્, પૂજ્ય, સર્વમાન્ય, અને સત્ય હતા. તેમનું વય પચીશેક વર્ષનું હતું. તેમનું શરીર ભરાવદાર અને મજબૂત હતું. રંગે તેઓ ગૌરવર્ણના હતા. મુખાકૃતિ જરાક લંબગોળ હતી. લલાટ ભવ્ય અને મોટું હતું. સર્વ અવયવો સર્વરીતે સંપૂર્ણ અને આકર્ષક હતાં.

તેઓ લગભગ બે વર્ષ થયાં શેઠ મનમોહનદાસના બંગલામાં

---

* પૂજાયે ગુણીઓ ગુણ થકી, ન લિંગે ન વયથી.
ગુણવાન માણસોમાં ગુણ એજ પૂજ્ય છે; જાત કે વય નહીં.

રહેતા હતા. બંગલો વિશાળ ચોગાનની મધ્યમાં આવી રહ્યો હતો. બંગલાની આસપાસ,, સુંદર સુવાસિત વિવિધ કુસુમવૃક્ષોથી, મનમોહક લતાઓથી, અને એક બે ગ્રીષ્મનિકેતનોથી શોભીતી એક પુષ્પવાટિકા હતી. તેમાં કાંકરીથી નાના નાના રસ્તાઓ બનાવેલા હતા. લીલાંછમ ઘાસના વિવિધ આકારો બનાવ્યા હતા. વાટિકાને વધુ મોહક બનાવવા તેની મધ્યમાં એક ગોળ જલહોઝ બાંધેલો હતો. તેમાં એક પુતળી ગોઠવેલી હતી. આ પુતળી ગોળ ફુદડી ફરતી અને તેના મસ્તકમાંથી શિવજીના શિરમાંથી ગંગાનાં સ્રોત વહેતાં હોય તેમ જળધારાઓ પડતી. કુંડમાં રંગ બેરંગી મત્સ્યોનો આનંદજનક સમૂહ હતો. હોઝની આસપાસ ફુલકુંડાં ગોઠવેલાં હતાં. હોઝની ચાર બાજુએ ચાર બેન્ચો પડી હતી. બાગ અને બંગલાના સુરક્ષણ માટે ચોગાનને ફરતો કોટ હતો. કોટનો દરવાજો હોઝની સામેજ હતો.

બંગલો ભવ્ય અને ત્રણ માળનો હતો. દરેક માળ જૂદા જૂદા ગૃહસ્થોને ભાડે આપેલો હતો. સૌથી નીચેના માળમાં એક દક્ષિણી સરકારી અમલદાર રહેતા હતા. બીજો માળ અરવિન્દપ્રસાદે રાખેલો હતો. ત્રીજો માળ કૃષ્ણરાવ નામના અરવિન્દપ્રસાદની જ્ઞાતિનાજ માણસના તાબામાં હતો.

મી. અરવિન્દપ્રસાદ હજી કૌમાર અવસ્થામાંજ હતા. તેમની જ્ઞાતિમાં એક તો કન્યાની અછત હતી અને કન્યા મળે તો પૈસાની માગણી થતી. વળી કહેવત છે કે " હોય ગાગરડી તો આવે નાગરડી. " અરવિન્દપ્રસાદનું કુટુંબ ગરીબ હતું એટલે પૈસા આપી, પરણવાનું પણ બની શકે એમ નહતું. થોડાક દિવસ ઉપર તેમનાં માતાપિતા સ્વર્ગસ્થ થયાં હતાં. અરવિન્દપ્રસાદ સંસારના વ્યવહારમાં એકલા બન્યા. હમણાં હમણાં મીલના મેનેજર થયા પછી અરવિન્દપ્રસાદને જામાતા બનાવવા ઘણા ગૃહસ્થો ઈંતેજાર હતા. પરંતુ કોણ જાણે શાથી અરવિન્દપ્રસાદ એ વાત નિકળતાં પોતેજ ના પાડતા.

મી. અરવિન્દપ્રસાદ દરવાજામાં થઇ હોઝ પાસે આવ્યા. ઘડીભર હોઝ પાસે બેસી વાટિકાની અનુપમ સૌન્દર્યમિશ્રિત સુગંધિ ગ્રહણ કરી પોતાની ઓરડીમાં જવા ઉભા થયા. દાદર ચડી રૂમ પાસે આવ્યા. રૂમ તરફ નજર કરતાં તેમની આંખ એકદમ ચમકી. પોતાની ઓરડીનો આગળો ખસેડેલો હતો. બારણું માત્ર ઢાંક્યું વાસેલું હતું.

આ જોઇ તે વિસ્મિત થયા. એક પછી એક જુદા વિચારો તેમના મગજમાં ભરાવા લાગ્યા. કોણ જાણે શાથી આ સમયે બારણું ઉઘાડવા જેટલી શક્તિ પણ તેમનામાં જણાતી ન હતી. અંતે મન સબળ કરી, ધૈર્ય ધરી હળવે રહી બારણું અર્ધું ઉઘાડી અંદર નજર કરી. પણ આ શું ? અંદર તેમની દૃષ્ટિએ કોણ પડયું ? એક સુંદર વિશેક વર્ષની તરૂણીને પોતાના લખવાના ટેબલ પાસે ઉભી રહેલી જોઈ. ટેબલનાં બન્નેય ખાનાં ઉઘાડાં પડયાં હતાં અને અંદરના કાગળો વિખેરી નાખેલા હતા. બારણું ઉઘાડવાના અવાજથી સુંદરી પણ ચમકી પાછી ફરી. અરવિન્દપ્રસાદને જોઇ તે સ્તબ્ધ બની ગઇ. અરવિન્દપ્રસાદ પણ તેને જોઇ પત્થરવત્ જડ બની ગયા હતા. અંતે ધીરજ ધરી અંદર ગયા. સુંદરી ગભરાઇને ધ્રુજતી ધ્રુજતી પાછે પગલે ખસવા લાગી.

આપણે જણાવી ગયા છીએ કે તે સુંદરીનું વય વિશેક વર્ષનું હતું. તે રંગે અતિ શ્વેત હતી. તેની મુખાકૃતિ ચંદ્ર સમાન ભવ્ય અને અતિશય આકર્ષક હતી. તેનાં કમળ સમાન નેત્ર અને તેની ભવ્ય ભ્રૂલતાઓ તેની સુંદરતામાં અલૌકિક સૌન્દર્ય પ્રેરતાં હતાં. તેનું શ્વેત ચળકતું લલાટ, તેની કાળી નાગસમ વેણી, અને તેનાં સુંદર મનમોહક વિવિધ અવયવો તે કોઇ દેવી યા પરમ દેવાંગના હોય તેવું ભાન કરાવતાં હતાં. તેણે ભૂરી રેશમી સાડી અને પોપટીયા રંગનું પોલકું ધારણ કર્યું હતું. પગમાં વિલાયતી બુટ પ્હેરેલા હતા. તેની ગ્રીવામાં સોનાનો અછોડો શોભતો હતો. તેના કણુમાં ભવ્ય હિરાજડિત એરીંગ તેની આકર્ષક શક્તિમાં વૃદ્ધિ કરતાં હતાં. હસ્તમાં પોલીશ કરેલી સોનાની બંગડીઓ પ્હેરેલી હતી. તેનાં સર્વ આભરણો અને આભૂષણો તેનાં સર્વ અવયવોની કુદરતી સુંદરતામાં કાંઇ નવીનજ સુંદરતા રેલાવતાં હતાં.

અરવિન્દ સુંદરીની નજદીક ગયો. સુંદરી આથી ભયથી વધુ ધ્રુજવા લાગી.

"તમે કોણ છો ?" અરવિન્દે ધીમેથી પ્રશ્ન કર્યો.

"હુ તમનેજ તે સવાલ પુછું છું. તમે કોણ છો ?" સુંદરીએ ધૈર્ય ધરી હિમ્મતથી સામો પ્રશ્ન કર્યો.

"તમારે શું કામ છે ?" અરવિન્દે યુવતીના પ્રશ્નની અવગણના કરી દ્વિતીય પ્રશ્ન કર્યો.

"કામ સિવાય કોઇ આવેજ નહિ."

" તમારે કોનું કામ છે ? "

" મી. કૃષ્ણુરાવનું. "

" અરે એ તો ઉપલે માળે રહે છે. "

" ત્યારે આ ઓરડી તેમની ન્હોય ? " બાળાએ ગંભીરતાથી પ્રશ્ન કર્યો.

" ના " અરવિન્દે ધીરેથી ઉત્તર આપ્યો.

" ઠીક, ત્યારે હું ચાલી જાઉછું " સુંદરી બોલી.

" ના, એમ નહિ જવાય. પ્રથમ તમારૂં નામ જણાવો અને પછીથી જાવ " સુંદરીનું નામાભિધાન જાણવાની આકાંક્ષાએ અરવિન્દે પૂછ્યું.

" મારૂં નામ ગમે તે હશે. હું તે તમને કહેનાર નથી. '' દઢતા ભર્યા સ્વરે તરૂણીએ પ્રત્યુત્તર વાળ્યો.

" કૃષ્ણુરાવનું તમાર શું કામ છે ? " અરવિન્દના મગજમાં કાંઇ જુદોજ વિચાર આવવાથી પ્રશ્ન કર્યો.

" તે પુછવાની તમને સત્તા નથી. " વધુ દૃઢ અને નિર્ભય બની યુવતી બોલી.

અરવિન્દ ગુંચવાયો. આગળ શું બોલવું તે સુઝતું ન હતું. કોણ જાણે તે યુવતીએ તેના હૃદયને હચમચાવી નિર્બળ બનાવી દીધું હોય કે કદાચ તે પોતેજ શૂન્યહૃદય બની ગયો હોય; પણ તે એ યુવતી સામું અનિમિષ લોચને જોઇ રહ્યા હતો. બાળા પણ પોતાનાં કાતિલ નયનોથી અરવિન્દને નિરખતી હતી. ઉભયે અલ્પ સમય સુધી મૌન જ ધારણ કર્યું. પરંતુ અરવિન્દના તીવ્ર, અસહ્ય દૃષ્ટિપાતથી તે સુંદરી ગભરાઇ ગઇ; મુર્છાવશ થવા લાગી. અરવિન્દ તરતજ તેના તરફ દોડયો, અને તેને પોતાના હસ્તમાં પકડી લીધી. સુંદરી પુરૂષનો સ્પર્શ થતાંજ સચેત થઇ ગઈ અને રક્ત નયનથી અગ્નિ વરસાવવા લાગી.

" મને જવાદો. " સુંદરીએ આતુર હૃદયે અરવિન્દને આજીજી કરતાં કહ્યું.

" પ્રથમ આપનું નામ ઠામ જણાવો, પછીથી ખુશીથી જાવ." અરવિન્દે સામો દઢતાથી અને તેટલીજ આતુરતાથી જવાબ આપ્યો. અરવિન્દનો આ દઢ પ્રત્યુત્તર સાંભળી સુંદરી ઝપાટાબંધ બારણા તરફ ધસી. અરવિન્દ તેને જતી જોઇ દોડીને બારણાને પીઠ દઇ રસ્તો રોકી ઉભો રહ્યો.

"એમ નહિ જવાય, સુંદરી! મારા પ્રશ્નનું પ્રથમ સમાધાન કરો અને પછીથી જાવ." અરવિન્દે કહ્યું.

સુંદરી એકદમ નિરાશ બની ગઇ. સ્તબ્ધપણે તે અરવિન્દ સામું ટગર ટગર જોવા લાગી.

"તમે મને નહિજ જવાદો ?" અતિશય નમ્ર અવાજે સુંદરી બોલી.

"મારા મનનું સમાધાન કરો અને જાવ." દૃઢનિશ્ચિત પ્રત્યુત્તર મળ્યો.

"હું તમને પ્રાર્થના કરૂં છું; મને જવાદો." સુંદરી કરગરવા લાગી.

"હું તમને વિનતિ કરૂં છું, આપનું નામ જણાવો અને પછી જાઓ." અરવિન્દ પણ નમ્ર બની કહેવા લાગ્યો.

સુંદરી વિચારમાં પડી. અલ્પ સમય મૌનાવસ્થા ચાલી. અંતે તે બોલી.

"હાં, ત્યારે આપનું નામ શું ?"

"મારૂં નામ અરવિન્દપ્રસાદ."

"અરવિન્દપ્રસાદ! માફ કરો. હું તમને મારૂં નામ પ્રાણાંતે પણ જણાવીશ નહિ."

અરવિન્દ શું બોલવું તે સમજી ન શકયો. સુંદરીને જવા દેવી કે નહિ તેની ઘડભાંગ તેના મનમાં થવા લાગી. સુંદરીએ અરવિન્દના મુખ ઉપર પોતાના શબ્દોથી થયેલી અસર નિહાળી. તેને પિગળતો જોઇ તે બોલી; "અરવિન્દપ્રસાદ, મને જવાદો. જરા કૃપા કરો. મારી દાદ હૃદયમાં ધરો."

"આપનું નામાભિધાન જણાવો, જો તમને ભય રહેતો હોય કે હું તે નામ અન્ય કોઇને જણાવી દઇશ, અગર તો આપને જુઠા આરોપથી જનસમાજમાં કલંકિત ઠરાવીશ તો તમે ખાત્રી રાખજો કે હું તેવો માણસ નથી." અરવિન્દે કહ્યું.

"હું તમને કહી ચુકી કે તમે તે જાણી શકશો નહિ." સુંદરીના દરેક શબ્દમાં દૃઢતા વિરાજતી હતી.

સુંદરીએ છેલ્લા શબ્દો પુરા ઉચ્ચાર્યા ન હતા એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. અરવિન્દપ્રસાદ, શેઠ કંઇક કહેવા ઇચ્છતા હશે એવું ધારી ટેલીફોન પાસે ગયા. કર્ણ પાસે યંત્રનું ભુંગળું ધરી દીધું અને યંત્ર દ્વારા બોલવા લાગ્યા.

" તમારો નંબર ?" અરવિન્દે પ્રશ્ન કર્યો.

" તમારો નંબર અને નામ ? " ટેલીફોનમાં સામો પ્રશ્ન થયો.

" નં. ૫૨૭, નામ અરવિન્દપ્રસાદ." જવાબ આપ્યો.

સુંદરી આ તકનો લાભ લઇ છાની માની બહાર નિકળી ગઇ. અરવિન્દનું ધ્યાન તો ટેલીફોનમાં જ લાગેલું હતું.

" મી. અરવિન્દપ્રસાદ ! મી. કૃષ્ણુરાવને કહેજો કે તમારા મિત્રોએ પેલી ગમતમાં તમને બોલાવ્યા છે." ટેલીફોનમાં સંદેશો આવ્યો.

" વારૂં કેટલા વાગે અને કયાં ?" અરવિન્દે પ્રશ્ન કર્યો.

" તે મી. કૃષ્ણુરાવ જાણે છે." સામો પ્રત્યુત્તર મળ્યો.

" સંદેશો મોકલનાર કોણ ? તમારૂં નામ શું ? " અરવિન્દે બીજો પ્રશ્ન કર્યો.

" તેય પણ મી. કૃષ્ણુરાવ જાણે છે. સંદેશો સાંભળી મી. કૃષ્ણુરાવ મને ઓળખશે." ટેલીફોનમાંથી પ્રત્યુત્તર આવ્યો.

વાત પુરી થયાની ઘંટડી થઇ. હસ્તમાંથી ટેલીફોન ટેબલપર મુકી અરવિન્દ પાછો ફરી જુએ છે તો સુંદરી અદશ્ય. ' સુંદરી નાશી ગઇ કે શું ? કદાચિત્ કૃષ્ણુરાવ પાસે ગઇ હશે.' એવું ધારી તે ત્રીજે માળ ગયો. ત્યાં જઇ જુએ છે તો કૃષ્ણુરાવની રૂમને તાળું. પોતાની આશા નિષ્ફલ નિવડી. કૃષ્ણુરાવ પર આવેલો સંદેશો એક ચિઠીમાં ચિતરી કાઢયો. બારણાની ફાટમાંથી ચિઠી અંદર રૂમમાં નાખી. નીચે આવી ચાલીના દાદરા આગળ આરામ ખુરશી નાખી બેઠો. વિચારસાગરમાં ગોથાં ખાવા લાગ્યો. ' એ સુંદરી કોણ ? શા માટે તે કૃષ્ણુરાવ પાસે આવી હશે ? કૃષ્ણુરાવ શો ધંધો કરે છે ?' વિગેરે પ્રશ્નો તેના મગજને ભમાવવા લાગ્યા. વિચારમાં ને વિચારમાં તેનાં નયન બંધ થઇ ગયાં. આખું શરીર પણ નિદ્રાવશ બન્યું. નિદ્રા સાથે સ્વપ્નદેવી પણ પોતાની માયિક ક્ષણભંગુર લીલા દર્શાવવા લાગી. એ લીલામાં પેલી સુંદરી નિહાળી. તેનું નામ પુછતો હોય તેવા આવિર્ભાવો તેના મુખપર પડેલી સ્વપ્ન છાયાથી પ્રદર્શિત થતા હતા. આમને આમ તે કેટલાક કલાક નિદ્રા અને સ્વપ્નવશ રહ્યો. આવી આવી મધુર સ્વપ્નદેવીની મનવાંછિત લીલા નિહાળતો હતો તેવામાં એકદમ તે જાગી ઉઠયો. કંઇક ભયંકર બનાવ બન્યો હોય તેમ ચમકી ધ્રૂજવા લાગ્યો. આસપાસ ભય ભય નિરખતો ન હોય તેમ તે બ્હીવા લાગ્યો.

બંગલાના સર્વ ભાડુતો ગાઢ નિદ્રાવશ જણાતા હતા. કોઇ પણ પ્રાણીનો સંચાર સંભળાતો ન હતો. હૃદયમાં હિમત ધરી અરવિન્દ સ્વસ્થ બન્યો. પોતાની ઓરડીમાં જઇ કાંઇ ભયજનક બન્યું હોય તેમ તે આસપાસ જોવા લાગ્યો. હજી પણ તેનું હૃદય પૂર્ણ સ્વસ્થ બન્યું ન હતું. તેના હૃદયનો ધુજારો હજી પૂર્ણ શાન્ત થયો ન હતો. હૃદયને શાન્ત પાડવા તેણે શીતલ જલનો અંગિકાર કર્યો. જરા જરા હૃદય અને મગજ શાન્ત થવા લાગ્યું. તેવામાં તેણે કોઈ વિકટોરીઆના ઘંટનો અવાજ સાંભળ્યો. અવાજ લગભગ પા કલાક સુધી ચાલ્યો. બ્હાર છજામાં આવી ઝાંપા તરફ નજર કરી તો ત્યાં ચંદ્રના પ્રકાશમાં એક વિકટોરીયા ઉભી રહેલી તેની દૃષ્ટિએ પડી. ગાડીવાન પોતાની બેઠકપરથી ગબડી ગયેલો અને બે હસ્ત વચ્ચે મ્હોં ઘાલી ઘોરતો હોય તેમ જણાતું હતું. તેના ધ્રુજતા પગથી ઘંટ વાગતો હતો. ઘોડાઓ ત્યાંથી જવાને અતિ ઉત્સુક દેખાતા હતા. ગાડીમાં કોઇ બેઠેલું જણાતું ન હતું, પરંતુ તેણે ધારી ધારી જોયું તો ગાડીના ખુણામાં અતિ શ્વેતવસ્ત્ર સજીત આકૃતિ તેની નજરે પડી. 'આ તો મી. કૃષ્ણુરાવ હોવા જોઇએ, તેઓ ઘણી વખત રાત્રે આટલા મોડા આવે છે. પણ તેઓ ગાડીમાંથી ઉતરતા કેમ નથી ? બેસી કેમ રહ્યા છે તે સમજાતું નથી. ગાડીમાં કદાચ તેઓ ઉંઘી ગયા હશે. લાવ જઇ તેમને જગાડું.' વિગેરે વિચારો તેના મનમાં ઉપસ્થિત થવા લાગ્યા. આમ તે વિચારમાં ડોલતો હતો તેવામાં દાદરમાં કોઇ ચઢતું હોય તેવા પગના ધબકારા સંભળાયા. ચમકીને અરવિન્દ પાછો ફર્યો. પેલી સુંદરીજ દાદર ચઢતી હતી. આમ ચકિતાવસ્થામાં તે ઉભો રહ્યો. સુંદરી તેની પાસે આવી ઉભી રહી. સુંદરીનો ચ્હેરો ફિક્કો થઇ ગયો હતો. તેનાં ગાત્રો શિથિલ અને શક્તિહીન બની ગયાં હોય તેમ જણાતું હતું. તેની મુખાકૃતિ ઘણીજ ગભરાયલી દિસતી હતી. બોલવાને પ્રયત્ન કરતી હતી પણ તેનાથી બોલાતું ન હતું; માત્ર તેના ઓષ્ટ ફરકતા જણાતા હતા. અંતે ભગીરથપ્રયત્ન કરી તે બોલી.

" એક પ્યાલો પાણી પાશો ? મને ઘણીજ તૃષા લાગી છે." ધ્રુજતા અવાજમાં અરવિન્દ પાસે યુવતીએ જલની માગણી કરી.

અરવિન્દ તો હજી ચકિતાવસ્થામાંજ હતો. સુંદરીના શબ્દો તે સાંભળી શકયો નહિ.

" મને કૃપા કરી પાણી પાશો ? " યુવતીએ પુનઃ માગણી કરી.

" ઘણીજ ખુશીથી." અરવિન્દે સ્વસ્થ બની સુંદરીના હસ્તને પોતાના હસ્તનો ટેકો આપતાં કહ્યું. તે તેને પોતાની ઓરડીમાં લઇ ગયો. તેને એક ખુરસી ઉપર બેસાડી. એક શીતલ જલનો પ્યાલો ભરી યુવાનબાળાના હસ્તમાં આપ્યો. યુવતીએ યથેચ્છ જલપાન કરી તૃષા શાન્ત કરી. જરાક સ્વસ્થતા તેનામાં આવવા લાગી. શક્તિ પણ પાછી ફરવા લાગી. અરવિન્દ તેના મુખ સામું દૃગ ભરી જોઇ રહ્યો હતો.

" મને ઝાંપા બ્હાર મુકી જશો ? " સુંદરીએ અરવિન્દને પ્રશ્ન કર્યો.

" હા, પણ તમારૂં નામ જણાવશો ? " અરવિન્દે પોતાની જીજ્ઞાસાનો પુનરોદ્ધાર કરતાં કહ્યું.

" ના. તમે દરવાજા સુધી મુકી જશો કે નહિ ? " યુવતીએ પણ પોતાની દૃઢતા સચેત કરતાં પુછયું.

" હા, ચાલો. " અરવિન્દે પોતાની જીજ્ઞાસાને મહા મ્હેનતે દૂર કરી કહ્યું.

અરવિન્દ યુવતીનો હસ્ત પકડી ચાલવા લાગ્યો. ઇચ્છાએ કે અનિચ્છાએ યુવતીએ પોતાનો હસ્ત તેના હસ્તમાં રહેવાજ દીધો.

દાદર ઉતરી તેઓ હોઝ પાસે આવ્યાં. ઝાંપા આગળ સામી ગાડીને ઉભેલી જોઇ સુંદરી બેશુદ્ધ બની ગઇ. અરવિન્દને તે બાઝી બોલી ઉઠી " શું હજી પેલી ગાડી અહિંથી ગઇ નથી ? " બાળા ભયગ્રસ્ત હોય તેમ ધ્રુજતી હતી. તેના શબ્દમાં ધ્રુજારો જણાતો હતો. ભય, કમ્પ, અને ગભરામણમાં ઘેરાયલી બાળાને અરવિન્દે પોતાના હસ્તમાં મજબૂત પકડી રાખી હતી. જો તેમ ન કર્યું હોત તો બાળા મુર્છિત બની જમીનપર પટકાઇ જાત.

" ના. નથી ગઇ; તમે ગભરાવ છો શું કરવા ? ગાડીમાં તો મી. કૃષ્ણરાવ પોતેજ બેઠેલા જણાય છે. તેઓ કદાચ નિદ્રાવશ થઇ ગયા હશે અને ગાડીવાન પણ ઘોરતો હશે. " અરવિન્દે યુવતીને શાન્ત પાડતાં કહ્યું.

" ના, ના, મી. કૃષ્ણરાવ કદાચ સ્વધામ પહોંચી ગયા હશે. " આ વાક્ય અરવિન્દને શ્રવણે પડતાંજ તે ચમકયો; જડવત્ બની ગયો;

તેની દૃષ્ટિ ગાડી સાથે જડાઇ ગઇ. તે કંઇ પણ બોલી શક્યો નહિ. જરાપણ પોતાના સ્થાનથી હાલી શક્યો નહિ. સુંદરી પણ તેની એ અસ્વસ્થતાના પરિણામે તેના હસ્તમાંથી મુક્ત બની. તેની આ દશાનો લાભ લઇ તે ધીમેથી સટકી ગઇ.

પુનઃ ગાડીવાનનો પગ ધ્રુજવાથી ગાડીનો ઘંટ વાગ્યો. ઘંટનો અવાજ સાંભળી અરવિન્દ પોતાની મુગ્ધાવસ્થામાંથી જાગૃત થયો. થતાં જણાયું કે સુંદરી નાશી ગઇ હતી. આસપાસ દૃષ્ટિ ફેંકી પરંતુ કોઇ પણ વ્યકિત દૃષ્ટિ મર્યાદામાં જણાઇ નહિ. નિરાશ બની મી. કૃષ્ણ-રાવને જાગૃત કરવા તુરતજ તે ગાડી પાસે ગયો. ગાડીપર ચઢી જુવે છે તો મી. કૃષ્ણરાવનું શબ. તેના ગળામાં હીરની દોરીનો ફાંસો નાંખેલો જણાયો.

" આ એજ. મી. કૃષ્ણરાવનું ખૂન. " તેના કર્ણમાં કાંઇક કાંક ગેબી અવાજ સંભળાયો.

અરવિન્દે ગાડીમાંથી નીચે ઉતરી ગાડીવાનને જગાડયો. ગાડીવાન ગાભરો ગાભરો ઉઠી પોતાના ભાડાના પૈસા માગવા લાગ્યો.

" જો, જો, તારી ગાડીમાં ખુન થયું છે. " અરવિન્દે ગાડીવાનને જણાવ્યું. "

" શું ખૂન ? ઓ મારા બાપ ! મારીજ ગાડીમાં ખૂન ? હાય ગજબ ! હું તો મરી જઇશ, મારા બાપ ! હું તો આ ચાલ્યો પોલીસ ગેટપર. મારી ગાડીમાં ખૂન ? હાય હાય ખૂન, ખૂન. " ગાડીવાન બબડવા લાગ્યો. બબડતાં બબડતાં ઘોડાઓની લગામ હસ્તમાં લીધી અને ચાબુક હવામાં ઉછાળી. ઘોડાઓ પુરપાટ એલીસ-બ્રીજ પોલીસ ગેટ તરફ દોડવા લાગ્યા. અલ્પ સમયમાં પોલીસ ગેટપર જાહેર થયું કે 'શેઠ મન મોહનદાસ ધર્મદાસના બંગલામાં ભાડે રહેતા મી. કૃષ્ણરાવનું ખૂન.' આ સમયેજ ભદ્રના ટાવરમાં બારના ટકોરા થયા.

અરવિન્દતો ગાડીવાનના ગયા પછી પોતાની ઓરડીમાં ગયો. તેને બેચેની લાગવા માંડી. " કૃષ્ણરાવનું ખૂન ! હા ! તે કોણે કર્યું હશે ? પેલી યુવતીએ તો નહિ કર્યું હોય ? પણ તેના છેવટના શબ્દો, તેની છેવટની ગભરામણ સાક્ષી પુરે છે કે ખૂન તેણેજ કર્યું છે. શું એવા કોમળ હસ્ત એવું નીચ, નિંદ્ય કૃત્ય કરવામાં મશગૂલ થયા હશે ? શું અબળા તેજ સબળા ? પણ હા ! કોણ કહેશે કે તે

સ્ત્રીએજ ખૂન કર્યું છે ? મેંજ ગાડીવાનને જણાવ્યું કે તારી ગાડીમાં ખૂન થયું છે. આથી ગુન્હો કદાચ મારી ઉપર પણ આવી શકે. એ સ્ત્રી અહીં આવી હતી તેની સાબિતી પણ કોણ આપી શકે ? હેં ! ત્યારે હુંજ ગુન્હેગાર થઇશ ? પણ મારે શા માટે ગભરાવું જોઇએ ? મેં ખૂન કર્યું જ નથી. સાચાનો બેલી શ્રી રામ છે. પણ આવી સુ-રૂપવાન કોમળ અંગવાળી મધુરબાળા આવું દુષ્ટ આચરણ કરે ખરી ? કૃષ્ણરાવનું ખૂન અને તે એક સુંદરીના હસ્તથી ? અશક્ય, અશક્ય." આવી ભિન્ન ભિન્ન વાતો તે પોતાના મન સાથે કરવા લાગ્યો. વાર્તાના વમળમાં તેની ઉંઘ પણ ઉડી ગઇ. તેનું મન કશામાં ગોઠતું ન હતું. પથારી ઉપર આમ તેમ આળોટવા લાગ્યો. મ્હા મ્હેનતે નિદ્રા તો આવી; પણ તેય ક્યાં સુખકર હતી ! સ્વપ્નમાં પણ મી. કૃષ્ણ-રાવનું ખૂન.

હા ! હા ! મી. કૃષ્ણરાવનું ખૂન. કૃષ્ણરાવને ક્યાંથી ખબર હોય કે આજેજ મારૂં જીવન પૂર્ણ થનાર છે; મારૂં આમ અચાનક મૃત્યુ થશે ? વિશ્વના ખેલ કોણ સમજી શકે છે ? થવાનુંજ થયા જાય છે. ભવિષ્યનું ભાન કોને થાય છે ?

પણ ખૂનનો કર્તા કોણ ?

હજી વાત અવ્યક્ત છે. બાળા ખૂની ? હા તેમ પણ હોય ! વાંચકવૃંદ ! ખૂની કોણ તે જાણવા ઈંતેજાર હો તો ધૈર્ય ધરો. સર્વ વાત ધીર ધરી વાંચી જાવ અને તુરતજ ખૂનીને—કેદીને તમે પકડી શકશો.



# પ્રકરણ ૨ જું.

## મિત્રોની મંડળી.

(અનુષ્ટુપ.) પ્રેમના ભેદ પ્રેમીઓ, પ્હેલાં ના સમજી શકે;
દિવ્ય એ પ્રેમના બંધે પ્રકૃતિ પ્રેમની બને.

[ તોટક. ] વદુ પ્રેમ તણા સહુ ભેદજ શું ?
કહું પ્રેમ તણા રસ તંત્રજ શું ?
*અતિ દિવ્ય અલૌકિક બંધનથી
ભળી જાય પરસ્પર અંતરથી.
વિધિએ જગ પ્રેમ મહીં વિલસે,
દૂધ સાકર સાથ સદા ભળશે;
ભળતાં રસ કાંઈ નવીન થશે,
રસ એજ મધુર સદા બનશે.
વસતા અતિ ભેદ અલૌકિક હા
શુભ પ્રેમ મહીં સુરવાસ તણા.
મહિમા અતિ પ્રેમ તણોજ સદા
રસદાયક ને વરદા, સુખદા.
જન કો ગ્રહતા નવ ભેદ કદા
સુર પ્રેમ તણા, સુર બંધનના;
સહુ ભેદ અભેદ અભેદ જ હા,
સમજી શકશે નવ માનવ હા.

**મી.** અરવિન્દ હજી પોતાની શય્યામાં ઉંઘતો હતો. સવારના સાત વાગી ગયા હતા. રાત્રિનાં ભયંકર સ્વપ્ન, કૃષ્ણરાવના ખૂનનો ભયંકર ચિતાર, અને વધારામાં પેલી મનમોહક

---

* All things by a low divine
In one another's being mingle.
P. B. Shelly.

સુંદરીના વિચારોએ તેને રાત્રિની નિદ્રાથી ઘણો ખરો વિમુખ રાખ્યો હતો. લગભગ સાડાસાત વાગે અરવિન્દ જાગૃત થયો. જાગૃત થતાંજ ગત રાત્રિના બનાવોને સ્મૃતિપટ પર ચિતરવા લાગ્યો. આ બાબતમાં શું કરવું ? પોલીસ તપાસ ચલાવશે ? પોલીસ કોર્ટમાં શો જવાબ આપીશ ? વિગેરે પ્રશ્નો એકદમ પુર જોસથી ઉભરાવા લાગ્યા. અંતે તેણે પોતાના મિત્રમંડળની આ બાબતમાં સલાહ લેવાનો નિશ્ચય કર્યો. દોઢેક કલાકમાં દંતધાવનાદિક કર્મથી પરવારી પોતાના મિત્ર મી. રમણભાઇને ત્યાં જવા તૈયાર થયો. દશેક વાગતાં દિલ્હી દરવાજે આવેલા પોતાના મિત્રને બંગલે આવી પ્હોંચ્યો.

રાવ સાહેબ રમણભાઇનું વય પિસ્તાળીશ વર્ષનું હતું. તેઓ અને અરવિન્દના પિતા ગાઢા મિત્ર હતા. અરવિન્દના પિતાના અવસાન પછી અરવિન્દ રમણભાઇનો માનિતો મિત્ર થઇ પડયો હતો. રમણભાઇ પ્હેલાં કચ્છના દિવાન હતા. હાલ તેઓ એ જગ્યાથી નિવૃત્ત થયા હતા. સ્ટેટ તરફથી તેમને માસિક ત્રણસો રૂપિઆ પેન્શન મળતું હતું. તેમને ત્રણ પુત્રીઓ હતી. કુસુમાવલી સર્વથી મોટી અને ગુણવતી સર્વથી નાની. રમા તેમની બીજી પુત્રી હતી. તેમનો પુત્ર ગુણવંતરાય ઇટોલાના “ કોલીઝન ” ( ગાડીઓ અથડાઇ તેમાં )માં પંચભૂત પામી ગયો હતો. આથી રમણભાઇના હૃદયને મહા આઘાત થયો હતો. પરંતુ પરમેશ્વરની ઇચ્છા વિરૂદ્ધ કોનાથી થવાય ? સુખ દુઃખ સહન કરવાંજ પડે. ઘરડે ઘડપણ જો કે રમણભાઇને આ શલ્ય ઘણુંજ સાલતું, પણ શું કરે ? તેમનાં પત્ની શાન્તિદેવીએ ગુણવતીને ત્રણ વર્ષની મુકી સ્વર્ગ તરફ પ્રયાણ કર્યું હતું.

રમણભાઈ શરીરે જરાક જાડા હતા. હજી પણ તેમનો શરીરનો બાંધો મજબૂત અને પ્હેલવાન જેવો હતો. ઉંચાઇમાં તેઓ જરાક ગઠ્ઠા હતા. પરંતુ તેમનાં વિશાળ નયન અને બાહુ જોનારને પોતાના સામર્થ્યની પ્રતીતિ કરાવતાં હતાં. તેઓ સર્વ શુભકાર્યમાં ઉત્સાહ ભર્યો ભાગ લેતા હતા. સરકાર તરફથી તેમનાં શુભ કાર્યના બદલામાં તેમને “ રાવસાહેબ ” નો ઇલકાબ એનાયત કરવામાં આવ્યો હતો. જનસમાજ પણ તેમના કાર્યની કદર જાણતી અને કોઇપણ જાહેર કાર્યના પ્રસંગે તેમનેજ પ્રમુખ નિમતી.

રમણભાઇનો બંગલો દિલ્હી દરવાજાની નજદીકમાં જ આવેલો

હતો. બંગલાનું નામ પોતાની મૃત પત્નીના નામ ઉપરથી 'શાન્તિસદન' રાખવામાં આવ્યું હતું. બંગલો નવી ઢબનો અને નવાં ફેન્સી ફરની-ચરથી શણગારેલો હતો. બંગલાની આસપાસ નાનો બાગ અને "સમર હાઉસીસ" બનાવેલાં હતાં. વિવિધ જાતના ફુલ છોડ બાગની અને બંગલાની શોભાસમૃદ્ધિમાં વૃદ્ધિ કરતાં હતાં.

અરવિન્દ આવ્યો તે સમયે રમણભાઈ દિવાનખાનામાં બે પુરૂષો સાથે વાર્તાલાપ કરતા હતા. એ ઉભય પુરૂષ અન્ય કોઇ નહી પરંતુ અરવિન્દના મિત્ર નવનીતલાલ અને હસમુખરાય હતા. નવનીતલાલ વયમાં અરવિન્દ કરતાં પાંચ વર્ષે મોટા હતા. તેઓએ બેરીસ્ટરની પરીક્ષા પાસ કરી હાલ અમદાવાદમાં બેરીસ્ટરની પેઢી ખોલી હતી. પેઢી ધમ-ધોકાર ચાલતી હતી. નવનીતલાલની બેરીસ્ટર તરિકેની પ્રશંસા સર્વત્ર થતી હતી. હસમુખરાય વયમાં નવનીતલાલ કરતાં એકાદ બે વર્ષે નાના હતા. તેઓ સ્વભાવે લાલા લાલ જેવા હતા. તેમનો ચ્હેરો આનંદી અને નામ પ્રમાણે હસતો જ હતો. સરકારી હાઇસ્કૂલમાં તેઓ ફર્સ્ટ આસીસ્ટંટ માસ્તર હતા.

અહીં એક વાત જણાવવા જેવી છે. નવનીતલાલની પ્રકૃતિ કાંઇ જુદાજ પ્રકારની હતી. તેઓ સ્વભાવે મહાન્ આંગ્લ લેખક મી. એ-ડીસન (સ્પેકટેટર) ને કાંઇક મળતા હતા. તેઓ કોઇપણ વાતમાં માથુ મારતા ન હતા. વાત સાંભળતા ખરા પરંતુ તેના ઉપર પોતાનો અભિપ્રાય ભાગ્યેજ આપતા. આ તેમના સ્વભાવને લીધે તેઓને મિત્રમંડળી તરફથી "સ્પેકટેટર"ની ઉપમા વારંવાર મળતી. પરંતુ આ સ્વભાવના કરતાં તેમનામાં અન્ય એક મહાન્ ગુણ હતો. તેઓ ઘણાજ દુરાગ્રહી હતા. કોઇ પણ વાતમાં જો તેઓ હાથ ઘાલે તો તે ગમે તે પ્રકારે પૂર્ણ કરવા યત્ન કરતા. ગમે તો તેમના યત્ન સફલ થાય કે નિષ્ફલ પરંતુ આ તેમની અનુપમ શક્તિથી ઘણી વખત તેઓ પ્રશંસાપાત્ર થતા અને કોઇ વખત માનભંગ પણ થતા. પરંતુ તેમની સહનશીલતા એટલી બધી હતી કે માન અપમાન તેમને કદી કાંઇ પણ અસર કરી શકતાં ન હતાં.

અરવિન્દે આવી રમણભાઇને નમસ્કાર કર્યા. સર્વ મિત્રોએ સ્ને-હથી અરવિન્દને આવકાર આપ્યો. અરવિન્દ રમણભાઇ પાસે જઇ બેઠો.

"કેમ હસમુખરાય, જાણો છો કે મી. કૃષ્ણરાવનું ખૂન થયું."

રમણુભાઇ એ હસમુખરાયને પ્રશ્ન કર્યો. અરવિન્દ આ પ્રશ્ન સાંભળી ચોંકી ઉઠયો. રમણુભાઇ આ વાત ક્યાંથી જાણે તે પ્રશ્ન તેના મગજ-માં ઉત્પન્ન થયો.

"ના, ના, હું તો નથી જાણુતો. કોણે એ સ્રીસમાજના ઉપાસક-ને પાર કર્યો ?" હસમુખરાય બોલ્યા.

"તમે નથી જાણુતા ? અરવિન્દપ્રસાદ તો જાણુતા હશે ?" અરવિન્દ તરફ દષ્ટિ કરતાં રમણુભાઇ બોલ્યા.

"હા. હું...તો...જા...ણું...છું." અચકાતે અચકાતે અરવિન્દે જવાબ આપ્યો.

નવનીતલાલ એકદમ નિદ્રામાંથી જાગૃત થયા હોય તેમ સ્વસ્થ થઇ બોલ્યાઃ—" કોનું ખૂન ?"

"કૃષ્ણુરાવનું. તમને એવી વાતો ગમે છે કયારે, સ્પેકટેટર સાહેબ ?" હસમુખરાયે ટકોર મારી કહ્યું.

હસમુખરાયના શબ્દોથી નવનીતલાલપર કાંઇક અસર થઈ. તેમની જીજ્ઞાસાવૃત્તિ જાગૃત બની. તેઓ બોલ્યાઃ—" પણુ આ વાત જાણુવા હું ઇંતેજાર છું. જ્યારે મારી કાંઇક વૃત્તિ થાય ત્યારે કોઇ પણુ ઉપાયે હું મારી ઇચ્છા પાર પાડું છું."

" રમણુભાઇ, હું તેજ વિષયમાં તમારી સલાહ લેવા અહીં આવ્યો છું." અરવિન્દે પોતાનું આવવાનું પ્રયોજન પ્રદર્શિત કર્યું.

" પણુ મને સર્વ વાતતો જણુાવો." નવનીતલાલે વધુ ઉત્સુક હૃદયે કહ્યું.

" જુઓ સાંભળો. ગત રાત્રિએ બાર વાગે મી. કૃષ્ણુરાવ કોઇક સ્રીને મળવા ગયા હતા. તમે સારી પેઠે જાણો છો કે તેઓ સ્રી મંડળમાં બહુજ રખડતા. રાત્રિએ પાછા ફરતાં રસ્તામાં ગાડીમાંજ તેમને ફાંસો દઇ કોઇએ ઠાર કર્યા. જ્યાં ત્યાં એ ત્રિયારાજમાંજ ફરતા. હવે બોલો, આ ઉપરથી આપણે શું ધારવું ? તેમનું ખૂન કોણે કર્યું હશે ?" રમણુભાઇએ સર્વ વાતનો ખુલાસો કર્યો.

" હું તો ધારૂં છું કે તેણે કોઇ સ્રીને સતાવી હશે, અને તે બાઇએ ચિડાઇને તેમને ઠાર કર્યા હશે. અંતે અમગા સમગા બને છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે." હસમુખરાયે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" મારૂં પણ ધારવું એજ છે. " અરવિન્દે જણાવ્યું. અરવિન્દે પણ હજી પેલી સુંદરીની વાત છુપાવી રાખી હતી.

" ગમે તે ખૂની હોય તેમાં આપણે શું ? પોલીસ આ બાબતમાં શું કરે છે તે જણાશે. " રમણભાઇ બોલ્યા.

" ગમે તેમ હો પણ ખૂની તો સ્રીજ હોવી જોઇએ. " નવનીતલાલે અચાનક આજે પોતાનો અભિપ્રાય આપ્યો.

સર્વ મિત્રો જાણે જ્યુરીમાં બેઠા ન હોય અને પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કરી ગુન્હેગારનો ગુન્હો સાબિત કરતા ન હોય તેવું હાલ જણાતું હતું. સર્વ મિત્રોના અભિપ્રાયનું કેન્દ્રસ્થાન એકજ હતું. " ખૂનની કર્તા સ્રી. "

હા, સ્રી હોય પણ ખરી.

અલ્પ સમય સર્વ મિત્રો કાંઇ પણ બોલ્યા સિવાય બેસી રહ્યા. નવનીત તો ઉંડા વિચારમાં મશગુલ થયલો જણાતો હતો. અરવિન્દના હૃદયમાં તો ગભરામણજ ભરેલી હતી. અંતે અરવિન્દે મૌનાવસ્થાનો ભંગ કર્યો.

" રમણભાઇ, મારે આ બાબતમાં શું કરવું ? પોલીસ કોર્ટમાં શો જવાબ દેવો ? "

" કઇ બાબતમાં ? " રમણભાઇ બોલ્યા.

" આ ખૂનની બાબતમાં. ગાડીવાનને મેંજ જણાવ્યું હતું કે તારી ગાડીમાં ખૂન થયું છે. " અરવિન્દે કહ્યું.

" ત્યાં પણ જે પ્રમાણે બન્યું હોય તે પ્રમાણે યથાસ્થિતિ જણાવવું. તે સમયે અન્ય કોઇ હાજર હતું ? " રમણભાઇએ પ્રશ્ન કર્યો.

" ના, અન્ય તો કોઈ ન હતું. " અરવિન્દે કોણ જાણે શાથી પેલી સુંદરી વિષેની બિના ગુપ્ત રાખી પ્રત્યુત્તર આપ્યો. શાથી એ સુન્દરીની વાત તેણે છુપાવી હશે ? દૈવ જાણે કે શાથી ? અંતરના ભેદ કોણ જાણી શકે ? પરંતુ નવનીતે અરવિન્દનું આ બોલવું સાંભળી ઉંચુ જોઈ તેના તરફ તીવ્ર દૃષ્ટિ કરી. અરવિન્દ એ દૃષ્ટિપાત નીચે કાંઇક દબાયો, ગભરાયો, પરંતુ બીજીજ પળે તે સ્વસ્થ બની ગયો.

" ત્યારે જે પ્રમાણે બન્યું હોય તે પ્રમાણે કહેવું. " રમણભાઇએ સલાહ આપી.

" પણ કદાચિત્ ગુન્હો મારે શિર આવે તો ? "

" ના, નહિ આવે. સત્યનો સહાયક પ્રભુ છે. ગભરાવ છો શું કરવા ? રમણુભાઇ, આ ખૂનના કર્તાને શોધી કાઢવાની મારી વૃત્તિ થઇ છે. હું તેને કોઇપણુ ઉપાયે શોધી કાઢીશ. પોલીસ તો નિર્બળ છે. તે આ વિષયમાં કાંઇપણુ કરી શકે એમ છેજ નહિ." અરવિન્દને ધીરજ આપી, રમણુભાઇને સંબોધી નવનીત બોલી ઉઠયો. બારી પાસે જઇ સીસોટી વગાડતો તે અરવિન્દ સામું ટગર ટગર જોતો ઉભો રહયો. અરવિન્દથી આ તીવ્ર દષ્ટિપાત સહન ન થયો. તેણે તુરતજ પોતાની દષ્ટિ અન્યદિશામાં ફેરવી નાંખી.

" તમે ગુન્હેગારને શોધી કાઢી શું કરશો ? ખૂન કરવાનું કદાચ સબળ પ્રયોજન હશે તો ?" રમણુભાઇ બોલ્યા.

" કંઇ સરકારમાંથી માન મેળવવાની આશા હશે." હસમુખ-રાયે કહ્યું.

" ના, ના, એવું કાંઇ છેજ નહિ. ખૂનીને પકડી શું કરવું તેનો પૂર્ણ વિચાર મેં કર્યો છે. મારી વૃત્તિ ખૂની શોધવાની થઇ છે અને હું તેને થોડા સમયમાં શોધી કાઢીશ. ખૂની જડશે તો તેને પોલીસ સ્વાધીન તો નહિજ કરૂં પરંતુ મારી અમુક યુક્તિઓ પાર પડે છે કે નહિ તેજ મારે જોવું છે. અને તેટલા માટેજ હું આ મહત્કાર્ય હસ્ત-માં લઉં છું." નવનીતલાલ જુસ્સાથી બોલ્યા.

" ત્યારે મ્હેરબાની કરી તપાસ કરવાનું માંડી વાળો, બેરીસ્ટર સાહેબ, નાહક શીદ શ્રમ લેવા તત્પર થયા છો ?" રમણુભાઇએ નવ-નીતલાલને સમજાવવા માંડયું.

" નારે ના, એ વાત કરવીજ નહીં. હું મારા વિચારથી કદીપણુ ફરનાર નથી." નવનીતલાલે પોતાનો દઢ નિશ્ચય જણુાવી દીધો.

અરવિન્દ તો નવનીતના આ દઢ નિશ્ચયથી ગાભરોજ બની ગયો. બાળા દોષિત બનશે ? એ બાળાનું ત્યારે શું થશે ? પણુ એ સુંદ-રીના વિચાર એના મગજમાં શાથી આવતા હતા ? કોણુ જાણે શાથી ?

રમણુભાઇ પણુ નવનીતની દઢતાથી આશ્ચર્ય પામ્યા.

" ભલે ત્યારે તમારી તપાસ ચલાવો." રમણુભાઈ નવનીતને ઉદ્દેશી બોલ્યા.

" હા, તે હું અત્યારથીજ શરૂ કરૂં છું. અરવિન્દપ્રસાદ, મારે તમારૂં જરાક કામ છે, મારી સાથે જરા ચાલોને " નવનીતલાલે અરવિન્દ તરફ દૃષ્ટિ ફેંકી કહ્યું.

અરવિન્દ આથી ઉલટો વધુ ગભરાયો. તેણે ડોકું ધુણાવી ના પાડી.

" ના, નહિ ચાલે અરવિન્દ, ચાલ મારી સાથે, મારે તારૂં બહુજ કામ છે. " નવનીતે અરવિન્દનો હસ્ત પકડી ખેંચવા માંડયો.

અરવિન્દ ભાન વિનાનો યા શક્તિહીન હોય તેમ નવનીતની પાછળ તણાયો તણાયો ચાલ્યો. દીવાનખાનાના જોડેના ઓરડામાં અરવિન્દને તે લઇ ગયો. નવનીતે પ્રથમતો અરવિન્દ સામી તીવ્ર શોધક દૃષ્ટિ ફેંકી.

" અરવિન્દ, આ તપાસ કરવાનું મેં હસ્તમાં લીધું છે. હું તારાથીજ શરૂઆત કરૂં છું. એ રાત્રિએ ત્યાં કોઇ અન્ય હાજર હતું ? " જુસ્સાભેર નવનીતે પોતાની તપાસની શરૂઆત કરી.

" ના......" અરવિન્દે ઠંડે પેટે પ્રત્યુત્તર આપ્યો. નવનીત આ સાંભળી ઠંડોગાર બની ગયો. અલ્પ સમય વિચાર કરી પુનઃ તે બોલ્યો.

" અરવિન્દ, તું અસત્ય કહે છે. તે રાત્રિએ ત્યાં એક સ્ત્રી હાજર હતી કે નહિ ? " કરડાગીથી પુનઃ પ્રશ્ન ઉપસ્થિત થયો. એ કરડાગીના દબાણમાં અરવિન્દ દબાયો.

" કેમ ગભરાવ છો શું કરવા ? માત્ર એટલુંજ કહો કે હતી. " નવનીત પોતાના શબ્દોથી અરવિન્દના મુખપર થયેલી અસર નિહાળી બોલ્યો.

" ના, ન હતી. " અરવિન્દે પ્રત્યુત્તર આપ્યો.

" માત્ર એટલું જ મારે જાણવું હતું. અરવિન્દ, હવે આ વિષયમાં તું વચ્ચે આવતો ના. હું તને ચેતાવું છું. હું એ ખૂનીને મારી યુક્તિઓથી શોધી કાઢીશ. " નવનીતલાલે અરવિન્દને ચેતવણી આપી.

" બહુ સારૂં. તારે જે કરવું હોય તે કર તેમાં મારે શું લાગે વળગે છે. " અરવિન્દે ગંભીર મુખમુદ્રા કરી કહ્યું. તુરતજ તે નવનીત

પાસેથી દિવાનખાનામાં ચાલતો થયો. રમણભાઇ પાસે બેસી અલ્પ સમય વાર્તાલાપ કરી પોતાના બંગલા તરફ ચાલ્યો.

પરંતુ તેના વિચાર શા હતા? નવનીત એ સુંદરીના આગમન વિષે ક્યાંથી જાણે? શું તે એ સુંદરીને શોધી કાઢશે? તે સુંદરી જ ખૂની હશે? આજ તેના વિચારો.

પણ એ વિચારોનું કારણ? કારણ તે સમજી શકતો ન હતો, જાણી શકતો ન હતો.

વાંચક બંધુઓ! અરવિન્દને હમણાં તેના તરંગો સાથે વાદવિવાદ કરવા દો. જરા પાછા ફરો. ચાલો એલીસબ્રીજ પોલીસ સ્ટેશન તરફ જુઓ. ત્યાં શું થાય છે?

ગાડીવાને આવી પોલીસ કોન્સ્ટેબલને મી. કૃષ્ણુરાવના ખૂનથી વાકેફ કર્યો તે આપણે જણાવી ગયા છીએ. ગાડીવાને વાત જાહેર કરી તેજ સમયે ભદ્રમાં બારના ટકોરા થયા હતા. કોન્સ્ટેબલે મી. કૃષ્ણુરાવના શરીરની તપાસ કરી નોંધ લીધી. તેનાં ખીસાપાકીટ તપાસતાં તેમાંથી માત્ર એક સોનાનું ધડીયાળ અને સોનાનો અછોડો જ નિકળ્યો. બીજા ખીસામાંથી સો-સોના બે નોટ હાથ આવ્યા. તેના પાટલુનના ખિસામાંથી નિચેની ચીઠી મળી આવી.

રાયપુર આકાશેઠના કુવાની પોળ.

તા........

રા. શ્રીયુત્ કૃષ્ણુરાવ.

આજ રાત્રિએ સાડાઆઠ વાગે કૃપા કરી અમારે ત્યાં પધારશો. અમારે ત્યાં આજે ઉજાણી છે. અન્ય ગૃહસ્થો પણ પધારનાર છે.

લી. સુમનગૌરી.

બીજી કાંઇપણ જાણવા યોગ્ય ચીજ તેનાં સર્વ અંગની ઝડતી લેતાં પણ મળી નહિ. તપાસ માટે સીવીલ હોસ્પીટલમાં લાસ મોકલી દેવામાં આવી.

ગાડીવાનની જુબાની કોન્સ્ટેબલે લખી લીધી. તેણે જણાવ્યું કે મી. કૃષ્ણુરાવે મારી ગાડી રીચીરોડ ઉપરથી ભાડે કરી હતી. ગાડી ભાડે કરી તે સમયે લગભગ અગિયાર થયા હશે. મેં જરાક નિશો કર્યો હતો, તેથી ગાડીમાં ખુન થયું તેની મને ખબર નથી. રસ્તામાં

થયું કે ક્યાં આગળ થયું તે હું જાણુતો નથી. ગાડી મેં બંગલા આગળ ઉભી રાખી પરંતુ નિશાને લીધે હું ત્યાંજ ઉંઘી ગયો. ઉંઘમાંથી મને બંગલામાં રહેતા એક માણસે જગાડયો. તેમણે જ મને જણાવ્યું કે ગાડીમાં ખૂન થયું છે. તરતજ લાસ સાથે ગાડી મેં અહીં આણી છે.

પોલીસે સવારમાં મનમોહનદાસશેઠને બંગલે ખબર કાઢી. પરંતુ તે સમયે અરવિન્દ રાવસાહેબ રમણભાઇની પાસે ગયો હતો. પુનઃ પોલીસ અમલદાર તેમની જુબાની લેવા ત્યાં આવી બેઠો હતો. અરવિન્દ આવ્યો એટલે તેને સર્વ બિના પુછવા માંડી. અરવિન્દે ખૂનની અથઇતિ વાત જણાવી, પરંતુ પેલી સુંદરીના સબંધમાં તેણે એક શબ્દનું પણ ઉચ્ચારણ કર્યું નહી. કોણ જાણે શાથી ઇચ્છાએ કે અનિચ્છાએ તેણે પેલી સુંદરીના આગમનની બિના દબાવી જ રાખી હતી. આમ કરવાનું પ્રયોજન શું હશે ? પ્રભુ જાણે શું હશે !

મી. કૃષ્ણરાવના ખૂનની વાત સર્વત્ર પ્રસરી ગઇ. પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણના સર્વ લતાઓમાં અત્યારે આ ખૂન વિષે જ વાત ચાલતી હતી. કોઇ પણ વ્યક્તિ ખૂન થવાનું પ્રયોજન યા ખૂનનો કર્તા કોણ તે સમજી શકતી ન હતી. સર્વજનો પોતપોતાના જુદા જુદા અભિપ્રાયો દર્શાવતા હતા. કોઇ આમ કહે ને કોઇ તેમ કહે તેમાં સત્ય શું હોઇ શકે ? કેટલાક તો વળી મી કૃષ્ણરાવના ખૂનનાં કારણ તો અતિ વિચિત્ર અને હાસ્યજનક દર્શાવતા હતા. કેટલાક તો વળી એવું કહેતા હતા કે " " તેમણે એક ગરીબ કુમારીકાને સતાવી હતી, બળાત્કાર કરી તેના જીવનને દૂષિત બનાવ્યું હતું. એ બાળાએ જ તેમનો જીવ લઇ પોતાનું વેર વાળ્યું હશે એવું અમારૂં ધારવું છે. આ વાત જનસમાજમાં ઘણીજ ચર્ચાય છે. અમોએ પણ એવુંજ સાંભળ્યું છે. એ બાઇનું નામ ઠામ અમારા જાણવામાં નથી.

સ્થાનિક દૈનિક પત્રોમાં પણ એ વાત " ભેદ ભર્યું ખૂન. " એવા મોટા અક્ષરના મથાળા નીચે છપાઇ ગઇ અને સર્વના હસ્તમાં આવી ગઇ.

હવે આમાં સત્ય શું અને અસત્ય શું ? પ્રભુ જાણે કોણ ખૂની.

સીવીલ હોસ્પીટલમાં આશરે સવારના નવ વાગે લાસને તપાસવામાં

આવી. સીવીલ સરજ્યન મી. સેન્ડહર્સ્ટે ખૂન થયાં દશેક કલાક થયા છે એવી મતલબનો રીપોર્ટ કર્યો. રીપોર્ટ પ્રમાણે ખૂન અગીઆર અને બારની વચ્ચે થયું હોવું જોઇએ. ગાડીવાનના કહેવા પ્રમાણે મી. કૃષ્ણુરાવે લગભગ અગિયાર વાગે ગાડી ભાડે કરી હતી. અરવિન્દના કહેવા પ્રમાણે બારેકને સુમારે ગાડી બંગલા પાસે ઉભી હતી. પોલીસ સ્ટેશને ગાડી આવી ત્યારે ભદ્રમાં બારના ટકોરા થયા હતા. ત્યારે ખૂન અગિયાર અને બારની વચ્ચે જ થયું હોવું જોઇએ.

પોલીસ તરફથી સુમનગૌરીની સાક્ષી લેવામાં આવી. તેમણે જણાવ્યું કે મી. કૃષ્ણુરાવ અહીંથી સાડાદશને સુમારે ગયા હતા.

મી. કૃષ્ણુરાવની રૂમની ઝડતી પણ પોલીસે લીધી. પરંતુ તે એથી કાંઇપણ નવું સત્વ કાઢી શકી નહીં.

મી. અરવિન્દપ્રસાદ અને ગાડીવાળો કરશન શ્યામજી, પોલીસની દૃષ્ટિએ ગુન્હેગાર જણાયા. પોલીસે તેઓની ઉપર વારંટ કઢાવ્યાં. મી. અરવિન્દપ્રસાદ અને ગાડીવાન કરશન શ્યામજી ઉપર વારંટનો અમલ પણ થઇ ચુકયો. પોલીસઇન્સ્પેકટરે તેઓની તપાસ માટે કેસ ચલાવવા મેજીસ્ટ્રેટ તરફ લખાણ કર્યું. તપાસની મુદત તા. ... ની રાખવામાં આવી.

અરવિન્દ તો બીચારો બીન ગુન્હે જેલજાત્રા કરતો હતો. ખૂનનો કેસ હોવાથી જામીન ઉપર છૂટાય એમ હતું નહીં. શું કરે ? કાયદાને માન આપવું પડે. પોલીસની દૃષ્ટિએ તો 'છીંડે ચડે તે ચોર.' ખરૂં ખોટું તો જોવાય જ નહીં.

* * * *

આજે મેજીસ્ટ્રેટ સન્મુખ કેસ ચાલનાર છે. અરવિન્દ અતિશય ચિંતાગ્રસ્ત જણાય છે. તે ઉંડા વિચાર સાગરમાં ડુબવા લાગ્યો. હું ત્યાં શો જવાબ દઇશ ? પેલી સુંદરી વિષે કંઇ કહેવું કે નહિ ? મારે શું કરવું ? વિગેરે ચિંતાઓ તેના મનનું ભક્ષણ કરવા લાગી. અંતે તે સમયે જે થાય તે ખરૂં એવો નિશ્ચય કરી સ્વસ્થ બન્યો.

સાડાદશ વાગે ગાડીવાનને તથા અરવિન્દને જેલરે બેડી પ્હેરાવી. કોર્ટ તરફ પોલીસોના પ્હેરા નીચે તેઓએ ચાલવા માંડયું. રસ્તે જનારાઓ અરવિન્દ તરફ જોઇ કંઇ કંઇ બોલતા હતા. અરવિન્દને આથી આંખમાં આંસુ પણ આવી ગય

અરવિન્દ અને ગાડીવાનને લઇ પોલીસ કોર્ટમાં આવી તે સમયે તે ચિક્કાર ભરાઇ ગઇ હતી. મી. કૃષ્ણરાવનો ખૂની કોણ ઠરે છે તે જાણવા બધા ઘણા જ ઉત્સુક જણાતા હતા. જ્યાં ત્યાં ગિરદી જ જણાતી હતી. સ્થળ સંકોચ અત્યારે ઘણો જ લાગતો હતો. ખૂનની વાત જ્યાં ત્યાં ચર્ચાતી હતી. અન્યોઅન્ય તે ઉપર પોતાના અભિપ્રાય આપતા હતા. કેટલાક અન્યોન્ય મશ્કરી કરતા હતા, કેટલાક હાસ્ય વિનોદ કરતા હતા અને કેટલાકના મુખમાંથી બિભત્સ શબ્દોનો પ્રવાહ પણ છૂટતો હતો. કેટલાક તો મૂગે મોંઢે આંખ ફાડી ન્યાયાધિશની રાહ જોતા હતા. પોલીસનો જાપ્તો પણ ઠીક હતો.

વકીલો પોતપોતાની ખુરશીઓપર આવીને બેસી ગયા. અરવિન્દનો બચાવ કરવા માટે મી. નવનીતલાલ બેરીસ્ટર પણ પધાર્યા હતા. એક બાજુએ પોલીસ પ્રોસીક્યુટર મી. રામભાઉ પણ આવી બેઠા. તેમની બાજુમાં જ જ્યુરીએ પોતાની બેઠક લીધી હતી. તેમની સામેની બાજુએ સાપ્તાહિક અને દૈનિક પત્રોના રીપોર્ટરો પણ આ "ભેદ ભર્યા ખૂન"ના કેસની નોંધ લેવા માટે બેઠા હતા.

અલ્પ સમયમાં ન્યાયાધિશ સાહેબ પધાર્યા. સર્વે કોઇ ઉભા થયા. તેઓ ન્યાયાસને બિરાજ્યા એટલે બધા બેસી ગયા. ઝુલતા પંખા તણાવા લાગ્યા. વાતો કરતા મનુષ્યો હવે શાન્ત પડી ગયા. શાન્તિ એટલીબધી ફેલાઇ ગઇ કે જો એક ટાંકણી જમીનપર પડે તો તેનો અવાજ સંભળાય. માત્ર પંખાની દોરી તણાવાથી ગરગડીનો અવાજ કર્ણગોચર થતો હતો. સર્વ જણ ન્યાયાધિશ શું કહે છે તે સાંભળવા આતુર હૃદયે ઉંચા ઉંચા થઇ તેમના તરફ જોવા લાગ્યા.

ન્યાયાધિશે પોલીસ પ્રોસીક્યુટરને પોતાનો કેસ સંભળાવવા કહ્યું એટલે મી. રામભાઉ ઉભા થયા અને પોતાનું ભાષણ શરૂ કર્યું.

"માનનીય ન્યાયાધિશ સાહેબ, તથા માનનીય જ્યુરીવર્ગ વિગેરે.

તમારા સમક્ષ આજરોજ એક વિચિત્ર કેસ આણેલો છે. આ કેસ જો કે ખૂનનો છે તો પણ અન્ય ખૂનના કેસો કરતાં આ કેસ કાંઇક વિચિત્રતા ધરાવે છે. બીજા કેસો એવા હોય છે કે ખૂન કરવાનું પ્રયોજન જલ્દી સમજી શકાય છે, અથવાતો આસપાસની વસ્તુસ્થિતિ એવી હોય છે કે ખૂન થવાનું પ્રયોજન જલ્દી સમજી શકાય. પોલીસે અથાગ મ્હેનત લઇ તપાસ કરી. અંતે તેઓને બે મનુષ્યો

ગુન્હેગાર જણાય છે, જેઓને તપાસ માટે કોર્ટ સમક્ષ લાવવામાં આવ્યા છે. તેઓ પોતાના ગુન્હાનો એકરાર કરતા નથી. પરંતુ તેઓ ગુન્હેગાર છે તે સાબીત કરવાને પોલીસ પાસે સબળ કારણો પસ્તુત છે.

પોલીસે લીધેલી નોંધ પ્રમાણે ખૂનની હકીકત નીચે પ્રમાણે છે. મી. કૃષ્ણરાવ નામના ગૃહસ્થ શેઠ મનમોહનદાસ ધર્મદાસના એલીસબ્રીજ સ્ટેશન ક્રોસીંગ પાસે આવેલા બંગલામાં ત્રીજે માળે ભાડે રહેતા હતા; તેઓ ત્યાં લગભગ ત્રણ વર્ષથી રહેતા હતા; પરંતુ તેમને ત્યાં ભાડે રહેતા અન્ય ગૃહસ્થો સાથે કાંઇપણ પરિચય હોય એમ જણાતું નથી. માત્ર મી. અરવિન્દપ્રસાદ જે બીજા માળમાં ભાડે રહે છે તેમની સાથે કોઇક સમયે બોલતા; તેમની ઓરડીમાં કોઇક સમયે ચ્હા પીવા પણ જતા. આટલો પરિચય હતો પરંતુ અરવિન્દપ્રસાદ અને કૃષ્ણરાવ કંઇ ગાઢ મિત્રતા ધરાવતા ન હતા. તેમના ઓરડાની ઝડતી લેતાં ઘણા કાગળો અને બીજો મળી આવ્યા છે. ઘણા ખરા કાગળો મોટાં માનનીય કુટુંબો તરફથી મીજબાની, ચ્હાપાણી અને ગમ્મતોના મેળાવડાઓમાં નિમંત્રણના છે. અન્ય કાંઇ પણ અગત્યનું ત્યાંથી મળ્યું નથી. તેઓ રાત્રે અગિયાર કે બાર વાગે બંગલે પાછા ફરતા. રીચી-રોડ ઉપર આવેલા રાજનગર લોજમાં તેઓ જમતા. ત્યાં પણ તપાસ કરવામાં આવી હતી. પરંતુ ત્યાંથી કંઇ પણ અગત્યની વસ્તુ હસ્ત આવી નથી.

ગયા માસમાં તા. ... ... ને દિવસે એલીસબ્રીજ પોલીસ સ્ટેશને એક ગાડી આવી. ગાડીવાન કરશન સ્યામજીએ પોલીસ કોન્સ્ટેબલ ભીમજીને જણાવ્યું કે મારી ગાડીમાં શેઠ મનમોહનદાસના બંગલામાં રહેતા એક ગૃહસ્થનું ખૂન થયેલું છે; મને તેમનું નામ ખબર નથી. તેમની લાસ હજી મારી ગાડીમાં છે. આ પ્રમાણે જાહેર થવાથી ભીમજીએ તે સમયે જે પોલીસો ત્યાં હાજર હતા તેમની અને ત્યાં થઇ પસાર થતાં બીજાં પાંચ માણસની સમક્ષ લાસની તપાસ લીધી હતી. લાસને ગળે હીરની દોરીનો ફાંસો નાખેલો હતો. તેના કોટના ખીસામાંથી સોનાનું ઘડીયાળ, સોનાનો અછોડો, અને સો સોના બે નોટ મળ્યા હતા. તેના પાટલુનના ખીસ્સામાંથી એક ચીઠ્ઠી મળી આવી હતી. તે આપ સમક્ષ રજુ કરવામાં આવે છે.

ગાડીવાન કહે છે કે મને બંગલામાં રહેતા એક ગૃહસ્થે મારી

ગાડીમાં ખૂન થયાનું જણાવ્યું હતું. મેં નિશો કર્યો હતો એટલે હું બેઠો બેઠો ઉંઘી ગયો હતો. મેં ખૂનની વાત જાણી કે તુરતજ હું ગાડી પોલીસ સ્ટેશને લાવ્યો અને ખૂનની વાત જાહેર કરી.

હવે બન્ને ગુન્હેગારો આપ સમક્ષ હાજર થશે. તેઓની જુબાની લઇ યોગ્ય પગલાં લેવા હું આપ માનનીય પુરૂષોને વિનતી કરૂં છું. કૃષ્ણરાવની લાસની ઝડતી લેતાં જે ચિઠ્ઠી મળી આવી હતી તે ચિઠ્ઠી લખનાર બાઇને પણઆપની સમક્ષ હાજર કરી છે."

મી. રામભાઉ ઉપર પ્રમાણે બોલી બેસી ગયા. લોકો હવે શું થાય છે તે જોવા ઉંચા નીચા થવા લાગ્યા. અલ્પ સમયમાં મી. અરવિન્દપ્રસાદનું નામ પોકારવામાં આવ્યું. પોલીસના પ્હેરા હેઠળ અરવિન્દપ્રસાદ પાંજરામાં આવી ઉભા રહ્યા. પ્રથમ તો કોર્ટના નિયમ પ્રમાણે તેમને સોગન લેવડાવ્યા.

ન્યાયાધિશઃ—" તમારૂં નામ ? "

અરવિન્દઃ—" અરવિન્દપ્રસાદ. "

ન્યાયાધિશઃ—"તમારા પિતાનું નામ "

અરવિન્દઃ—" જમીયતરામ. "

ન્યાયાઃ—" તમારી ઉમ્મર ? "

અરવિન્દઃ—" પચીશેક વર્ષની. "

ન્યાયાઃ—" તમારી જ્ઞાતિ ? "

અરવિન્દ—" નાગર બ્રાહ્મણ. "

ન્યાયાઃ—" તમે શો ધંધો કરો છો ? "

અરવિન્દઃ—" શેઠ સુંદરરામ સદારામની મીલનો મેનેજર છુ."

ન્યાયાઃ—" કેટલા વર્ષથી ત્યાં મેનેજર છો ? "

અરવિન્દઃ—બે વર્ષથી. "

ન્યાયાઃ—"તમે શેઠ મનમોહનદાસ ધર્મદાસના બંગલામાં ક્યારથી રહેવા આવ્યા ? "

અરવિન્દ—" બે વર્ષ ઉપર. "

ન્યાયા—" તમે કયા માળમાં રહો છો ? "

અરવિન્દ—" બીજા. "

ન્યાયા—" તમે ત્યારે કૃષ્ણરાવને ઓળખો છો ખરા ? "

અરવિન્દઃ—" હાજી. તેઓ અમારી જ્ઞાતિનાજ હતા. "

ન્યાયા:—"ત્યારે તો તમારે ને એમને ગાઢ પરિચય હશે ?"

અરવિન્દ:—"બહુ નહી. કાંઇક સમયે એકઠા થતા."

ન્યાયા:—'તેઓ શે ધંધો કરતા હતા તે તો જાણતા હશે.?"

અરવિન્દ:—"નાજી, મને તે વિષે કાંઇ પણ ખબર નથી."

ન્યાયા:—"તમોએ તેમને એ બાબતમાં કાંઇ પણ પૂછ્યું તો હશે ?"

અરવિન્દ:—"હાજી, પરંતુ તેમણે એ વાત ઉડાવી દીધી એટલે મેં તેમને ફરીથી તે વિષે પ્રશ્ન કર્યોજ નથી."

ન્યાયા:—"તેમની સ્થિતિ કેવી હતી તે તો તમને માલૂમ હશે ?"

અરવિન્દ:—"એતો એક લક્ષાધિપતિની પેઠે રહેતા હતા."

ન્યાયા:—"તમો તા......ને દીવસે રાત્રિએ કેટલા વાગે બંગલે પાછા ફર્યા હતા ?"

અરવિન્દ:—"આશરે નવેક વાગે."

ન્યાયા:—"તે સમયે કૃષ્ણરાવ બંગલે હતા ?"

અરવિન્દ:—"હું તે જાણતો નથી. પરંતુ દશેક વાગે હું તેમને કાંઇક સંદેશો કહેવા તેમના માળે ગયો હતો તે સમયે તેમની ઓરડીને તાળું વાસેલું હતું."

ન્યાયા:—"શો સંદેશો કહેવાનો હતો ? સંદેશો કોણે મોકલાવ્યો હતો ?"

અરવિન્દ—"સંદેશો ટેલીફોન મારફતે આવ્યો હતો. સંદેશો કોણે મોકલાવ્યો તે હું જાણતો નથી. મી. કૃષ્ણરાવને કોઇએ ગમત પાર્ટીમાં બોલાવ્યા હતા."

ન્યાયા:—'તમે સત્ય કહો છો કે સદેશો કોણે મોકલાવ્યો હતો તે હું જાણતો નથી ?"

અરવિન્દ:—"મેં સંદેશો મોકલાવનારનું નામ નંબર પુછ્યાં હતાં, પરંતુ મને તે જણાવવામાં આવ્યાં નહી. માત્ર એટલોજ જવાબ મળ્યો કે સંદેશો સાંભળી મી. કૃષ્ણરાવ મને ઓળખશે ?"

ન્યાયા:—"તમે ઉપર ગયા તે સમયે બીજું કોઇ હતું ?"

અરવિન્દ:—"ના જી."

ન્યાયા:—"ઓરડી વાસેલી હતી ત્યારે તમોએ સંદેશાનું શું કર્યું ?"

અરવિન્દઃ—" એક ચિઠ્ઠીમાં સંદેશો લખી તેમની ઓરડીમાં તે ચિઠ્ઠી નાંખી હતી."

ન્યાયાઃ—" કૃષ્ણરાવ પછીથી બંગલે આવ્યા હતા?"

અરવિન્દઃ—" હું તે જાણતો નથી. હું તો નીચે આવી ચાલીમાં આરામ ખુરશી નાખી બેઠો હતો, ત્યાંને ત્યાં હું નિદ્રાવશ બની ગયો હતો એટલે તેઓ આવ્યા હતા કે નહિ તેની મને ખબર નથી."

ન્યાયાઃ—" તમે પછી નિદ્રામાંથી ક્યારે જાગ્યા?"

અરવિન્દઃ—" મને તે માલુમ નથી. પરંતુ ગાડીનો ઘંટ સાંભળવાથી હું જાગી ઉઠયો હતો."

ન્યાયાઃ—" જાગીને તમે શું કર્યું?"

અરવિન્દઃ—" મેં છજામાંથી ઝાંપા તરફ નજર કરી તો એક વિકટોરીયા ઉભી રહેલી જણાઇ. ગાડીવાન પોતાની બેઠક ઉપર ગબડી પડેલો જણાયો. તેનો પગ ધ્રુજવાથી ઘંટ વાગતો હતો. ગાડીમાં એક માણસ બેઠેલું મારી નજરે પડયું. મેં ધારી ધારીને જોયું તો મી. કૃષ્ણરાવને ઓળખ્યા. ગાડીમાંથી તે ઉતર્યા નહી એટલે મેં ધાર્યું કે તેઓ કદાચ ઉંઘતા હશે. આથી તેમને જગાડવા સારૂં હું ગાડી પાસે ગયો. ત્યાં જઇ જોઉં છું તો તેમની લાસ મારી દૃષ્ટિએ પડી. ગાડીવાન તો કંઇક કેફમાં મુર્છાવશ થયલો જણાતો હતો. મેં તેને સચેત કર્યો. પણ એતો ગાડી ભાડાના પૈસા માગવા લાગ્યો. મેં તેને એની ગાડીમાં ખૂન થયાની વાત જણાવી ત્યારેજ તે ભાનમાં આવ્યો. બીજીજ પળે તે બબડતો બબડતો પોલીસ સ્ટેશન તરફ ગાડી હાંકી ગયો. બીજું કાંઇ મને ખબર નથી."

હજી પણ અરવિન્દે પેલી યુવતીના સમ્બંધમાં કાંઈ પણ કહ્યું નહિ. કોણ જાણે કઇ દૈવી શક્તિએ તેના હૃદયને એ સુંદરી વિષે કઇ પણ કહેવા ના પાડી હશે! કોણ જાણે શાથી તે યુવતી વિષેની વાત ગુપ્ત રાખતો હતો. આ કઇ શક્તિ હશે? વાંચક બંધુઓ! એ ભેદ હમણાં તો નહિ સમજાય, પરંતુ આ કથાનાં પાનાં જેમ જેમ આગળ વાંચતા જશો તેમ તેમ તમારાથી એ ભેદ સમજાશે.

ન્યાયાઃ—" તે સમયે કેટલા વાગ્યા હશે?"

અરવિન્દઃ—" ગાડીવાનના ગયા પછી અલ્પ સમયમાં અઢાર્માં

બારના ટકોરા થયા હતા; મારી ઓરડીમાં જઇ મારા ઘડીયાળમાં મેં જોયું તો તે સમયે સવાબાર થયા હતા."

ન્યાયાઃ—" આ સિવાય તમારા જાણવામાં બીજું કાંઇપણ આવ્યું છે ?"

અરવિન્દઃ—" ના જી."

અરવિન્દે ચોખ્ખી નાજ પાડી.

અરવિન્દની જુબાની પુરી થઈ. તુરતજ ગાડીવાન કરશન સ્વામજીને બોલાવવામાં આવ્યો. તેણે જુબાનીમાં જણાવ્યું કે 'કૃષ્ણરાવે લગભગ અગીયાર વાગે મારી ગાડી રીચીરોડ ઉપર ભાડે કરી હતી. મેં તે રાતે જરાક વધારે નિશો કર્યો હતો. તેથી મને બરોબર ભાન હતું નહીં. ગાડી ભાડું એક રૂપીઓ ઠરાવ્યું હતુ. ગાડી બંગલા પાસે આવી તેવામાં એકદમ આંચકો આવવાથી હું બેઠક ઉપર ગબડી ગયો; નિશાને લીધે હું તેજ દશામાં ઉંઘી ગયો. હું કેટલો વખત એ હાલતમાં રહ્યો તેની મને ખબર નથી. બંગલામાં રહેતા એક ગૃહસ્થે મને જગાડયો હતો. મારી ગાડીમાં ખૂન થયાનું એમણેજ મને જણાવ્યું હતું. ખૂનની વાત સાંભળી હું તુરતજ લાસ સાથે ગાડી પોલીસ સ્ટેશને લાવ્યો હતો અને પોલીસ કોન્સ્ટેબલને સર્વ વાત જણાવી હતી. પોલીસે લાસની ઝડતી લીધી હતી.'

પછીથી કૃષ્ણરાવને મીજબાનીમાં નોતરનાર સુમનગૌરીની જુબાની લેવામાં આવી. તેમણે જણાવ્યું કે મારે ત્યાં મીજબાની હતી. કૃષ્ણરાવને મેં મારે ત્યાં પધારવા નિમંત્રણ દીધું હતુ અને આગ્રહ પણ કર્યો હતો. મારે ત્યાંથી તેઓ સાડા દશને સુમારે ચાલતા થયા હતા. તેમણે મને એવું કહ્યું હતુ કે હજી મારે એક મિત્રને ત્યાં ગમતમાં જવાનું છે.

પોલીસ કોન્સ્ટેબલ ભીમજીની પછીથી તપાસ શરૂ થઇ. તેણે જણાવ્યું કે ગાડીવાને મને બાર વાગે ખૂન થયાની વાત જણાવી. મેં બીજા પોલીસો અને રસ્તે જતા કેટલાક માણસો સમક્ષ પંચ કેસ કર્યો હતો. તેની નકલ મારા ઉપરી તરફ મોકલવામાં આવી છે. કૃષ્ણરાવના શરીરની ઝડતી લેતાં એક સોનાનું ઘડીઆલ, એક સોનાનો અછોડો, સો સો રૂપીઆના બે નોટો, અને એક ચીઠ્ઠી એટલું મળી આવ્યું હતું. સવારમાં મી. અરવિન્દપ્રસાદની જુબાની લીધી હતી.

કૃષ્ણરાવની રૂમની પણ પંચ સમક્ષ ઝડતી લેવામાં આવી હતી. ચિઠ્ઠી લખનાર બાઇની પણ તપાસ કરી હતી. એ બધી તપાસની નકલ અને પંચકેસની નકલ પણ મારા ઉપરી અમલદાર ઉપર મોકલી છે. કૃષ્ણરાવની રૂમની તપાસ લેતાં કાંઈ પણ અગત્યનું મળ્યું નથી.

મી. રામભાઉએ ભીમજીની જુબાની પૂર્ણ થતાં સીવીલ સરજ્યન મી. સેન્ડહર્સ્ટનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો. મી. સેન્ડહર્સ્ટે રીપોર્ટમાં જણાવ્યું હતું કે લાસ સવારના નવ વાગે તપાસવામાં આવી હતી. ફાંસાથી મરણ નિપજેલું છે. ગમે તો કોઇ બીજા માણસે ફાંસો દીધો હોય અગર તો પોતાની મેળે કાંઇ કારણસર ફાંસો ખાધો હોય. મરણ અગીયાર અને બાર વચ્ચે નીપજ્યું હશે.

રીપોર્ટ વાંચી મી. રામભાઉએ બંધિવાનોની ઉલટ તપાસ કરવા માંડી. ઉલટ તપાસ પૂર્ણ થતાં મી. રામભાઉએ બંધિવાનોને ગુન્હેગાર ઠરાવવા કાયદાઓનાં પ્રમાણુસહ ભાષણ કર્યું.

મી. રામભાઉનું ભાષણ પૂર્ણ થતાં મી. નવનીતલાલ બૅરીસ્ટર અરવિંદપ્રસાદનો બચાવ કરવા ઉભા થયા. પોતાના છટાદાર વાક્ચાતુર્યથી, કાયદાનાં અનુભવ સિદ્ધ પ્રમાણોથી અને અનેક દલીલોથી તેમણે મી. રામભાઉની સર્વ દલીલો તોડી નાખી. સર્વ કોઇ તેમના ભાષણથી મોહ પામ્યા.

મી. નવનીતલાલનું ભાષણ પૂરૂં થયું એટલે જ્યુરી પોતાના રૂમમાં ગઇ. લગભગ અડધા કલાકમાં તે બહાર આવી. ન્યાયાધિશને જ્યુરીએ જણાવ્યું કે 'ગમે તો મી. કૃષ્ણરાવે આપઘાત કર્યો હોય, અગર તો અન્ય કોઇએ તેમનું ખૂન કર્યું હોય, પરંતુ મી. અરવિન્દ-પ્રસાદ અને ગાડીવાન કરશન શ્યામજી બિનગુન્હેગાર છે.'

જનસમાજ હવે ન્યાયાધિશ શું કહે છે તે સાંભળવા ઉત્સુક બન્યો. ન્યાયાધિશે ઉભા થઇ પોતાનું જજમેન્ટ વાંચવા માંડયું.

"માનનીય જ્યુરી, વકીલ વર્ગ વિગેરે:

આજના કેસમાં સર્વેની જુબાનીઓ, ડોકટર સાહેબ મી. સેન્ડ-હર્સ્ટનો રીપોર્ટ અને જ્યુરીનો અભિપ્રાય ધ્યાનમાં લેતાં, તેમજ મી. નવનીતલાલના ભાષણ ઉપરથી જણાય છે કે મી. અરવિન્દપ્રસાદ અને ગાડીવાન બીન ગુન્હેગાર છે. સવની જુબાનીઓ અને ડોકટર સાહે-

બના રીપોર્ટ ઉપરથી એટલું તો નક્કી થાય છે કે ખૂન અગીયાર અને બારની વચ્ચે થયું હશે. હવે આ ખૂનનો કેસ છે કે આપઘાતનો તે પણ સમજાય એમ નથી. જો ખૂનનો કેસ હોય તો તો વસ્તુ સ્થિતિ એવી છે કે ગાડીવાનને અને મી. અરવિન્દપ્રસાદને ગુન્હેગાર માની શકાય. પરંતુ બીજી એવી એકે સાબિતી નથી કે જે તેમને પૂરી રીતે ગુન્હેગાર બનાવી શકે. આથી મી. અરવિન્દપ્રસાદને અને ગાડીવાનને કોર્ટ બીન ગુન્હેગાર ગણી મુક્ત કરે છે; અને આ કેસમાં ક્રીમીનલ ઇન્વેસ્ટીગેશન ડીપાર્ટમેન્ટને તપાસ ચલાવવા સારૂ વિનતિ કરવામાં આવે છે. જો આ ખૂનનો કેસ હોય તો ખૂની અને આપઘાતનો કેસ હોય તો આપઘાત કરવાનું પ્રયોજન જ્યાંસુધી જાણવામાં ન આવે ત્યાં સુધી આ કેસ મુલતવી રાખવામાં આવે છે. કોર્ટ આથી કાંઇપણ વધુ અજવાળું આ બાબતમાં નાખી શકતી નથી.

બીજુ ગાડીવાન કરશન સ્યામજીએ નિશો કરી જે બેદરકારી બતાવી છે તેને માટે તેનો બસો રૂપીઆ દંડ કરવામાં આવે છે. જો દંડ ન આપે તો દોઢ માસ સખ્ત મજુરી સાથે કેદની સજા ફરમાવવામાં આવે છે. ”

ન્યાયાધિશ જજમેન્ટ વાંચી બેસી ગયા. અલ્પ સમયમાં તો કોર્ટ ખાલી થઇ ગઇ. કોઇ આ રસ્તે તો કોઇ આ રસ્તે જવા લાગ્યા. કેટલાક મી. નવનીતલાલના ભાષણની વાકપટુતાની પ્રશંસા કરવા લાગ્યા. કેટલાક ન્યાયાધિશના જજમેંટનાં વખાણ કરવા લાગ્યા; તો કેટલાક તેની અવગણના કરવા લાગ્યા. અરવિન્દ મુક્ત થઇ નવનીતને મળ્યો. પોતાનો બચાવ કર્યો તે માટે તે એનો ઉપકાર માનવા લાગ્યો.

પ્રભુની અનુપમ દયાને, ઉપકારને, અરવિન્દ મનમાં ધન્યવાદ આપતો હતો. પ્રભુએજ દયા લાવી તેને કલંકના અને મૃત્યુના મુખમાંથી છોડાવ્યો હતો. પેલી સુંદરી વિષે તેણે કોર્ટમાં યત્કિંચિત્ પણ કહ્યું ન હતું તેની સ્મૃતિ તાજી થવા લાગી. શા માટે તેણે તે વાત છુપાવી રાખી? તે પોતેજ તેનું કારણ સમજી શકતો ન હતો. આપણે ત્યારે એ કારણ ક્યાંથી સમજી શકીએ? જ્યારે તેનું હૃદય એ કારણ સમજી શકશે ત્યારેજ આપણાથી એ ભેદ કંઇક અંશે સમજાશે.

# પ્રકરણ ૩ જું.

## રહસ્ય-કથન.

*न मातरि न दारेषु न सोदर्ये न चात्मजे ।
विश्वास स्तादृशः पुसां यादृङ्मित्रे स्वभावजे ॥

"A principal fruit of friendship is the ease and discharge of the fulness and swellings of the heart, which passions of all kinds do cause and induce...............; but no receipt openeth the heart, but a true friend; to whom you may impart griefs, joys, fears, hopes, suspicions, counsels, and whatsoever lieth upon the heart to oppress it, in a kind of civil shrift or confession.

But one thing is most admirable (............). which is, that this communicating of a man's self to his friend works two contrary effects; for it redoubleth joys, and cutteth griefs in halfs.

The second fruit of friendship is healthful and sovereign for the understanding, as the first is for the affections. For friendship maketh indeed a fair day in the affections, from storm and tempests; but it maketh daylight in the understanding, out of darkness and confusion of thoughts.

A friend is another himself."

*Bacon's Essays.*

---

* મનુષ્યને એક સ્વભાવને લીધે જેટલો મિત્રમાં વિશ્વાસ હોય છે તેટલો માતામાં, પત્નિમાં, ભાઈમાં, કે પુત્રમાં હોતો નથી.

શિખરિણી. અહા શા શા ભેદો સુહૃદઉરમાંહી વિલસતા !
અહા શા શા મંત્રો સુહૃદઉરમાંહી ઉભરતા !
ન જાણે કો દેવી સુહૃદઉરકેરી ગતિ કૃતિ;
અતિ છુપી વાતો સુહૃદઉરપાસે ઉઘડતી.
છુપાવી જે બિના ગૃહિણી પ્રિય પાસે હૃદયથી,
છુપાવી જે બિના ભગિની, જનની, બંધુ જ થકી,
પિતાને ના કિ'ધી ગુપત પણ રાખી સ્વજનથી,
બિના તે પ્રેમે હા સુહૃદઉર પાસે ઉઘડતી.



અરવિન્દપ્રસાદ કોર્ટમાંથી મુક્ત થતાં પોતાની ઓફિસમાં ગયો. અગત્યનાં કાર્યો ત્વરાથી કરી નાખ્યાં. કેટલાક કાગળો ઉપર સહી કરવાની હતી તે પણ કરી નાખી. અડધા-એક કલાકમાં કાર્યથી નિવૃત્ત થઇ ગયો. નિવૃત્ત થતાં મીલના કારખાનામાં તપાસ કરવા નિકળ્યો. કારીગરોને કેટલીક સમજુતી આપવાની હતી તે આપી પોતાની ઓફિસમાં પાછો ફર્યો. હવે તે કાર્યથી તદ્દન નિવૃત્ત હોવાથી પુનઃ ચિંતાની ચિતામાં ભસ્મીભૂત થવા લાગ્યો. પેલી યુવતી કોણ ? નવનીતે શાથી યુવતીના આગમન સમ્બંધી પ્રશ્ન કર્યો હશે ? તે શું યુવતીના આગમન વિષે જાણતો હશે ? એ અને છુપી પોલીસ એ સુંદરીને શોધી કાઢશે ? તેને ખૂની તરીકે પકડશે ? શું તે બાળાજ ખૂની હશે ? આવી નાજુક પ્રકૃતિવાળી સુંદરી આવું અઘોર, નીચ, નિંદ્ય કર્મ કરવામાં પ્રવૃત્ત થાય ખરી ? અશક્ય. બનેજ નહિ. પણ કદાચિત્ એણેજ તે કૃત્ય કર્યું હોય તો ? શું અબળા આવીજ રીતે સબળા બનતી હશે ? શું તેઓ પોતાનું વીરત્વ આવાં કરપીણ દુષ્કૃત્ય કરવામાંજ માનતાં હશે ? સ્ત્રી તો દયાની પુતળી ગણાય છે; ત્યારે કૃષ્ણરાવને યમધામ પ્હોંચાડતાં એને જરા દયા પણ નહિ આવી હોય ? ના, ના, નહિજ આવી હોય. જો આવી હોય તો આવું કૃત્ય કરે ખરી ? કદી નહિ. પણ કોણ કહે છે કે તેણેજ ખૂન કર્યું છે ? કોઇ બીજાએજ કર્યું હશે તો ? કદાચિત્ એમ પણ બનવું સંભવિત છે કે એને શિર કૃષ્ણરાવને મોતના પંજામાં ધસડી લઇ જવાનું આવ્યું હશે, અને ખૂન બીજાના હસ્તથીજ થયું હશે. મારા ધારવા પ્રમાણે—અરે શાથી મને એમ થાય છે કે એ સુંદરી તદ્દન નિર્દોષ

છે. પણ એનાં તે સમયનાં છેવટનાં વચનો અને વર્તણુક ઉપરઉપરથી એમ જણાય છે કે તે ખૂનીને જાણે છે અગર તેણે પોતેજ ખૂન કર્યું છે. પ્રભુ જાણે શું સત્ય હશે? હા! પણ એ સુંદરી કોણ? તેનું નામ શું? કૃષ્ણરાવ સાથે તેને શો સબંધ? હા! આ સર્વ ભેદ અભેદ્ય અને અભિન્નજ રહેવાના?

આવાને આવા તરંગોમાં તે તણાતો હતો. આસપાસ શું થાય છે તેનું એને ભાન ન હતું. પ્રશ્નો એક પછી એક ઉપસ્થિત થતા હતા. કેટલાક સંશયોનું નિવારણ થતું અને કેટલાક તેને વધુ ગભરામણમાં ડુબાવતા હતા. આ સમયે નોકર એક વિઝીટ કાર્ડ (visit card) લઇ અંદર આવ્યો. નોકર અંદર આવ્યો છે તે પણ તે જાણી ન શકયો. એતો એની મેળે ઉંધુ ઘાલી વિચારવમળમાં ઉંડોને ઉંડો દબાયા જતો હતો. નોકરે સલામ કરી વિઝીટ કાર્ડ તેના ટેબલ ઉપર મુકયું.

'સાહેબ! આ એક માણસે આપ્યું છે. તે આપને મળવા ઇચ્છે છે." નોકરે અરવિન્દને પુનઃ સલામ કરી કહ્યું.

અરવિન્દે પોતાની વિચાર નિદ્રામાંથી જાગૃત થઇ ઉંચું જોયું. નોકરે પુનઃ કાર્ડ તરફ આંગળી કરી મળવા આવનાર ગૃહસ્થ વિષે સુચન કર્યું. અરવિન્દે કાર્ડ હસ્તમાં લઇ વાંચ્યું.

Mr. Durmadray.
B. A. L. L. B.
High Court Pleader.

વિઝીટ કાર્ડ વાંચી અરવિન્દ આશ્ચર્ય પામ્યો. એક અપરિચિત વકીલ તેને મળવા આવે? મળવા આવવાનું પ્રયોજન? એક પછી એક નવાજ વિચારો તેના અંતરમાં સ્ફુરવા લાગ્યા. શું ખૂનની બાબતમાં તો તે મળવા નહિ આવ્યા હોય?

"હું તેમને શો જવાબ આપું, સાહેબ?" નોકરે અરવિન્દને પ્રશ્ન કર્યો.

"જા, તેમને અંદર બોલાવી લાવ."

નોકર તુરતજ બ્હાર ગયો. એકાદ મિનિટમાં એક જાડા, જાડા કાળા મનુષ્યે ઓફિસમાં પ્રવેશ કર્યો. તેણે કોટ, પાટલુન, અને પાઘડી

પ્હેરેલાં હતાં. એક હસ્તમાં ચામડાની બેગ હતી અને અન્યમાં છત્રી હતી. તેનું મુખ અણુગમો ઉપજાવે એવું હતું. તેનાં રક્ત વિકાળ નયન તેના મનની મલિનતા અને ક્રૂરતા દર્શાવતાં હતાં. અરવિન્દ-પ્રસાદ આ મુર્તિને જોઇ સ્તબ્ધ બની ગયો. તે કાંઇ પણ બોલી શકયો નહિ. આવનાર મનુષ્યે અરવિન્દને સલામ કરી. અરવિન્દે પ્રત્યુત્તરમાં માત્ર ડોકું ઝુકાવી ટેબલ પાસે પડેલી એક ખુરશીપર બેસવા ઇસારત કરી. આવેલા ગૃહસ્થે ખુરશીપર પોતાનું આસન લીધું.

"તમેજ મી. દુર્મદરાવ?" અરવિન્દે આવનાર ગૃહસ્થને પ્રશ્ન કર્યો.

"હાજી, હું હાઇકોર્ટ પ્લીડર છું. મારે તમને કેટલીક અગત્યની વાત પુછવાની છે." દુર્મદરાવે પોતાનું આવવાનું કારણ જણાવતાં કહ્યું.

અરવિન્દ અગત્ય શબ્દ સાંભળી મનમાં ગુંચવાયો. તેણે દુર્મદ-રાવના સામું તીવ્ર દૃષ્ટિથી જોવા માંડયું. દુર્મદરાવ પણ સામો તીવ્ર દૃષ્ટિથી જોઇ રહ્યો.

"તમે શી વાત પુછવા માગો છો?" અરવિન્દે પુછયું.

"મી. કૃષ્ણરાવના ખૂનને લગતીજ છે."

"તે વિષે હું જેટલું જાણું છું તેટલું મેં કોર્ટમાં જણાવ્યું છે."

"તે વાત મારે જાણવી નથી. કંઇ બીજીજ વાત છે.'

"બીજીજ" શબ્દે અરવિન્દને અસ્વસ્થ બનાવ્યો. આ અસ્વ-સ્થતા જોતાં દુર્મદના મુખ ઉપર આનંદનાં ચિહ્નો પ્રગટી નીકળ્યાં. અરવિન્દ આ ચિહ્નો પોતાની અસ્વસ્થતાને લીધે જોઇ શકયો નહિ.

"હું ધારૂં છું કે આપ મને સાહ્યરૂપ થઇ શકશો." દુર્મદરાવે કહ્યું.

"આપને જે વાત પુછવી હોય તે પુછી લો. મારે હજી કામ છે." અરવિન્દે ઉતાવળ કરવા માંડી.

"મી. કૃષ્ણરાવના ખૂનની તપાસ માટે એમના ઘરની ઝડતી લેવામાં આવી હતી તે તો તમે જાણતા હશો?" દુર્મદરાવે વાત શરૂ કરી.

"હા, તપાસ કરવામાં આવી હતી. પણ તેમાં છે શું?" અરવિન્દે વાત જાણવાની ઉત્સુકતા દર્શાવી.

"તેમનાં ટેબલ વિગેરે તપાસતાં તેમાંથી કંઇ પણ અગત્યનું મળી આવ્યું નથી?"

"ના, કંઇ પણ મળ્યું નથી."

"તેમની સ્થિતિ કેવી હતી તે જાણો છો ?"

"ના, હું તે વિષે કાંઇ પણ જાણતો નથી; અને જાણવાની દરકાર પણ નથી."

"તે શો ધંધો કરતા હતા તે તો જાણતા હશો ?"

"મને તે માલૂમ નથી."

"તેઓ પોતે કેવી રીતે જીવન ગાળતા હતા ?"

"એક લક્ષાધિપતિની પેઠે."

"એ પૈસા ક્યાંથી આવતા હતા ?"

"હું શું જાણું. એની પાસે હશે અગર કોઇના ઉછીતા લાવતો હશે."

"ના, એની પાસે કંઇ પણ હતું નહીં. જો હોય તો તપાસ કરતાં તુરતજ મળી આવે. વળી કોઇ લ્હેણદાર પણ નથી. તેમને ક્યાંથી પૈસા મળતા હતા તે તમે જાણતા નથી ?"

"નાજી."

દુર્મદરાવ અલ્પ સમય તો વિચારમાં પડ્યો. આગળ કાંઇ કહેવું કે નહિ તેની ઘડભાંગ કરવા લાગ્યો. અંતે ગંભીર મુખમુદ્રા કરી ધીમા સ્વરે કહેવા માંડ્યું.

'તેમની પાસે કેટલાક અગત્યના કાગળો હતા. આ કાગળોને લીધે તેમને અમુક વ્યક્તિ તરફથી બાર માસે બે હજાર રૂપિઆ મળતા હતા."

"શું કહો છો ? બે હજાર રૂપિઆ ? તે કાગળો શી બાબતના હતા ?"

"અમે વકીલો અમારા અસીલોની બાબતો છુપીજ રાખીએ છીએ. એ કાગળો શી બાબતના છે તે કહેવાને અમે બંધાયલા નથી."

"ત્યારે તમે મને અહીં મળવા શું કરવા આવ્યો છો ?"

"એ કાગળો તેમના ઓરડામાંથી મળ્યા નથી. એ કાગળો તેમનું ખૂન થયું તેજ રાત્રિએજ કોઇ ચોરી ગયું લાગે છે. એ કાગળો મી. કૃષ્ણરાવે મારા અસીલને પચાસ હજાર રૂપિએ વેચ્યા હતા. જો એમનું ખૂન થયું ન હોત તો બીજેજ દિવસે તેમને પચાસ હજાર રૂપિઆ એ કાગળોના બદલામાં મળનાર હતા."

" કાગળો ખરિદનાર વ્યક્તિ કોણ હતી ? "

" તે હું તમને કહેવા બંધાયલો નથી. મારા આગમનનું પ્રયોજન તમને જણાવું છું. જો એ કાગળો તમારી પાસે આવ્યા હોય અગર આવે તો તે મને સોંપી દેજો. તેના બદલામાં હું તમોને એક હઝાર રૂપઆ આપીશ. "

" એ કાગળો શી :બાબતના હતા ? " અરવિન્દે અગત્યના કાગળોની અગત્યતા જાણવા પ્રશ્ન કર્યો.

" હું તેથી બિનવાકેફ છું. જો એ કાગળો તમારી પાસે હોય તો તે મને સોંપી દો, અને એક હઝાર રૂપિઆ હાલને હાલ ગણી લો. બોલો તમે શો જવાબ આપો છો " પોતાની બેગ ઉઘાડી રૂપિઆની કોથળી બતાવતાં દુર્મદરાવે કહ્યું.

" મારી પાસે એ કાગળો નથી. " અરવિન્દે પ્રત્યુત્તર વાળ્યો. અરવિન્દનો પ્રત્યુત્તર સાંભળી દુર્મદરાવ નરમ ઘેંશ જેવો બની ગયો. તેમનું આગમન નિષ્ફલ નિવડયું.

" ઠીક ત્યારે. હાલ તો હું જાઉં છું, પરંતુ હું તમને વારંવાર મળતો રહીશ. જો તમને એ કાગળો મળી આવે તો મારી ઉપર મોકલી આપજો. હું તમને તેના બદલામાં તુરતજ એક હઝાર રૂપિઆ મોકલાવીશ. મારૂ ઠેકાણું " કાલુપુર, કાળુસીની પોળ પાસે દીક્ષીતજીની હવેલીમાં બીજે માળે છે. મારી ઓફિસ પણ ત્યાંજ છે. લો, સાહેબજી. "

અરવિન્દ કાંઇ પણ પ્રત્યુત્તર આપે ત્યાર પ્હેલાં તો દુર્મદરાવ ઝપાટાબંધ બ્હાર ચાલી ગયા. અરવિન્દ તો ખુરસી ઉપર ચોંટી ગયો હોય તેમ બેસીજ રહ્યો, અને પુનઃ વિચાર વહનમાં તણાવા લાગ્યો. પેલા ભેદ ભર્યા કાગળ શા ? કોણે લખેલા ? એમાં એટલું બધું અગત્યનું શું હશે ? કૃષ્ણરાવ પાસે એ ક્યાંથી આવ્યા ? વિગેરે વિચારોમાં લીન થવા લાગ્યો. સાંજના સાડાપાંચ થયા. તેની ગાડી બ્હાર આવી ઉભી રહી હતી. નોકર આવી તેને ગાડી આવ્યાનું જણાવી ગયો હતો, પરંતુ વિચાર નિદ્રાના ઘેનને લીધે હજી તે પોતાનું સ્થાન ત્યજી શકતો ન હતો. પુનઃ નોકરે આવી ગાડી આવ્યાનું જણાવ્યું. તુરતજ તે ઉભો થઇ સ્વસ્થ થયો. બ્હાર જઇ ગાડીમાં બેઠો. ગાડી બંગલા તરફ ચાલવા લાગી. ગાડીમાં પણ તેના તેજ વિચાર. પેલી

ભેદભરી સુંદરી, કૃષ્ણરાવ અને દુર્મદનાં સ્વપ્ન તેની વિચાર નિદ્રામાં મુખ્ય ભાગ ભજવતાં હતાં. ગાડી આવી બંગલા પાસે ઉભી રહી. યંત્રિત ગતિ ના હોય તેમ તેણે બંગલામાં પ્રવેશ કર્યો. રૂમમાં જઇ કપડાં બદલી પોતાના મુખનું શીતલ જલથી ક્ષાલન કર્યું. મુખ લુછી નાખી છજામાં ખુરસી નાખી સરસ્વતીચંદ્ર વાંચવા લાગ્યો. સરસ્વતીચંદ્રનું રસ પ્રાધાન્ય પુસ્તક પણ તેને નિરસ લાગ્યું. પુસ્તક બંધ કર્યું, અને પુનઃ વિચારસાગરનું મનથી મંથન કરવા લાગ્યો. પરંતુ કંઇ પણ અમુલ્ય રત્ન તેના હસ્તમાં આવતાં ન હતાં.

"હા એમજ, એમજ. સર્વ બિના રમણભાઇને જણાવવી." તે બબડી ઉઠયો. પોતાનો આશય અમલમાં મુકવા ઉત્સુક હૃદયે જલદી પરવાર્યો. ભદ્ર પાસે આવેલા હિન્દુ લોજમાં પ્રથમ તો જમવા ચાલ્યો. ઉતાવળે ઉતાળજે થોડુંઘણું જમી લીધું. પાસેના ગાડી ઉભી રહેવાના સ્ટેન્ડ આગળ જઇ એક ગાડી ભાડે કરી લીધી.

સાંજના સાડાસાતનો સમય થયો હતો. રાત્રિ આજે અંધારી હતી. વિજળીના દીપકો પૂર્ણ પ્રકાશથી રસ્તાઓને દેદીપ્યમાન બનાવતા હતા. મોટી મોટી દુકાનોમાં કીટસન લાઇટનો ભપકો જોનારની આંખને આંજી નાખે એવો હતો. મનુષ્ય વર્ગની આવજા, ઘોડાગાડી અને સાયકલોની દોડધામ અતિ આકર્ષક હતાં. આકાશ નિર્મળ હતું. તારાઓનાં ઝુમખાં ઝળહળ ઝળહળ જ્યોતિરૂપ સ્મિતથી મુખ મલકાવતાં હતાં. અરવિન્દ ગાડીમાં બેઠો બેઠો આ નગર અને નભ સૌન્દર્ય નિહાળતો હતો. એ સૌન્દર્યોમાં લુબ્ધ થતો હતો અને વળી વિચારોની ગહનતાને લીધે પાછો વિમુખ થતો હતો.

ગાડી રમણભાઇના બંગલા પાસે આવી ઉભી રહી. અરવિન્દ પૈસા ચુકવી ઉદ્યાનમાં દાખલ થયો. રમણભાઇ હમણાંજ ભોજન લેવા પાકગૃહમાં પધાર્યા હતા. અરવિન્દને આથી અલ્પ સમય દિવાનખાનામાં બેસી રહેવું પડયું. આ સમયમાં તેની તરંગમાળા પુનરાવર્તન પામી, કેટલેક અંશે દીર્ઘ થવા લાગી, અને અલ્પમાં તેના મનને દગ્ધ કરવા લાગી. તરંગોમાં આમ લીન બની, પોતાનું મન અલક્ષ્યબિંદુ તરફ દોડાવવા લાગ્યો. પોતે ક્યાં છે, શું કરે છે, તે તદ્દન વિસ્મૃત થવા માંડયું. એવામાં રમણભાઇ ભોજનકાર્યથી નિવૃત્ત બની દિવાનખાનામાં આવ્યા. તેમના પદપ્રહારથી અરવિન્દ વિચાર નિદ્રામાંથી

જાગૃત થયો. રમણુભાઇને ઉભા થઇ નમસ્કાર કર્યા. રમણુભાઇએ તેને પ્રત્યુત્તરમાં આવકારનાં મિષ્ટ વચનોથી વધાવ્યો.

રમણુભાઇ ગાદી ઉપર બેઠા. પાસે અરવિન્દ બેઠો. પાન, સોપારી વિગેરે મુખવાસ ઉભયે ગૃહણુ કર્યો.

" કેમ અરવિન્દપ્રસાદ, શા સમાચાર છે ? " રમણુભાઇએ અને પ્રશ્ન કર્યો.

" આજકાલના સમાચારમાં તો મનની મુંઝવણુ અપાર છે. " અરવિન્દે અવ્યક્ત શોકભર્યા સ્વરે પ્રત્યુત્તર દીધો.

" એમ કેમ, અરવિન્દ ? મનની મુઝવણુ શી ? " અરવિન્દની હૃદય માર્મિકતા જાણુવાને ઉત્સુક બની રમણુભાઈ પુછવા લાગ્યા.

અરવિન્દના મનમાં, કહેવું કે નહિ, શું કહેવું શું ન કહેવું, વિગેરેની ધડભાંગ થવા લાગી. તેની મુખાકૃતિ ઉપર તેની ચિંતાની રેખાઓ પડવા લાગી. રમણુભાઈ તેની હૃદયવ્યથા સમજી ગયા. તેના મનનો ભાવાર્થ જાણુવા તે આતુર બની ગયા.

" અરવિન્દ, કહે ન કહે પરંતુ તારા મુખ ઉપરથી જણાય છે કે તારા અંતરમાં કાંઇક વ્યથા ઉદ્ભવેલી છે. " રમણુભાઇએ કહ્યું.

" હા ! વ્યથા ? એતો મનમાં ઘણીએ ભરી છે. " અરવિન્દે હૃદયનો કાંઇક સ્ફોટ કર્યો.

" ત્યારે તે તું મને કેમ જણાવતો નથી ? જાણુતો નથી કે મિત્ર સમક્ષ હૃદય ખુલ્લું મુકવાથી મનનો ભાર ઓછો થાય છે ? "

" હા જાણું છું. પરંતુ તમે મને એમાં જરા પણુ સહાયતા અર્પી શકશો કે નહિ તે સંશય છે. "

" તે સંશયના નિવારણુ કરે એવા ઘણા પ્રસંગો ભૂતકાળમાં બનેલા છે. તે પ્રસંગો યાદ લાવ અને વિચાર કર કે તે પ્રસંગોમાં હું તને સહાયરૂપ થયો છું કે નહિ ? "

" હા ! હું ક્યાં તેની ના પાડું છું ? પરંતુ આ વ્યથા કાંઇ અન્યજ પ્રકારની છે. "

" એવી વ્યથામાં મુગ્ધ અને મૂક રહેવું તેના કરતાં એ વ્યથા વ્યક્ત કરવી તે ઘણુંજ ઉત્તમ. "

" પરંતુ કદાચિત્ એમાંથી અન્ય વ્યથાનો ઉદ્ભવ થાય તો ? " શંકાશીલ બની અરવિન્દે કહ્યું.

"એમ કેવી રીતે બને ? તું એ વાત મને જણાવ તો ખરો."

"અન્ય સમક્ષ એ બિનાનો સ્ફોટ થાય તે રીતે." અવનત મુખ કરી અરવિન્દે કહ્યું.

"અરવિન્દ, અરવિન્દ ! આ તું શું બોલે છે ? મને કહેલી ગુપ્ત વાત મારા મુખથી અન્ય મુખે જાય ? આ શું ? આટલા દિવસથી તું મારા સહવાસમાં આવ્યો છતાં પણ તું મારું હૃદય સમજી ન શકયો ? શું રમણભાઇને તું એટલો બધો નીચ સમજે છે કે તે કોઈની ગુપ્ત વાતની ચાડી કરે ?" અરવિન્દના શબ્દો કઠિન વજ્ર પ્રહાર સમ લાગવાથી રમણભાઇ બોલી ઉઠયા.

"ક્ષમા કરો, રમણભાઇ, ક્ષમા કરો. જો મારાથી તમોને કાંઇ કઠોર દુઃખદ શબ્દો કહેવાયા હોય તો હું તે માટે આપની ક્ષમા યાચું છું. ક્ષમા કરો, હું કાંઇ તમને મારાં કઠોર વચનોથી દુઃખ દેવા નથી આવ્યો." અરવિન્દ નમ્ર બની ગયો.

"ત્યારે તું મારામાં વિશ્વાસસ્થાન નથી જોતો ?" શાન્ત થતાં રમણભાઇ બોલ્યા.

"હા, જોઉં છું. અને તેમાંજ હું અહીં મારા મનનું રહસ્ય આપને નિવેદન કરવા આવ્યો છું."

"ત્યારે તું હૃદય ઉઘાડતાં સંકોચાય છે કેમ ?"

"હૃદય ખોલવામાં હવે કંઇ પણ સંકોચ છેજ નહિ. તેની પ્રતીતિ પ્રસ્તુત છે. હું પેલા ભેદ ભરેલા કૃષ્ણકાન્તના ખુન વિષેજ કાંઇ કહેવા આવ્યો છું."

"ખૂન વિષે ? શું કાંઇ અગત્યની બિના બની છે ? ખૂની પકડાયો ?" આશ્ચર્યવશ બનતાં રમણભાઇએ કહ્યું.

"ખૂની તો પકડાયો નથી, પણ ખૂનના સંબંધમાંજ કાંઇ કહેવાનું છે. ખૂનના સંબંધમાંજ કાંઇક વાત મારે કાને આવી છે."

"શી વાત ?"

"એ હું આપને જણાવું છું. આપની સલાહની એમાં આવશ્યકતા છે. આપ તે નિખાલસ હૃદયે આપશો ?"

"હજી પણ તને મારા હૃદયની શંકા રહે છે ? નિડર બની તારી શંકા જણાવ. હું એ શંકાનું નિવારણ કરીશ." રમણભાઇ જુસ્સાથી બોલી ઉઠયા.

અરવિન્દ જાણે મનના આવરણમાંથી વાત બહાર કાઢતો હોય તેમ વિચારમાં પડી ગયો. શું કહેવું, કેવી રીતે સર્વ બિના યુક્તિસર કહેવી, તેનો પ્રથમથીજ નિશ્ચય કરી દીધો.

"તમે ખૂન વિષેની સર્વ બિના જાણો છો ને?" અરવિન્દે પ્રશ્ન કર્યો.

"હા, કોર્ટમાં લીધેલી તમારી, ગાડીવાનની અને સુમનગૌરીની જુબાનીથી એ બિનામાં વધુ વાકેફ બન્યો છું."

"ઠીક, મેં તમારી સમક્ષ અને કોર્ટ સમક્ષ જણાવ્યું હતું કે તે સમયે ત્યાં અન્ય કોઇ હાજર ન હતું."

"હા તમે એવુંજ કહ્યું હતું. પણ તેમાં અગત્યનું શું છે?"

"અગત્યનું એટલુંજ કે તે સમયે એક સ્ત્રી ત્યાં હાજર હતી." અરવિન્દે અંતે રહસ્યનો સ્ફોટ કર્યો.

"હેં શું કહો છો? એક સ્ત્રી ત્યાં હાજર હતી?" આશ્ચર્ય પામતાં રમણભાઇ બોલ્યા. પરંતુ તેમની મુખમુદ્રા ઉપર આશ્ચર્યનાં ચિહ્ન ન હતાં પરંતુ માનસિક ઉદ્વેગની ગંભીરતાનાં હતાં. રમણભાઇ મહાભારત યત્નથી એ ઉદ્વેગનાં ચિહ્ન છુપાવવા મથતા હતા. એમ કરવામાં તેમને કૃત્રિમ પ્રસન્નતા ધારણ કરવી પડી.

"હા. અને તે કૃષ્ણરાવને મલવા આવી હતી."

"કૃષ્ણરાવને મળવા? ત્યારે તો તે બાઇ ખૂનમાં સામેલ હોવી જોઇએ." વધારે કૃત્રિમ આશ્ચર્ય ધારણ કરી રમણભાઇએ કહ્યું.

"એમ ધારી શકાય ખરૂં." અરવિન્દે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"એ યુવતીનું વય કેટલું હતું?"

"આશરે વિશેક વર્ષનું"

"તેનો પોષાક કેવો હતો?"

"જરી સાડી અને પોપટીયા રંગનું પોલકું પહેરેલું હતું. ગ્રીવામાં સુવર્ણનો અછોડો અને કર્ણમાં હિરાજડીત એરીંગ હતાં. પગમાં વિલાયતી બુટ પહેરેલા હતા."

"આ વસ્ત્રાભરણોથી જણાય છે કે તે સ્ત્રી કોઇ ખાનદાન કુટુમ્બની હોવી જોઇએ." રમણભાઇ કંઇક વિચારમાં પડી ગયા.

કંઇક વાતનું સંશોધન કરતા હોય તેમ અરવિન્દના શબ્દે શબ્દે તેઓ વધુ ગંભીરતા ધારણ કરતા હતા પરંતુ અરવિન્દ આ ગંભીરતાનો ભાવાર્થ સમજી શકતો ન હતો.

"તેં એ વાત તે દિવસે કોઇને જણાવી નહિ તે બહુજ સારૂં કર્યું. વારૂં, આ વાત તારા જાણવામાં ક્યાંથી આવી?" પુનઃ ઉત્કંઠિત હૃદયે રમણભાઇએ પુછ્યું.

અરવિન્દે યુવતિ વિષે બનેલી અથઇતિ વાત કહી સંભળાવી. રમણભાઇની મુખમુદ્રા ઉપર એ સાંભળી વારંવાર ગંભીરતાનાં, ઉદ્વેગનાં અને આશ્ચર્યનાં ચિહ્ન પ્રસરતાં હતાં.

"અને જતી વખતે તે સ્ત્રીએ, મી. કૃષ્ણરાવ સ્વધામ પ્હોંચી ગયા હશે, એવા શબ્દોનું ઉચ્ચારણ કર્યું હતું?" રમણભાઇ અરવિન્દની સ્ત્રી વિષેની વાતના અંતિમ શબ્દો સાંભળી બોલી ઉઠયા.

"હા, તેજ શબ્દો તે બોલી હતી. તે સમયે તે ઘણીજ ગભરાયલી જણાતી હતી. પાણી પીવા આવી તે સમયે તો તે અત્યંત ફીકી અને ગભરાયલી જણાતી હતી. આ સર્વ ઉપરથી તો એમ લાગે કે ખૂન તેણેજ કર્યું છે."

"હા. હું પણ એમજ ધારૂં છું." રમણભાઇ બોલ્યા.

"પરંતુ મારૂં મન એને ખૂની તરિકે ગૃહણ કરવા ના પાડે છે." અરવિન્દે પોતાનો મનોભાવ પ્રદર્શિત કર્યો.

"એમ કેમ?" આશ્ચર્ય પામી રમણભાઇએ પ્રશ્ન કર્યો.

"કોણ જાણે શાથી? પુનઃ આનાજ સંબંધમાં કાંઇક નવીન બિના મારા જાણવામાં આવી છે."

"શી બિના?" તીવ્ર જીજ્ઞાસાથી રમણભાઇ બોલ્યા.

"કૃષ્ણરાવનું ખૂન કાંઇ અગત્યના કાગળોને લીધે થયું છે." દ્વિતીય રહસ્યનું ધીરે ધીરે કથન શરૂ થયું.

"કોણે એવું કહ્યું." રમણભાઇની જીજ્ઞાસાની અભિવૃદ્ધિ થઇ.

"આજે મધ્યાહને મારી ઓફિસમાં દુર્મદરાવ કરીને એક વકીલ મને મળવા આવ્યો હતો તેણે મને આ વાત જણાવી."

"કયો દુર્મદરાવ?"

"હું તો તેને ઓળખતો નથી. તે કાળુપુર કાળુસીની પોળ

આમળ આવેલી દીક્ષિતજીની હવેલીમાં બીજે માળે રહે છે. એની આફીસ પણ ત્યાંજ છે."

"એમ કે? વારૂ તેણે શી વાત કહી હતી?" આતુર હૃદયે રમણભાઇએ પુછ્યું.

અરવિન્દે દુર્મદરાવ સાથે થયેલી સર્વ વાતચિત્ નિખાલસ હૃદયથી રમણભાઇને કહી સંભળાવી. રમણભાઇ તો આ વાત સાંભળી વિશેષ આશ્ચર્ય અને ઉદ્વેગમાં તણાવા લાગ્યા.

"હા, હવે સમજાયું કે કૃષ્ણરાવનું ખૂન કાગળોને લીધેજ થયું છે. આ ઉપરથી તો એણે આપઘાત કર્યો હશે એ શંકાનું નિવારણ થાય છે. કૃષ્ણરાવે આપઘાત નથી કર્યો પરંતુ એનું ખૂન થયું છે."

"હું પણ એમજ ધારૂં છું."

"ઠીક આ કાગળો તમારી પાસે તો નથી ને?" તીવ્ર દૃષ્ટિથી અરવિન્દ તરફ જોઇ રમણભાઇએ પુછ્યું.

"ના, મારી પાસે તો નથી. મારા હસ્તમાં પણ આવ્યા નથી."

"ત્યારે તો ઠીક, આવા કાગળો તમારે પાસે ન રાખવા. જોયું ને, કૃષ્ણરાવનું શું થયું તે?"

"હા, હું તે સમજું છું."

"તમે ખૂની કોને ધારો છો?"

"પેલી કૃષ્ણરાવને મળવા આવનાર સ્ત્રીને તો મારૂં મન નિર્દોષ માને છે. હજી પણ તે નિર્દોષતાની મૂર્તિ સમ મારાં ચક્ષુ સમક્ષ ખડી થાય છે. કદાચિત્ એ ખૂનમાં મદદગાર હશે ખરી." અરવિન્દે પુનઃ પોતાનો મનોભાવ બહાર કાઢયો.

"તું તો ગમે તે ધારે." રમણભાઇ મુખ મચકોડી બોલ્યા.

અંતે ઉભયે વાત ફેરવી અન્ય વાતોમાં ચિત્ત પરોવ્યું. વાતોમાંને વાતોમાં લગભગ સાડા અગીઆર થવા આવ્યા. અરવિન્દના મનનો ભાર રહસ્ય કથનથી કાંઇક ઓછો થયો હતો.

"અરવિન્દ હું તો તને કહેવાનુંજ ભુલી જતો હતો. કાલે આપણે ત્યાં ઉજાણી છે. હું તને નિમંત્રણ આપું છું." ઉજાણીની સ્મૃતિ આવતાં રમણભાઇ બોલ્યા.

"બહુ સારૂં, ક્યારે આવવાનું છે?" નિમંત્રણ સ્વિકારતાં અરવિન્દે પુછ્યું.

"લગભગ સાંજના સાડા છ વાગે હસમુખ અને નવનીત પણ પધારશે. અન્યમિત્રોને પણ નિમંત્ર્યા છે."

"ત્યારે તો ઠીક ગમત પડશે. લ્યો હું હવે જાઉં છું."

રમણભાઇએ ઘડીઆળ સામુ જોયું. પોણાબાર થયા હતા.

"ઉભા રહો, રાત્રિ ઘણી વિતી ગઇ છે. મારી ગાડી તમને મુકવા સારૂં મોકલુ છુ." રમણભાઇ આટલું બોલી ગાડી તૈયાર કરાવવા બહાર ગયા. અરવિન્દ તો દિવાનખાનામાં વિચારવા લાગ્યો. "ખૂનની કર્તા પેલી યુવતી?"

"હા હોઇ પણ શકે."

બહાર ગાડી તૈયાર કરાવી રમણભાઇએ અરવિન્દને બોલાવ્યો. અરવિન્દ બહાર આવ્યો ગાડી ઉભી હતી તેમાં બેસી ગયો. બન્ને મિત્રો હસ્તધુનન ( shake hand ) કરી છુટા પડયા.

રમણભાઇએ ત્યાર પછી શું કર્યું તે અમે જાણતા નથી.

અરવિન્દને લઇ ગાડી ચાલવા લાગી, તેની સાથે અરવિન્દની મનોવ્યથા પણ વૃદ્ધિ પામવા લાગી. "ખૂનની કર્તા પેલી આ?" "હા હોઇ પણ શકે."

ગાડી સપાટાબંધ વિકટોરીયા ગાર્ડન આગળ આવી. ગેસ લાઇટના ઉજ્જવલ પ્રકાશથી દેદીપ્યમાન થતી વિકટોરીયા ગાર્ડનથી પણ અરવિન્દનું મન જરાએ હર્ષિત ન બન્યું. ગાડી ત્યાંથી એલીસ બ્રીજ તરફ ચાલી. એલીસબ્રીજ પર આવેલી, અલૌકિક હર્ષમાં લીન કરનાર ઉભય દીપકરાજીથી યાતો સાબરમતી સરિતાના મંદમંદ ગતિથી વહેતા જલપર થઇ પ્રસરતા શીતળ પવનની લહરીઓથી પણ અરવિન્દનું મન શાન્ત નજ થયું. એલીસબ્રીજ પ્રસાર કરી ગાડી બંગલા પાસે આવી ઉભી રહી. અરવિન્દ ગાડીમાંથી નીચે ઉતર્યો. ગાડી પાછી ફરી ચાલતી થઇ. અરવિન્દ ઝાંપામાં થઇ પુષ્પ વાટિકામાં દાખલ થયો. પુષ્પવાટિકાનાં અનહદ શોભાયમાન કુસુમવૃક્ષોથી કે જલકુંડમાં દૃષ્ટિગોચર થતા નભમંડળના સૌન્દર્યથી અરવિન્દની મનોગતિ સ્થિર ન બની. અરવિન્દ ત્યાંથી પોતાની રૂમમાં ગયો. શીતલજલનું પાન કર્યું. કપડાં બદલી શય્યા સ્વચ્છ કરી તેની ઉપર આળોટવા લાગ્યો. પણ નિદ્રા દેવી પધારે કયાંથી? એ તો વિચારોની પરંપરાના પરિણામે દૂરને દૂર નાસતી હતી.

વાંચક વૃંદ! અરવિન્દને વિચાર કરવા દો અને સાર ખેંચવા દો. પરંતુ તમે શું ધારો છો? ખૂનની કર્તા પેલી યુવતી હશે કે નહિ?

યુવતી પણ હોઈ શકે હો. ભેદ આખરે ખુલશે. આપણે આપણું કાર્ય કર્યા કરો, અંતે શું પરિણામ આવે છે તેનું નિરીક્ષણ કરો.

અરવિન્દને અંતે નિદ્રા આવી. પરંતુ નિદ્રા સાથે સ્વપ્ન પણ પણ આવવા લાગ્યાં. સ્વપ્નમાં કોણ હતું ?

" પેલી ભેદભરી યુવતી, કૃષ્ણરાવ, દુર્જદરાવ. "

## પ્રકરણ ૪ થું.

### મીજબાની.

( ગઝલ. )

પધારો બંધુઓ આજે, અમારી આ ઉજાણીમાં,
સ્વિકારો બંધુઓ આજે, નિમંત્રણ આ ઉજાણીનાં.
હૃદય આ ભાવથી પીરસે, અનેરાં પ્રેમનાં ભોજન,
જમો સૌ સ્નેહથી બંધુ, વધે આ સ્નેહનાં બંધન.
હૃદય આ પ્રેમથી અર્પે, શીતલ સુધા સમાં વારિ,
પ્રણયનાં પાન પ્રેમીલા કરો પ્રીતિ અતિ ધારી.
હૃદય આ સ્નેહથી અર્પે મધુર મુખવાસ એ બંધુ,
જમો એ પ્રે શોધી અરે ઓ પ્રેમના સિંધુ.
સ્વિકારો પ્રેમભીની આ અનેરી પ્રેમની ભેટો,
સ્વિકારી સ્નેહભીના આ અમારા ઉરને ભેટો.

શ્રી ષ્મઋતુની સમિસંધ્યા અવનીપટ પર અજબ રંગ રેલતી હતી. અસ્તાચળ તરફ પ્રયાણ કરતા ભગવાન્ સૂર્યનારાયણ અનન્ત પ્રકાશથી ધરણી દેવીને પ્રણામ કરતા હતા. ખરેખર આ રમણીય દૃશ્ય અને પ્રસંગ કવિની કલ્પના વાજીને અતિ તીવ્ર ગતિવાળી બનાવે એવાં હતાં. પુષ્પોદ્યાનોમાં આ સમયે શીતળ પવનની લહરીઓ પ્રસરતી હતી અને કુસુમાકરોમાં ઘુમી ઘુમી સુમનો નો સુવાસિક પરિમળ ગ્રહણ કરી શાન્તિ લેવા આવેલાં યુવક, યુવતિ, બાલ અને વૃદ્ધ વિગેરે પ્રકૃતિઓને આનંદપ્રદ બનતી હતી.

ભાનુપુંજ ઉચ્ચગિરિ પર વિરાજેલા હતા. તેમનો પાણ્ડુ પ્રકાશ પૃથ્વી તળપરથી ધીમે ધીમે પ્રયાણ કરતો હતો. હા! આ સમયે તો યાદ આવે છે નીચેની પદ પંક્તિઓ;

(શિખરિણી)" અહા શાન્તિ દેતો સમય શુભ શો આ મુદ ભર્યો;
રાવ ધીમે ધીમે નિજ પથ બધોએ ફરી વળ્યો;
અને પેલા ગિરિ કુટપર રહી પાણ્ડુ કિરણે,
મથે દેવા ચુમ્બી અવની તરુણીના મુખ પરે."

ગ્રીષ્મકાળના અતિશય ઉકળાટથી દગ્ધ બનેલાં, દિવસના કાર્યથી અતિશય શ્રમિત થયેલાં, અને પ્રણયપાશથી બંધાયેલાં મનુષ્યો આ સમયે શાન્તિ મેળવવા ફરવા જતાં હતાં. કેટલાંક રસિક યુગલો પ્રેમાલાપ કરતાં હાસ્ય સુહાસ્યથી મુખ મલકાવતાં હતાં. કેટલાક સજ્જનો વિધવિધ ચર્ચા ચલાવતા હતા..યુવાન મિત્રો ઘડીભર અસભ્ય અને અનુચ્ચાર્ય ભાષાનું અવલંબન કરી ગમત કરતા હતા. કેટલાક યુવાનો સમયોચિત સંગીત લલકારતા હતા. કોઇ અન્યની મશ્કરી કરતા તો કોઇ કોઇની દયા ખાતા હતા. કોઇ મગરૂર થઇ ફરતા હતા ત્યારે કોઇ ગંભીર મુખડે આસપાસ બનતા વિષયોનું અવલોકન કરતા હતા. કોઇ ધનવાન હતા તો કોઈ ગરીબ હતા. કોઈ અલમસ્ત પ્હેલવાન જેવા હતા તો કોઇ દૂબળા હતા. કોઇની મુખાકૃતિ કઠોર હતી તો કોઇની ગંભીર અને આકર્ષક હતી. કોઇ નિરોગી તો કોઇ અંતરના રોગી હતા. આવીજ પ્રકૃતિઓ દિલ્હી દરવાજા બહાર આવેલા રમણભાઇના બંગલા આગળ થઈ પસાર થતી હતી. પરંતુ એ સર્વ વ્યક્તિઓ બંગલા પાસે આવી ઉભી રહી બંગલા તરફ શું નિહાળતી હતી.

વાંચક વૃંદ! તમને તો એનું પ્રયોજન પરિચિત હશે. આજે રમણભાઇને ત્યાં મીજબાની છે તે વાત વિસ્મૃત તો નહિ થઇ હોય! રમણભાઇના ઉદ્યાનમા ઠેકાણે ઠેકાણે કીટસન લાઇટ ગોઠવી દીધાં હતાં. બંગલાને દીપક પંક્તિઓથી શણગારી અતિ ઉજ્જવલ અને હર્ષપ્રદ બનાવ્યો હતો. નોકરો આમ તેમ એક હોલમાંથી બીજા હોલમાં દોડતા હતા. તેઓની ગતિ ત્વરિત અને ઉત્સાહિત હતી. સર્વ સામગ્રી નિમંત્રેલા અતિથિઓને સત્કારવા તૈયાર થઇ ગઇ હતી.

રમણભાઈની મુખમુદ્રા અતિ આનંદથી છવાઇ ગયેલી હતી. તેમણે આજે રાતીચોળ પેંટની પાઘડી, શુભ્ર રેશમી કોટ, અને સફેદ દુધ જેવું ચશમ કોરનું રેશમી ધોતીયું ધારણ કર્યું હતું. સ્કંધપર થઇ ઓચાને ભેટતો ભેટતો ઢીંચણ તરફ જતો ખેસ તેમની શોભામાં કાંઇ અભિવૃદ્ધિ કરતો હતો. પગમાંના રક્તવર્ણી દક્ષિણી ચંપલો ચટપટ ચટપટ સ્વર અન્યના કર્ણમાં રેડતા હતા.

રમણભાઇની જ્યેષ્ટ પુત્રી કુસુમાવલી આજે શ્વસુર ગૃહથી મીજબાનીમાં ભાગ લેવા પિયર પધારી હતી. તેનું વય સોળ વર્ષનું હતું. રંગે જરાક ઘઉંવર્ણી હતી. પરંતુ મુખાકૃતિ ભવ્ય અને આકર્ષક હતી. તેણે આ આનંદજનક પ્રસંગે, આનંદમાં ઉમેરણ કરે એવો સુન્દર પોષાક ધારણ કર્યો હતો.

રમા તો પૂર્ણ રમાજ હતી. તેની વડિલ ભગિની કુસુમાવલીથી તે ત્રણેક વર્ષે નાની હતી. તેનું વાગ્દાન થઇ ચુકયુ હતું. તેણે આ માંગલિક પ્રસંગે મનોહર ગુલાબી પોષાક પ્હેર્યો હતો. તેના કપોલપર રમી રહેલા ગુલાબી રંગનો સ્પર્ધા કરતો આ પોષાક સર્વ કોઇનાં ચક્ષુઓને આકર્ષતો હતો.

સૌથી નાની ગુણવતી તો આ પ્રસંગે અતિ આનંદજનક, હાસ્યપ્રદ અને આકર્ષક બની ગઇ હતી. તે હાલ દશ વર્ષની કુમારિકાવસ્થામાં રમતી હતી. તેની ઉભય ભગિનીઓથી કંઇક જુદીજ શુભ્રતા, કોમળતા અને આકર્ષકત્વપૂર્ણ ચંચળતા તેના અંગેઅંગમાં વ્યાપી રહી હતી. સર્વની સાથે તે માનથી વર્તતી, ગમત કરતી અને હાસ્યોત્પાદક પ્રશ્નો પુછી સર્વની માનિની થતી હતી. તેણે પગમાં કાળાં રેશમી મોજાં પ્હેર્યાં હતાં. તેની ઉપર કાળા શાહી જેવા વિલાયતી બુટ ધારણ કર્યા હતા. ઢીંચણ સુધીનું પોપટી રંગનું રેશમી ફરાક તેની હાસ્ય લીલામાં વૃદ્ધિ કરવામાં ઉત્સાહ દર્શાવતું હતું. બાજુપરથી સેંથી પાડી તેની કબરી ગુંથેલી હતી. તેના કેશ કલાપની અંદર મનોહર ગુલાબ અને મોગરાનાં પુષ્પો ભરવામાં આવ્યાં હતાં.

નોકરોને પણ સમયાનુસાર શણગારવામાં આવ્યા હતા. સર્વ નોકરો ઉત્સાહથી પોતપોતાની ફરજો બજાવતા હતા.

રમણભાઇ અને ગુણવતી ઉદ્યાનના દરવાજા સમક્ષ આવી નિમંત્રિત મિત્રોને સત્કારવા ઉભાં રહ્યાં હતાં. અલ્પ સમયમાં એક પછી એક ગાડીઓ આવવા લાગી. સંભાવિત ગૃહસ્થો અને સન્નારીઓ,

બાલ અને બાલાઓ ગાડી ઉભી રહેતાં તેમાંથી ઉતરવા લાગ્યાં. રમણભાઈ અને ગુણવતી સર્વને માનસહ સત્કારતાં હતાં. ગુણવતી પોતાની બાલ સહચરીઓને દેખતાં તેમની પાસે દોડી જતી અને તેમને ઘણા સ્નેહથી આવકાર અર્પતા હતી.

નવનીતલાલ અને હસમુખરાય પણ સમય થતાં આવી પ્હોંચ્યા હતા. હસમુખરાય તો પોતાની નિત્યની મનોગતિ પ્રમાણે હાસ્યપ્રદ જ બની ગયા હતા. નવનીતલાલની ગંભીર મુખમુદ્રા તેમની બેરીસ્ટરની ડીગ્રીને દીપાવે તેવીજ હતી. હસમુખરાય પ્રસંગોપાત્ હાસ્ય કરી આનંદ લેતા હતા ત્યારે નવનીતલાલ પોતાની શોધક દૃષ્ટિથી આસપાસ બનતા વિષયોનું અવલોકન કરી પોતાના મનને હર્ષિત બનાવતા હતા. અરવિન્દ પણ અલ્પ સમયમાં આવી પ્હોંચ્યો. રમણભાઈની સાથે હસ્ત મિલાવી અને ગુણવતીના સત્કારને મિષ્ટ સ્મિતહાસ્યથી સ્વિકારી, નવનીતલાલ અને હસમુખરાયની સાથે વાતોમાં વળગ્યો.

સર્વ નિમંત્રેલ મનુષ્યો આવી પ્હોંચતાં મીજમાનીની શરૂઆત થઈ. એક ગ્રીષ્મનિકેતનમાં પાણી છાંટી રંગ બેરંગી અબીલ ગુલાલના વિધવિધ આકારો પાડી પાટલાઓ ગોઠવ્યા હતા. દરેક પાટલા સમક્ષ ફુલદાનીઓ મુકી હતી. ફુલદાનીની બાજુમાં અગરબત્તીઓ સળગાવીને રોપી હતી. એકેક પાટલાની વામ બાજુએ શીતલ જલનાં પાત્ર મુકેલાં હતાં. પાટલાની ગોઠવણી પણ મજેની હતી. એક બાજુએ પુરૂષવર્ગને બેસવાનું હતું અને તેમની સામી બાજુએજ સ્ત્રી વર્ગને માટે આસન હતાં. દ્વિતીય બાજુએ બાલ વર્ગ અને તેમની સામી બાજુએજ બાલાવગ. સર્વ કોઇ વસ્ત્ર બદલી આસનપર આવી બેસી ગયાં એટલે ભોજન પાત્રો લાવવામાં આવ્યાં. ભોજન સામગ્રી પીરસાઈ. સવ જનોએ પરમાત્માની જય બોલાવી ભોજન શરૂ કર્યું. ભોજન લેતાં લેતાં અન્યો અન્ય વાર્તાલાપ કરતા હતા. મહત્વના વિષયોની ચર્ચા ચાલતી હતી. પરસ્પર મીઠી મશ્કરી પણ થતી હતી. બાલમંડળ તો પોતાની શાલાઓના વિષયો ઉપર ચર્ચા ચલાવી રહ્યા હતો. બાલામંડળમાં રસોઇની પરિક્ષા કરવાની અને ઉત્તમ રસોઇ બનાવનારને ઉતમ ઉપહાર અર્પવાની વાતો ચર્ચાતી હતી. સ્ત્રીમંડળમાં સ્ત્રી કર્તવ્ય, માતૃકર્તવ્ય અને પત્ની કર્તવ્યના વિષયો ઉપર અભિપ્રાયો પુછાતા હતા અને અર્પાતા હતા.

આમને આમ સુભાષિત ગોષ્ટિ કરતાં કરતાં સર્વજનો ભોજન કરી રહ્યાં. વસ્ત્ર બદલી સર્વ કોઇ દિવાનખાનમાં પધાર્યાં. કુસમાવલીએ મધુર મુખવાસ વ્હેંચ્યો. ગુણવતી અને રમાએ અત્તર અને ગુલાબ જલથી સર્વને સુવાસમાં લીન કર્યા. ત્યાર પછી ગમત શરૂ થયું. હારમોનીયમ, તાઉસ, સારંગી, દિલરૂબા અને નરઘાં વિગેરે વાજીંત્ર સહ સંગીત શરૂ થયું. ગુણવતી અને અન્ય બાળાઓએ પોતાના આહ્લાદજનક સુકોમળ સ્વરથી સર્વને લુબ્ધ કરી નાખ્યા. પછીથી ફોનોગ્રાફપર ઉસ્તાદી અને હાસ્યપ્રદ ચીજોની પ્લેટો ચઢાવી. અલ્પ સમય પછી જુદી જુદી ભાષાઓ જાણનાર, જુદા જુદા મનુષ્ય, પશુ અને પક્ષીઓના સ્વરની નકલ કરનાર અને વિવિધ માણસોની ચાલવાની ઢબનું અનુકરણ કરી બતાવનાર મી. રામોજી પંત સર્વને હર્ષ અને હાસ્ય રસમાં ડુબાવવા લાગ્યા.

મી. રામોજી પંતનું કાર્ય પૂર્ણ થતાં કેટલાક ગૃહસ્થો ત્રિક્રીક રમવા લાગ્યા, કેટલાક ચેસ ખેલવા લાગ્યા, અને અન્ય વાતોમાં લીન થવા લાગ્યા. સ્ત્રીમંડળમાં અ. સૌ. કાન્તિગૌરી બી. એ. એ સુકન્યા અને સાવિત્રીનાં આખ્યાન કહેવાનું શરૂ કર્યું હતું. બાલવર્ગમાં મી. ચીમનલાલ ભટે ઇતિહાસમાં સુપ્રસિધ્ધ અકબરશાહના સમયની એક રહસ્યભરી કથા કહેવા માંડી હતી. બાલાવર્ગમાં શારદાકુમારીએ રસોઇના વિષયમાં જ્ઞાન આપવાનું શરૂ કર્યું હતું. માત્ર ગુણવતી બાલાવર્ગમાં અને અરવિન્દ પુરૂષ વર્ગમાં જણાતાં ન હતાં. સર્વ કોઇ પોતપોતાના વ્યવસાયમાં એટલાં તો લીન થયાં હતાં કે આ ઉભયની ખોટ કોઇને લાગતી ન હતી.

ત્યારે ગુણવતી અને અરવિન્દ ક્યાં હતાં ? આ રહ્યાં એ ઉભય સ્નેહી મિત્રો. જુઓ, જુઓ, તેઓ પુષ્પોદ્યાનમાં ધીમી ગતિથી કેવાં મ્હાલે છે ? ગુણવતીને અરવિન્દની સંગતિ બહુજ પ્રિય હતી. દિવસમાં એકાદ સમય જો તે બન્નેનો મેલાપ ન થતો તો તેઓનાં મન વ્યથામાં ઘેરાતાં. અરવિન્દ અને કુમારિકા ગુણવતી વચ્ચે જે દઢ પ્રેમના અંકુરો ઉગ્યા હતા તે માત્ર ભ્રાતૃભગિનીની વચ્ચે સંભવતા પ્રેમના હતા. અરવિન્દ ગુણવતીને પોતાની ભગિની ગણતો અને ગુણવતી અરવિન્દને પોતાનો સહોદર સમજતી. અરવિન્દે ગુણવતીને ભાઇની ખોટ પૂરી પાડી હતી અને ગુણવતીએ અરવિન્દને બેનની ખોટ પૂરી પાડી હતી. આમ અન્યોઅન્ય તેઓ મિત્ર બની ગયાં હતાં—અરે

ભાઇ બેન થઇ ગયાં હતાં. અરવિન્દ ગુણવતીને વિવિધ વિષયો સમજાવતો હતો, તેની વિધવિધ શંકાઓનું નિવારણ કરતો હતો, અને તેના સર્વ કોઇ કાર્યમાં સહાયભૂત થતો હતો. ગુણવતીને સંગીતનું જ્ઞાન આપનાર અને વાદ્યકળા શિખવાડનાર પણ અરવિન્દજ હતો. ચિત્રકળામાં ગુણવતી અરવિન્દનીજ શિષ્યા બની હતી. સર્વ રીતે ગુણવતી અરવિન્દની આભારી બની હતી. ગુણવતી આ ઉપકારનો બદલો નિખાલસ ભગિની પ્રેમથી અર્પતી હતી.

ગુણવતી અત્યારે અરવિન્દને લઇ ઉદ્યાનમાં હોઝ પાસે ફરતી હતી. ઉદ્યાનનું રાત્રિ સમયેનું સૌન્દર્ય તેઓ નિહાળતાં હતાં. એ સૌન્દર્યમાં રમી રહેલ પરમ પ્રભુનું મહત્વનું સૌન્દર્ય અરવિન્દ ગુણવતીના હૃદયમાં પ્રેરતો હતો. એ સૌન્દર્યના સમાગમે અલૌકિક આનંદના ઝરા હૃદયગહ્વરમાં ફુટતા હતા. એ ઝરાના અનુપમ, મધુર, અને આહલાદક જલમાં ઉભય સ્નાન કરતાં, સ્નાન કરી પુનીત બનતાં અને પુનીત બની પ્રભુની સમીપ જતાં હતાં. પુનઃ એ જલનું પાન કરી અમર પ્રણયસ્વર્ગનાં તેઓ અધિષ્ઠાતા બનતાં હતાં.

"આવો, આવો, અરવિન્દભાઇ. જુઓ, આ જલ કુંડનાં નભ મંડળનું કેવું મનોહર પ્રતિબિંબ પડયું છે?" અરવિન્દનો હસ્ત ખેંચી તેને જલ કુંડમાં પડેલું અનુપમ પ્રતિબિંબ સૌન્દર્ય દર્શાવતાં ગુણવતી બોલી.

"હા! પરમાત્માની કેવી મનોહર કૃતિ છે. ગુણવતી, જેમ આ જલમાં નભ મંડળનું પ્રતિબિંબ દષ્ટિગોચર થાય છે તેવીજ રીતે મનુષ્યના માનસિક ભાવોનું પ્રતિબિંબ તેની મુખાકૃતિપર પડે છે." અરવિન્દ ગુણવતીને ગૂઢ રહસ્ય સમજાવતાં બોલ્યો.

"ખરેખર એમજ છે. અરવિન્દભાઇ, તમારા શબ્દોની પ્રતીતિ સમીપજ છે. હું તમારા મુખારવિન્દ ઉપર તમારા હૃદયમાં સંભવતી કંઇક વ્યથાની છાયા જોઇ શકું છું. ભાઇ, એટલું બધું શું છે? મને જરા તો જણાવો." ઉત્સુક હૃદયે ભાઇનું દુઃખ જાણવા ગુણવતીએ પ્રશ્ન કર્યો.

"ગુણવતી, એ તારી શક્તિ બહારની વાત છે." ધીરેથી અરવિન્દે પ્રત્યુત્તર આપ્યો.

"શક્તિ બહારની? ભાઇ, પુરાતન સ્ત્રીઓનાં દષ્ટાંતો મને

તમેજ ભણાવ્યાં છે. યાદ છે પેલી "*લ્યુસી ગ્રે" ની વાત? શું તે બાલિકા મારી સમોવડી ન હતી? શું તે ભયંકર તોફાનમાં પોતાની માતા સારૂ દીપક લઇ ગઇ ન હતી?" આંગ્લકવિ વર્ડઝવર્થની 'લ્યુસી ગ્રે'ની વાતની સ્મૃતિ આપતાં ગુણવતી બોલી.

"હા. પરંતુ એ તોફાનેય જુદાં અને મારા હૃદયમાં ઉદ્દ્ભવતાં તોફાનેય જુદાં." પોતાના હૃદયપર હસ્ત નાખી અરવિન્દ બોલ્યો.

"ઓહોહો, હજી સ્ત્રીઓને તમે અબળાજ ગણો છો? કેમ સાવિત્રી, તારામતી, વીરમતી, પદ્મિની, સરદારબા વિગેરે સ્ત્રીઓની હિંમતની સ્મૃતિ છે કે નહિં?" હાસ્ય કરતાં ગુણવતીએ કહ્યું.

" સર્વતો પુખ્ત વયને પ્રાપ્ત થયેલાં હતાં." ગંભીર મુખમુદ્રા કરી અરવિ પ્રત્યુત્તર આપ્યો.

"ના..ાંથી સર્વ મોટાં થાય છે, સમજ્યાને? પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય." અરવિન્દનો ખભો હલાવી ગુણવતી બોલી.

"એટલે તું શું કહેવા માગે છે?"

"†જેઓ પુખ્ત વયે પોતાના પરાક્રમથી જગતને આંજે છે તેઓ સર્વે એક સમયે તો નાના હતા. તેમની બાલ્યાવસ્થાના પ્રસંગો તેઓ પુખ્ત વયે કેવા નિવડશે તેનું સૂચન કરે છે. સાવિત્રી આદિ સતીઓ પણ તેવીજ." ગુણવતીએ પોતાના ભાવાર્થ સૂચવ્યો.

"હા, સત્ય છે."

"ત્યારે તમારૂં હૃદય ખોલો, ભાઇ." આતુર હૃદયથી ગુણવતીએ પુનઃ યાચના કરી.

"શું કહું, બેન?"

"તમારા હૃદયમાંની વ્યથા."

"વૃથા શાને ઉભી કરે છે વ્યથા?" શોક ભર્યા સ્વરે અરવિંદ બોલ્યો.

"શું તેથી અધિક વ્યથા થાય એમ છે? ત્યારે તો ભાઇ, મારે તમારી વ્યથા નથી જાણવી." ગુણવતી મહા પ્રયત્ને પોતાની જીજ્ઞાસાને દબાવતાં બોલી.

---

* "Lucy Gray; or, solitude." Wordsworth.

†The child is father to the man (બાલક પુરૂષનો પિતા છે.

અલ્પ સમય ઉભયે મૌન ધારણ કર્યું. ગુણવતી અવનત મુખે જલકુંડમાં જોતી ઉભી રહી. અરવિન્દની દૃષ્ટિ આસપાસ ફરતી હતી.

"જો, જો, ગુણવંતી, આ ફુદાં દીપકની જ્યોતિ પાછળ કેવાં ઘેલાં બની જીવ અર્પે છે." દીપક અને ફુદાંનું દૃશ્ય અરવિન્દની નજરે પડતાં તેણે તે ગુણવતીને બતાવવા માંડ્યું.

"એય પણ એક પ્રેમની પ્રતીતિ. જુઓ ને કહ્યું છે કે.

"કમળમાં ભ્રમર કેદ થાતો પ્રેમ માટે,
મુરલીથી મણીધર વશ થાતો પ્રેમ માટે;
વિણાથી મૃગ ધરણી ઢળે પ્રેમ માટે,
પતંગ દીપકમાં બળે પ્રેમ માટે."

ગુણવતીએ એ દૃશ્યમાંથી રહસ્ય ખેંચી કાઢ્યું.

"હા, હા એમજ છે. શુદ્ધ સ્નેહ તે આનુંજ નામ. પેલું તે દિવસે તને વંચાવ્યું હતું તે યાદ છે ને?"

"શું?"

"પ્રેમ માટે પ્રાણની દરકારના વીરલા કરે,
પ્રેમ હીણાં પ્રાણીઓ અવતાર હા મિથ્યા ધરે."

"હા, હા. એ તો કેમ વિસરાય? અરવિન્દ ભાઇ, સ્નેહના પરિમળથી સુવાસિત જીવન અતિ અમૂલુંજ છે. વળી તમેજ તે દિવસે મને શિખાવાડ્યું હતું ને કે,

'મળી પ્રકૃતિ પ્રેમની પ્રભુ તણાં ગુણ ગાન,
કરતી અને ભરતી સદા શુભ કર્મના દામ;
દામ એહ ખરચે અને પ્હોંચે પ્રભુની પાસ,
ઇશમય નિત્યે થઇ રહે અંતર પામી ઉલ્લાસ."

ગુણવતી બોલતી હતી તે સમયે અરવિન્દની દૃષ્ટિએ બીજું દૃશ્ય પડ્યું.

"ગુણવતી, જો જો આમ, જોયું આ કમળ? કેવું બીચારૂં બિડાઇને નમી ગયું છે?"

ગુણવતીની દૃષ્ટિ કમળ તરફ ફરી. તે બોલી;–"હા, ભાનુદેવની કૃપા વિનાજ. સ્નેહીથી વિમુખ થતા આવું આવું થાય હો, અરવિન્દભાઇ."

"ત્યારે ગુણવતી બેન! આ પ્રસંગ તું આલેખી ન શકે?"

"આપની શિષ્યાને એ જરા પણ અશક્ય નથી. બેસો, હું મારાં આલેખન સાધન લઇ આવું." ગુણુવતીએ ચાલવા માંડયું.

"તમારો ચિત્રસંગ્રહ પણુ લેતાં આવજો." અરવિન્દે કહ્યું.

"એનું શું કામ છે?" ગુણુવંતીએ ઉભી રહી પ્રશ્ન કર્યો.

"મારી એ ચિત્રો જોવાની મનોવૃત્તિ થઇ છે. અસ્વસ્થ હૃદયને જરા શાન્તિ મળે તેથી, બેન."

"ત્યારે તો હું જરૂર લેતી આવીશ, ભાઇ." આટલું બોલી ગુણુવતી બંગલા તરફ દોડી ગઇ. બંગલામાં પ્રવેશ કરી અદૃશ્ય બની ગઇ.

અરવિન્દે આ મીજબાનીમાં પ્રસન્નતા ધારણુ કરી હતી, પરંતુ એ પ્રસન્નતા કૃત્રિમ હતી. મનની વ્યથાએ તેને અસ્વસ્થ બનાવ્યો હતો. આ અસ્વસ્થતા કોઇ જાણી ન જાય તેથી તે ગુણુવતીને લઇ ઉધાનમાં આવ્યો હતો. ગુણુવતી આ ચિંતાની છાયા કળી ગઇ. પરંતુ અરવિન્દે તેની જીજ્ઞાસાને તૃપ્ત કરી નહિ. અસંતુષ્ટ બન્યા છતાં પોતાના ગુરૂને, ભાઇને સુખી કરવા તેણે ઉપાય યોજવા વિચાર કર્યો. અનાયાસે સાધન મળ્યું અને તે લેવા સારૂ તે ત્વરિત ગતિથી બંગલામાં દોડી ગઇ.

વાંચક વૃંદ! અરવિન્દની વ્યથાનું પ્રયોજન તમે તો જાણુતા હશો? પેલી દિવ્ય દેવાંગના જેવી યુવતી કોણુ? તે ખૂની હશે કે નહિ?

અલ્પ સમયમાં ગુણુવતી ચિત્ર આલેખવાનાં સાધન અને ચિત્ર સંગ્રહ લઇ પાછી ફરી. અરવિન્દ અને ગુણુવતી જલકુંડની કિનારીપર બેઠાં. ગુણુવતી ચિત્રપટપર બિડાયલા કમળની સ્થિતિ અને જલમાંહી પડેલું નભમંડળનું પ્રતિબિંબ ચિતરવા લાગી. અરવિંન્દ ગુણુવતીના હસ્તનાં ચિત્રોનું અવલોકન કરવા લાગ્યો. આ ચિત્રો પ્રથમ તેણે ઘણીવાર જોયાં હતાં; પરંતુ તે ચિત્રો નિરખવાની વારંવાર તેને વૃત્તિ થઇ આવતી. એક પછી એક ચિત્ર ધારી ધારીને તે નિરખવા લાગ્યો. પોતાની શિષ્યાની અનુપમ કૃતિ નિહાળી તે પોતાના હૃદયમાં આનંદ પામવા લાગ્યો.

પ્રવૃત્તિ પછી નિવૃત્તિ અને નિવૃત્તિ પછી પ્રવૃત્તિ એ પરમાત્માનો જગતમાં પ્રસરતો ઉત્તમ નિયમ છે. જગત્ એ નિયમનેજ સદા અનુ-

સરે છે. પરંતુ નિવૃત્તિ ચિરકાલ રહે એવો સંભવ ઘણોજ અલ્પ છે. પ્રવૃત્તિમાંથી નિવૃત્તિમાં પ્રવેશ કર્યા પછી એવા સંયોગો આવી મળે છે કે નિવૃત્તિ ચલાયમાન થાય અને પુનઃ પ્રવૃત્તિમાં પ્રવેશ કરવો પડે. અરવિન્દની માનસિક પ્રવૃત્તિનું સ્થાન નિવૃત્તિએ લીધું; પરંતુ એ નિવૃત્તિ દીર્ઘ સમય ટકી નહીં. ગુણવતીના ચિત્ર સંગ્રહમાંથી અચાનક એક એવી પ્રતિમા મળી આવી કે જેનું દર્શન થતાં અરવિન્દની સર્વ નિવૃત્તિ જતી રહી; તેનાં ચક્ષુ તણાઇ ગયાં, અને લલાટ પર આશ્ચર્યથી કરચલીઓ વળી ગઇ.

"આ...તો એ...જ." અરવિન્દ જુસ્સાથી હોઝની કિનારીપર હસ્તપ્રહાર કરી બોલી ઉઠયો.

ગુણવતી અરવિન્દના આ શબ્દો શ્રવણ કરી ચમકી; હસ્તમાંનું ચિત્રપટ મુકી દઇ અરવિન્દ તરફ ફરી. અરવિન્દની આશ્ચર્ય અને ગંભીરતા ભરી મુખમુદ્રા જોઇ એતો ગભરાઇ ગઇ.

"અરવિન્દભાઇ! અરવિન્દભાઇ! તમને શું થયું છે?" ગુણવતી અરવિન્દને વળગી પડી પુછવા લાગી.

"કાંઇ નહી, કાંઇ નહી." હજી પણ એજ પ્રતિમા તરફ દૃષ્ટિ કરડી એકી દષ્ટિથી જોતો જોતો અરવિન્દ બોલ્યો.

"કાંઇ નહી કેમ? અરવિન્દભાઇ, તમે આ પ્રતિમા જોઇ ગભરાવ છો શું કરવા? જોઉં, કોની છે એ પ્રતિમા?" અરવિન્દના કરમાંથી પ્રતિમા ખેંચતાં ગુણવતી બોલી.

"મને હજી પૂરી જોવા તો દે." અરવિન્દ છબી પાછી ખેંચી લઇ બોલ્યો.

"ત્યારે તમે પ્રતિમા જોઇ આશ્ચર્ય કેમ પામો છો? લાવો મને જોવા દો, કોણ છે એ?" ગુણવતીએ પુનઃ અરવિન્દના હસ્તમાંથી પ્રતિમા ખુંચી લીધી.

"ઓહોહો! આ તસવીરથી તમે બ્હી ગયા? આને તમે ઓળખતા નથી?" ગુણવતી પ્રતિમા જોઇ હાસ્ય કરી બોલી.

"હા, મેં આ યુવતીને એક સમયે જોઇએ છે ખરી."

"જોઇ છે? એમ કેમ? તમે એને ઓળખતા નથી?"

"ના, ના. હું એને ઓળખતો નથી એજ મોટી પંચાત છે." અરવિન્દે જવાબ આપ્યો.

"આ તો મારી વડિલ ભગિની સ્નેહલતા." પ્રતિમાની આકૃતિનું ગુણવતીએ અરવિન્દને ઓળખાણ આપ્યું.

"સ્નેહલતા ? સ્નેહલતા નામ ધરાવતી તારે ભગિનીજ ક્યારે છે ?" અરવિન્દે આશ્ચર્યમુગ્ધ બની પ્રશ્ન કર્યો.

"તમે જાણુતા નથી કે મારે એક ઓરમાન બેન છે ?"

"ના."

"ત્યારે હું તમને સવ ભ્રમમાંથી મુક્ત કરૂં છું. આ મારી મોટી બેન–ઓરમાન બેન–સ્નેહલતાની આકૃતિ છે." ગુણવતીએ ખુલાસો કર્યો.

"તે જીવે છે કે સ્વર્ગવાસી થઇ છે ?" વધુ આશ્ચર્યમાં લીન થતાં અરવિન્દે પુછ્યું.

"જીવે છે." સામો પ્રત્યુત્તર મળ્યો.

"એમ ?" ઓષ્ટ પિસી અરવિન્દ બોલ્યો.

"હા."

"એ ક્યાં રહે છે ?"

"એમની માસી પ્રમાદસુંદરીને ત્યાં રહે છે. માતા શાન્તિદેવીનું આ ગૃહમાં આગમન થયું ત્યાર પ્હેલાંનાં એ ત્યાં રહે છે. ક્વચિત્ એ અહીંયાં પધારે છે. પિતાજી એમને ઘણીએ વાર અહીં બોલાવે છે પરંતુ હમણુંનાં કોણુ જાણે શાથી અહીંઆં એ આવતાંજ નથી. આજેય પિતાએ તેને બોલાવી હતી પણુ એ તો આવ્યાં જ નથી." ગુણુવતીએ વધુ બિના જણાવી.

"એમ ? વારૂં, પ્રમાદસુંદરીનું ઠેકાણું ક્યાં ?

"ખાડીયામાં, દેશાઇ પોળમાં."

"ઠીક, ગુણુવતી, તું તારા ચિત્રકાર્યમાં પ્રવૃત્ત થા. હું તારાં અન્ય ચિત્રો જોઉં છું."

ગુણુવતી પોતાના કાર્યમાં લાગી. અરવિન્દ તો ચિત્ર સમૂહ જોવા લાગ્યો. "કૃષ્ણુરાવને મળવા આવનાર સ્ત્રી બીજી કોઇ નહીં પણુ સ્નેહલતા પોતેજ ? આ શું ? રમણુભાઇ જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થની પુત્રી–સુકોમળ અવયવો ધારણુ કરનારી–એવા નીચ, નિર્દય કૃત્યમાં પ્રવૃત્ત બને ? પ્રવૃત્ત બની પોતાની જાતને, તાતને, ગ્નાતને કલંકિત બનાવે ? અશક્ય, અશક્ય. હું તેને નિર્દોષ માનું છું, પણુ તે નિર્દોષ હશે ? આ વાત મારે રમણુભાઇને જણુાવવી કે નહિ ? હા જણુાવવી જોઇએ. ચાલ ત્યારે જલદીથી આ વાત રમણુભાઇને નિવેદન કરૂં. પછીથી જે બને તે ખરૂં" આવો વિચાર કરી તે એકદમ ઉભો થયો.

"ગુણવતી, હું આવું છું. મારે બંગલામાં કામ છે."

"કેમ શું કામ છે?" બાળાએ પ્રત્યુત્તરમાં પ્રશ્ન કર્યો.

"કંઇક ખાનગી છે. તારા પિતાને મળી હું અલ્પ સમયમાં આવું છું." અરવિન્દે ચાલવા માંડયું.

"પણ હવે હું આ ચિત્ર પૂર્ણ કરી રહેવા આવી છું. અલ્પ સમય થોભો. આપણે બન્ને સાથેજ જઇશું."

"વારૂ."

અરવિન્દ તટસ્થ ઉભો રહ્યો. એકાદ બે મિનીટમાં ગુણવતી પોતાના કાર્યમાંથી પરવારી; ચિત્રપટ અરવિન્દના હસ્તમાં સોંપ્યું. ચિત્ર સૌન્દર્ય નિહાળી અરવિન્દ હૃદયમાં અતિશય મગ્ન બન્યો.

"અતિ ઉત્તમ રીતે આલેખાયું છે હોં, ગુણવતી." શિષ્યાની ગુરૂએ પ્રશંસા કરી.

"અંતે તમારીજ શિષ્યાને?" ગુણવતીએ સ્મિત હાસ્યથી ગુરૂને માન આપ્યું.

"વારૂં, વારૂં ચાલ હવે." ગુણવતીને ચિત્ર પાછું સોંપતાં અરવિન્દે કહ્યું.

ઉતાવળે ઉતાવળે અરવિન્દે બંગલામાં પ્રવેશ કર્યો. પાછળ પાછળ ચિત્રપટ અને ચિત્ર સંગ્રહ લઇ ગુણવતી આવી પોતાની બાલસહચરી મંડળમાં ભળી ગઇ. પોતાનું આલેખેલું નૂતન ચિત્ર બાલામંડળના હસ્તમાં સોંપ્યું. બાલાવર્ગ ચિત્રની ઉત્તમતા જોઇ અતિ આશ્ચર્ય પામ્યું અને ગુણવતીની ઉત્તમ ચિત્રકળાની પ્રશંસા કરી તેને ધન્યવાદ આપવા લાગ્યું.

રમણુભાઇ, હસમુખરાય, નવનીતલાલ અને એક બીજા ગૃહસ્થ શેત્રંજ ખેલતા હતા. અરવિન્દને ઉતાવળો આવતો જોઇ, તેની ગંભીર મુખાકૃતિ જોઇ નવનીતની આંખ જરા ચમકી. પરંતુ તુરતજ તેણે પોતાની દૃષ્ટિ નીચી કરી નાખી અને શું થાય છે તે જોવા અંતરમાં ઉત્સુક બનવા લાગ્યો.

"આવો, આવો અરવિન્દપ્રસાદ, તમે ક્યા આભમાં સંતાઇ ગયા હતા?" હસમુખરાયે હસતાં હસતાં અરવિન્દને પુછ્યું.

"હું અને ગુણવતી પુષ્પોદ્યાનની અવનવી પ્રભાનું અવલોકન કરતાં હતાં." અરવિન્દે પ્રત્યુત્તર વાળ્યો.

"ત્યારે તો ગુણુવતીને અવલોકનમાંથી કાંઇ નવીન શિખવાનું મળ્યું હશે ?" રમણુભાઇ બોલ્યા.

"હા. કંઇક નૂતન શિક્ષણુ મળ્યું છે. ગુણુવતીએ તે ચિત્રપટ પર આલેખી દીધું છે." અરવિન્દે જણુાવ્યું.

"ત્યારે તો ચિત્રપાટી કોઈ વિચિત્ર ભાવોથી પૂર્ણ હશે ?" રમણુભાઇ અરવિન્દને પુછવા લાગ્યા.

"ચક્ષુએ દીઠા વિના એ ભાવો સમજાય યા ગૃહણુ કરાય એમ નથી. ચક્ષુએ ચિત્રપટનું નિરીક્ષણુ કરી નૂતન શિક્ષણુની ખાત્રી કરો." અરવિન્દે અવ્યક્ત પ્રત્યુત્તર આપ્યો.

રમણુભાઇએ પોતાની દૃષ્ટિ બાલામંડળ તરફ ફેરવી. ગુણુવતીની ચિત્રપાટી એકના હસ્તમાંથી અન્યના હસ્તમાં ફરતી હતી.

"ગુણુવતી, તારી ચિત્રપાટી લાવ જોઇએ." રમણુભાઈ ગુણુવતીને સંબોધી બોલ્યા.

"લાવું-પિતાજી." ગુણુવતીએ કોમળ મિષ્ટતા ભર્યા સ્વરે પ્રત્યુત્તર વાળ્યો.

ચિત્રપાટી લઇ ગુણુવતી રમણુભાઇ પાસે આવી. રમણુભાઇએ ધારી ધારી ચિત્રનું નિરીક્ષણુ કરવા માંડયું. પુષ્પવાટિકાને ચિત્રની ભૂમિકા બનાવી હતી. રાત્રિની કૃષ્ણુવર્ણી ફલક અને દીપક પંક્તિઓના ઉજ્જવલ પ્રકાશની ઘનતિમિર સાથેની લડાઇ પ્રેક્ષકની દૃષ્ટિને અતિશય ખેંચતાં હતાં. પુષ્પલતાઓની કુંજની રમણીયતા કાંઇ ઓરજ હતી. જલકુંડમાં પડતા નભમંડળનું પ્રતિબિંબ અતિ આકર્ષક રીતે ચિતર્યું હતું. કમળનું બિડાયલું પુષ્પ પોતાના પ્રિયતમ વિના કેવી દશા ભોગવે છે તેનો આબેહુબ ચિતાર આપ્યો હતો. દીપક તરફ ઉડતાં પતંગોની રેશાઓ અનુપમ રીતે દોરી હતી. નભક્ષેત્રનાં તારક કુસમો, રાત્રિના શ્યામ પટને ભેદતી દીપક પંક્તિઓ, પુષ્પ લતાઓની રમણીય કુંજો, દીપકમાં અંગ હોમનાર પતંગમગ્નો, અને ભાનુપુંજના વિરહમાં અવનત મુખે બિડાયલું કમળ કેવા અલૌકિક આનંદમાં પ્રેક્ષકને લીન કરે છે તેના પૂર્ણ પ્રતિબિંબ રૂપ આ ચિત્ર હતું. ચિત્રપટ નીચે ગુણુવતીએ પોતાના ગુરૂ અરવિન્દપ્રસાદની શિખવાડેલી કવિતા લખી હતી. રમણુભાઇ તે વાંચવા લાગ્યા.

'સ્નેહભાનુના વિરહમાં, કમળ દમે નિજ કાય;
ઉત્તમ એવો સ્નેહ જ્યાં, ત્યાં રીઝે જગ રાય.'

* * * *

(ગઝલ) જગત હું જોઉં છું પ્રેમે, જગત ના દેખતું મુજને;
જગત સમજી શકું છું હા, જગત સમજે નહિ મુજને.
જગતના ભેદ છે જુદા, અજાણ્યાં ના ગૃહે એતો;
જગતના ભેદ ભણુવામાં, મઝા હું મીઠડી લેતો.
મઝા મીઠી સદા લેવા, જગત જોવું ગમે છે હા;
જગતના ભેદ ભણુવાને, સદા રોવું ગમે છે હા.
જગતને જાણુવા નિત્યે, જીવન હું પ્રેમથી ધારૂં;
જગતના ભેદ શોધું હા, જગતમાં પ્રેમ હું ભાળું.
જગત જીવન મ્હારૂં છે, જગતથી જીવ ધારૂં છું;
જગતના ભેદ ભણુવામાં સદા હું સ્નેહ ધારૂં છું.
ભણ્યો છું ભેદ હું કૈં કૈં, ભણીશ હું કૈં હજીએ તો;
ભણીને મીઠડાં ગાશું, જગતના ભેદનાં ગીતો.

રમણુભાઇ ચિત્રની અનુપમ કૃતિ જોઇ, કવિતામાં ચિત્રના ભાવોનું દર્શન કરી અંતરમાં અતિ હર્ષ પામ્યા. ચિત્રપાટી રમણુભાઇના હસ્તમાંથી હસમુખરાયના હસ્તમાં, અને હસમુખરાયના હસ્તમાંથી નવનીતલાલના હસ્તમાં પસાર થઇ.

“ અરવિન્દપ્રસાદ, તમારી શિષ્યા તો ઘણીજ પ્રવીણુ બની ગઇ છે.” રમણુભાઇએ અરવિન્દની શિષ્યાની ચિત્રકળા વખાણી.

“ મારી શિષ્યા, પણુ પુત્રી તમારીને ? ” અરવિન્દે પ્રત્યુત્તર દીધો.

નવનીત અને હસમુખરાય ચિત્રપાટી જોવામાં ગુંથાયા. ગુણુવતી ચિત્ર નીચેનું સંગીત બાલામંડળમાં જઇ મિષ્ટ સ્વરે ગાવા લાગી. બાલવર્ગમાં હજી મી. **ચીમનલાલ** ભટની વાત ચાલતી હતી. સ્ત્રી સમાજમાં સુકન્યાનું આખ્યાન પૂર્ણ થયું હતું અને સાવિત્રીના આખ્યાનની શરૂઆત થઇ ગઇ હતી. અન્ય ગૃહસ્થો વિધવિધ રમતો અને વાતોમાં લીન થયા હતા. આ પ્રસંગનો લાભ લઇ અરવિન્દ રમણુભાઇને ઇસારત કરી, દિવાનખાનાની ઓરડીમાં લઇ ગયો. રમણુભાઇને અરવિન્દની સાથે જતાં જોઇ નવનીતનાં ચક્ષુ પુનઃ ચમક્યાં; પરંતુ તુરતજ પાછાં તે સ્વસ્થ બની ચિત્રપટના નિરીક્ષણુમાં ગુંથાયાં.

“ કેમ અરવિન્દ, મને અહીં લાવવાનું શું પ્રયોજન છે ? ” રમણુભાઇએ અરવિન્દનો ખભો હલાવી પ્રશ્ન પુછ્યો.

"એક અગત્યની વાત કહેવાની છે." અરવિન્દે જવાબ આપ્યો.

"તારી મુખમુદ્રાપરથી એતો હું સમજી ગયો છું. શી વાત કહેવાની છે?"

"ખૂની પકડાયો." હાવકું મુખ કરી અરવિન્દે વાતનો સ્ફોટ કર્યો.

"હેં, પકડાયો?" આશ્ચર્ય પામી રમણભાઇ બોલ્યા.

"હા, પેલી યુવતી, પેલી કૃષ્ણરાવને મળવા આવનાર યુવતી પકડાઇ." ધીરે ધીરે અરવિન્દે આગળ વાત કહેવા માંડી.

"ક્યારે? ક્યાં છે એ?"

"રમણભાઇ શું કહું? તે તમારા આશ્રય નીચેજ છે."

"ના, ના, બનેજ નહીં." રમણભાઇ જુસ્સાથી બોલ્યા.

"હું ખરૂંજ કહું છું."

"ક્યાં છે એ બતાવ મને." ખૂનીને જોવાની આતુરતાથી રમણભાઇ અરવિન્દનો હસ્ત ખેંચવા લાગ્યા.

"રમણભાઇ ધીરા પડો, હું તમને સર્વ વાત જણાવું છું. કૃષ્ણરાવને મળવા આવનાર યુવતી બીજી કોઇ નહીં પરંતુ આપની પુત્રી સ્નેહલતા પોતેજ હતી." અંતે અરવિન્દે સર્વ ભેદનો ખુલાસો કર્યો.

"હેં, શું કહે છે! સ્નેહલતા કૃષ્ણરાવને મળવા આવી હતી! એની પ્રતીતિ શી?" રમણભાઇ આશ્ચર્ય પામી બોલ્યા.

"મેં તમને પ્રથમ જણાવ્યું હતું કે હું એ યુવતીને ઓળખતો નથી; પરંતુ આજેજ મેં એની પ્રતિમા જોઈ અને ઓળખી."

"ક્યાંથી એની પ્રતિમા તારી નજરે પડી?"

"ગુણવતી પાસેથી ગુણવતીએજ મને કહ્યું કે 'આતો સ્નેહલતા, મારી મોટી બેન!'"

"હા! હા! ......પણ તમને ખાત્રી જ છે કે મળવા આવનાર આ સ્નેહલતાજ હતી?" વિષાદપૂર્ણ મુખે રમણભાઇએ પૂછ્યું.

"હા, હું પૂરી ખાત્રીથી કહું છું; વળી વિશેષ ખાત્રી કરવા આવતી કાલે હું તેમને મલવા જનાર છું." અરવિન્દે પોતાનો નિશ્ચય દર્શાવ્યો.

"એમ કે? ઠીક. પણ અરવિન્દ, હું નથી ધારતો કે સ્નેહલતા ખૂની હોય." રમણભાઇએ ચિંતાશીલ ચ્હેરે ડોકું ધુણાવી કહ્યું.

"હું પણ તમને કહી ચુકયો છું કે મારૂં મન સ્નેહલતાને ખૂની

કહેવા ના પાડે છે; હજી પણ હું એને નિર્દોષ ધારૂં છું. આવતી કાલે સવારમાં હું તેની પૂરેપૂરી ખાત્રી કરીશ."

"બહુ સારૂં." રમણુભાઇએ ધીમે સ્વરે કહ્યું.

રમણુભાઇ ઉંડા ચિંતાસાગરમાં ડૂબતા હતા. અરવિન્દ તેમનો હસ્ત પકડી દીવાનખાના તરફ ચાલ્યો. યંત્રિત ગતિએ રમણુભાઇ ચાલતા હતા. દિવાનખાના આગળ આવતાંજ રમણુભાઇ કૃત્રિમ પ્રસન્નતા ધારણ કરી. ઉભયે દીવાનખાનામાં પ્રવેશ કર્યો. નવનીતે તે ઉભય તરફ તીવ્ર શોધક દૃષ્ટિપાત કર્યો; નવનીત, અરવિન્દ અને રમણુભાઇના મુખ ઉપર છવાઇ રહેલી કૃત્રિમ પ્રસન્નતાના આવરણ નીચે છુપાયલાં માનસિક ઉદ્વેગનાં ચિહ્નો જોઇ શકયો. પરંતુ અરવિન્દ અને રમણુભાઇ આ નવનીતની વર્તણુકથી અજ્ઞાત હતા. નવનીત સિવાય અન્ય કોઇ તેમની માનસિક સ્થિતિ કળી શકયું નહિં. તેઓ ટુંક સમયમાં પુરૂષમંડળમાં ભળી ગયા.

અલ્પ સમય પછી એકનો ટકોરો થયો. ગમત પુરી થઇ. સર્વ કોઇ જવા તૈયાર થયા. 'આવજો, આવજો' ના નાદથી અને હાસ્યાલાપના મધુર સ્વરથી પુષ્પોદ્યાન ગાજી રહ્યું. ગાડીઓના ઘંટ વાગવા લાગ્યા. એકેએક ગાડીઓ પસાર થવા લાગી. પાએક કલાકમાં હર્ષનાદથી ગાજતો બંગલો સ્વરશૂન્ય બની ગયો.

અરવિન્દ ગાડીમાં બેસી પોતાને બંગલે ગયો. વસ્ત્ર બદલી, મુખપ્રક્ષાલન કરી, શય્યા સુંદરીનો સ્વિકાર કર્યો; અલ્પ સમયમાં નિદ્રા દેવીના અંકમાં બિરાજવા લાગ્યો.

રમણુભાઇ તો સર્વ કોઇના ગયા પછી વિચારમાં ડોલતા ડોલતા શય્યા પર આળોટતા હતા. સ્નેહલતા કૃષ્ણુરાવને મળવા ગઇ હશે? આજ તેમની ચિંતા હશે?

ગુણુવતી, રમા અને કુસુમાવલી પોતપોતાના સ્થાનમાં નિદ્રાદેવીને આધીન થઇ ગયાં હતાં.

નોકરો પણુ હવે કાર્યથી નિવૃત્ત બની શાન્ત રાત્રિમાં શ્રમિત હૃદયને શાન્ત કરવા નિદ્રા લેવા લાગ્યા.

સંધ્યાના રંગની પેઠે બંગલાની અલૌકિક લીલા ચાલી ગઇ. રમત ગમતથી ગાજતો બંગલો પણુ સ્વરશૂન્ય બની શાન્તિદેવી રૂપ નિદ્રાના કરમાંહી વિરાજવા લાગ્યો.

---

## પ્રકરણ ૫ મું.

### પ્રમાદ સુંદરી.

( હરિગીત. )

પ્રીતિ અમૃત વારિ મીઠું સ્હેજમાં મળતું નથી,
શુભ સ્નેહ કેરૂં વૃક્ષ રે કેં સ્હેજમાં ફલતું નથી;
રત્ન ઉજ્જવલ પ્રેમનાં હા સ્હેજમાં મળતાં નથી,
હૃદય અન્યોઅન્ય કેરાં સ્હેજમાં ભલતાં નથી.

*　　*　　*

'નથી પ્રેમ નીપજતો કાંઇ વાટે કે ઘાટે;
નથી પ્રેમ વેચાતો મળતો ડોશીડાની હાટે.—
લોભના લગડે નહિ લાધે પ્રેમતણું પરવાળજો;
સ્વારથ કાકાકૌઆ કોટે નહીં પ્રીતમોતી માળજો—
રસિક હૃદયથી રસિક હૃદયને ભેટાડે ભગવાન જો;
કોમળ સરળ હૃદય સંગમ એ પ્રેમ રત્નની ખાણુજો. —

'ડાહ્યાભાઇ'

ઉષાદેવીનું સામ્રાજ્ય અવનિપટપર પ્રસરી રહ્યું હતું. જ્યોતિપુંજ સવિતાનારાયણનાં પ્રભાપૂર્ણ કિરણો અનહદ આનંદ ઉપજાવતાં હતાં. પક્ષીસમાજ કિલરવ કરતો આમ તેમ ઉડતો હતો, ચણતો હતો, અને સવિતાનારાયણને સત્કારતો હતો. પ્રાતઃ સમયની શીતળતા, સુંદરતા, અને નૂતનતાનું ભાન કરાવતાં એ પક્ષીગણોનું ગીત આળસુને ઉત્સાહી બનાવી કાર્યમાં પ્રવૃત કરતાં હતાં. મનુષ્ય સમાજમાં કેટલાક પોતાના નિત્યનિયમમાં, કેટલાક દેવ આરાધનામાં, તો કેટલાક વ્યવહારિક વ્યવસાયમાં પ્રવૃત્ત થતા હતા. દેવાયતનોમાંથી પ્રભુની પ્રભુતા રેલાવતા ઘંટાઓના નાદ કર્ણમાં અમૃત રેડતા હતા. ગાડી ઘોડાઓની દોડધામ પણ ચાલુ થઇ હતી. પંખીગણ પ્રવૃત્તિમાં, જનસમાજ પ્રવૃત્તિમાં, પશુ વર્ગ પ્રવૃત્તિમાં, અને

જડપદાર્થો પણુ પ્રવૃત્તિમાં. આ પ્રાતઃસમયે જ્યાં ત્યાં પ્રવૃત્તિજ દષ્ટિગોચર થતી હતી.

દેસાઈ પોળમાં આવેલા 'ગુણમંદિર'માં પણુ પ્રવૃત્તિ જણાતી હતી. કેટલાક કિંકરો ગૃહમાંથી પુંજો કાઢી ગૃહને સ્વચ્છતાથી શણગારતા હતા, કેટલાક વાસણો માંજતા હતા અને કેટલાક પાણીઆરે ધોઇ ઉજ્જવલ ત્રાંબા પિત્તળના વાસણોમાં પાણી ભરતા હતા. રસોડામાં અગ્નિદેવને પણુ પ્રવૃત્ત બનાવ્યા હતા. બહાર ચોકમાં એક મોટા બંબામાં પાણી ઉકળતું હતું.

ચોકમાં એક સીડી હતી. તે ચઢતાં મેડા ઉપર દિવાનખાનામાં જવાતું હતું. દિવાનખાનાની બે બાજુએ બે મોટા ઓરડા હતા, અને આગળ મોટી અગાશી હતી. દિવાનખાનાની જમીનપર મોટી બુરાનપુરી શેત્રંજી પાથરેલી હતી. મધ્યમાં એક મોટું ગોળ ટેબલ ગોઠવેલું હતું, અને તેની આસપાસ પાંચ છ ખુરસીઓ ગોઠવેલી હતી. ટેબલની મધ્યમાં એક મોટી ફુલદાનીમાં વિધવિધ પુષ્પો ગોઠવ્યા હતાં. ભીંતની સાથે એક મોટો કાચ ગોઠવેલો હતો. સામી બાજુએ બે મોટાં કબાટ હતાં. એક કબાટને પુસ્તકાલય બનાવ્યું હતું અને બીજામાં વસ્ત્રાભરણો ભરેલાં હતાં. દિવાનખાનાની છતમાં કાચના ગ્લાસ–હાંડીઓ લટકાવેલાં હતાં. ગોળ ટેબલની ઉપર એક મોટું ઝુમર લટકતું હતું. આસપાસની ભીંતો ઉપર રંગ બેરંગી અને મનોહર ફ્રેમ (Frame) માં મઢેલી મહાન્ વ્યક્તિઓની છબીઓ, સુપ્રસિદ્ધ ઇતિહાસિક પ્રસંગોની છબીઓ, અને કુદરતના અનુપમ સૌંદર્યપૂર્ણ દશ્યોની છબીઓ ભરાવીને દિવાનખાનાને અધિક શોભાયમાન બનાવ્યું હતું. બાજુમાં એક હારમોનીયમની પેટી પડી હતી. એક ભીંતની સાથે સાઇડ–ટેબલ (Side-table) ગોઠવેલું હતું. તેની ઉપર લખવાનાં સાધનો અને કાગળોની થોકડી પડી હતી. ટેબલની સન્મુખ દિવાલમાં એક કેલેન્ડર (calender) ટાંગેલું હતું. ટેબલની બાજુમાં ઉંચે ભીંત ઉપર સર્વની દષ્ટિએ પડે એવી રીતે એક છાજલીમાં ઓફીસ–ક્લોક (Offic–clock) ગોઠવેલું હતું.

અત્યારે ટેબલ પાસે ખુરસીપર બેસી એક સ્ત્રી ચહા પીતી હતી. એક બીજી સુંદરી કોચપર બેઠી બેઠી વર્તમાન–પત્ર (News-paper) વાંચતી હતી. ચહા પીનાર સ્ત્રી આધેડ વયની હતી.

તેણે લીલી રેશમી સાડી પ્હેરેલી હતી. તેની મુખાકૃતિ ગોળ અને શ્વેત હતી. શરીરે જરાક જાડી અને મધ્યમ કદની હતી.

કોચપર બેઠેલી સુંદરી યૌવનાવસ્થામાં પ્રવેશ કરતી યુવતી લાગતી હતી, તેનું વય વિશ એકવિશ વર્ષનું હશે. તેણે સફેદ મલમલનું પોલકું અને ગુલાબી સાડી ધારણ કરેલાં હતાં.

વાંચકવૃંદ ! આ યુગલ સ્ત્રીઓને ઓળખ્યાં કે નહિ ? પેલી આધેડવયની સ્ત્રી પ્રમાદસુંદરી અને યુવાનબાળા સ્નેહલતાને ન ઓળખ્યાં ? આ ' ગુણમન્દિર ' સ્નેહલતાની માશી પ્રમાદસુંદરીનું છે. પ્રમાદસુંદરી વિધવા હતી. તેમના પતિ પાંચ લાખ રૂપીઆ પાછળ મુકતા ગયા હતા. પ્રમાદસુંદરીને એકે ફરજંદ હતું નહીં. તેમની બેન સૌભાગ્ય દેવી એક પુત્ર અને એક પુત્રી મુકી સ્વર્ગે સિધાવ્યાં હતાં. મરણ સમયે સૌભાગ્યદેવીએ પોતાનાં બાલકોની પ્રમાદસુંદરીને સોંપણી કરી હતી. રમણભાઇએ પુનઃ લગ્ન કર્યું એટલે પ્રમાદસુંદરી બાલકોને પોતાને ત્યાં તેડી લાવી હતી. ગુણવંતને સુશીક્ષણ આપી મુંબઇ અભ્યાસ કરવા મોકલનાર પ્રમાદસુંદરીજ હતી; પરંતુ છટોલાની ભયંકર હોનારતમાં ગુણવંત આલોક ત્યજી દઇ પરલોક ચાલ્યો ગયો. પ્રમાદસુંદરી અને સ્નેહલતાને આથી અનંત વિષાદ ઉપજ્યો હતો. પણ શું કરે ? ચાર દિવસ રોઇને રહ્યાં.

સ્નેહલતાને ઉત્તમ સ્ત્રી ઉપયોગી શિક્ષણ અર્પવામાં પ્રમાદસુંદરીએ જરા પણ કચાશ રાખી ન હતી. મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજમાં તે પ્રથમ નંબરે પાસ થઇ હતી. વળી ખાનગી રીતે ઇંગ્રેજી અભ્યાસ કરી તેમાં પણ નિપુણતા મેળવી હતી. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી લેવાતી સ્ત્રીમંડળની પરિક્ષામાં તે વારંવાર બેસતી, ઉંચે નંબરે પાસ થતી અને કિંમતી ઉપહારોની અધિકારિણી બનતી. પાકશાસ્ત્રમાં તો તે ઘણીજ પ્રવીણ હતી. વ્યવહારિક જ્ઞાન તે અતિ ઉત્તમ પ્રકારનું ધરાવતી હતી. ગૃહકાર્યની વ્યવસ્થા અને આવક જાવકના હિસાબ રાખવામાં તે એક્કો હતી. સ્ત્રી ઉપયોગી દરેક ગુણ તેનામાં સમાયલા હતા. કાવ્ય રચવાની અને નિબંધ લખવાની શક્તિ તેનેજ અનુસરતી હતી. "સુંદરી સુબોધ"માં તેના લેખ વારંવાર આવતા અને જનસમાજમાં તે ઘણીજ ઉત્કટથી વંચાતા. તેના અવયવોની

સુંદરતાની તો અવધિજ હતી. કોઇ પણ જોનાર તેના રૂપથી આકર્ષાયા વિના રહેજ નહી. તેના આ અનુપમ સૌન્દર્ય સાથે જ્યાં સર્વ ગુણોના સૌન્દર્યનો સંગમ થયો ત્યાં કહેવાનું શું બાકી રહે ? સોનું અને સુગંધ ઉભયનો જ્યાં સંયોગ થાય ત્યાં એ મિશ્રિત પદાર્થની કિંમત કેવી રીતે અંકાય ?

આટલા આટલા ગુણોથી અને આવા આવા સૌન્દર્યથી જો કે સ્નેહલતા અલંકૃત હતી તો પણ તેનું પાણિ–પીડન હજી થયું નહતું. હજી પણ તે કૌમાર્યાવસ્થામાં રહેવાને ઇચ્છતી હતી. પ્રમાદસુંદરી અને રમણભાઇ તેના ઉદ્વાહની વાત ઘણીવાર છેડતાં પરંતુ કોણ જાણે શા કારણને લીધે તે ચોખી નાજ પાડતી, અને કહેતી કે મારે તો સરસ્વતી અને ગાર્ગીની પેઠે બ્રહ્મચારિણી બનવું છે, મને સંસાર વિષ સમાન લાગે છે. ગમે તો પોતાને અનુગુણ પતિ ન મળે તેથી ના પાડતી હોય કે ગમે તો તેને સંસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો હોય પરંતુ આ ઉભયમાંથી પરણવા ના પાડવાનું કયું પ્રયોજન હશે તે કોઇ સમજી શકતું ન હતું. જ્યાં આવી ચોકખી ના હોય ત્યાં બીજા શું કરે ? પ્રમાદસુંદરી પોતાની ભાણી ઉપર ચિડાઇને રહેતી; પરંતુ એટલું છતાં પ્રમાદસુંદરી કોઇ દીવસ સ્નેહલતાને માઠું લાગે એવું કંઈ પણ કથન કરતી ન હતી. સ્નેહલતા નાની ચાર વર્ષની હતી ત્યારથી પ્રમાદસુંદરીએ તેને પાળી પોષી મોટી કરી હતી, સુવાસિત વિદ્યાદાન દઇ તેને ગુણજ્ઞ બનાવી હતી, અને અન્ય વિષયોમાં આવશ્યક જ્ઞાન આપી તેને અમૂલ્ય રત્ન બનાવી હતી. સ્નેહલતાએ માતાનું સુખ પ્રમાદસુંદરીમાંજ જોયું હતું. પ્રમાદસુંદરી સ્નેહલતાને પોતાની તનયા ગણતી અને સ્નેહલતા તેનેજ પોતાની માતા સમજતી હતી. માતા અને પુત્રી વચ્ચે સંભવતા સ્નેહ સ્નેહનું પૂર્ણ દર્શન આ ઉભયમાંજ થતું.

અત્યારે પ્રમાદસુંદરી ટેબલ પાસે બેસી ચ્હા પીતી હતી અને સ્નેહલતા કોચપર બેઠી બેઠી વર્તમાન–પત્રનાં પાનાં ઉથલાવતી હતી; કાંઇ નવીન બનાવો હોય યા અગત્યના વિષયો હોય તે પ્રમાદસુંદરીને વાંચી સંભળાવતી હતી.

"પ્રમાદ માશી ! સાંભળો તો ખરાં આ એક નૂતન હાસ્યજનક બનાવ." સ્નેહલતા ન્યુસ્પેપરમાં કાંઇ નૂતન બનાવ વાંચી પો-

તાની માશીને વાંચી સંભળાવવા બોલી.

"લતા ! શું છે ?" ચ્હાનો ઘુંટડો પીતાં પીતાં પ્રમાદસુંદરીએ પ્રશ્ન કર્યો.

"આ પેલા રસિકલાલ. દારૂડીઆનાં પરાક્રમસ્તો. મદિરાપાન કરી રસ્તામાં બેભાન પડયા હતા તે સમયે તેના પગપર ગાડી ફરી વળી. પોલીસે ગાડીવાળાને પકડયો અને રસિકભાઇને સીવીલ હોસ્પીટલમાં મોકલી આપ્યા. આ તેમનો કેસ ચાલ્યો હશે તેનું અવતરણ છે." સ્નેહલતા ખુલાસો કરતાં બોલી.

"મુઓ એ રસિકલાલ ભેંસનાં શીંગડાં ભેંસને ભારે, આપણે શું ?" પ્રમાદસુંદરીએ મ્હોં ચઢાવી કહ્યું.

"પણ માશીબા ! ભણી ગણીને સુધારવાળા ગણાય તે આવાં પરાક્રમો કરવા ? એમ. એ. એલ. એલ. બી. ( M. A. L. L. B. ) બન્યા તે આમ મધપાન કરી જગબત્રીશીએ ચઢવા ?"

"બેન ! હવે તો ભણતર ત્યાંજ આવી રહ્યું છે. ઈંગ્રેજી ભણ્યા એટલે જગ જીત્યા. આજે તો ભાઇને આમ જોઇને આજે પત્થરા જોઇએ. ભણ્યાને નામે નકામું વિદ્યાનું નામ વગોવે છે. અધુરો ઘડો વધારે છલકાય તે આનું નામ." કટાણું મુખ કરી પ્રમાદસુંદરીએ જવાબ આપ્યો.

"એમ કેમ ? માશી !"

"પૂર્વના દેશોનું ઐશ્વર્ય હવે હીન થતું જાય છે તેનું મુખ્ય કારણ શોધીશું તો જણાશે કે આવા અર્ધ દગ્ધ, પોતાને '*એજ્યુકેટેડ' ( Educated ) કહેવડાવતા પુરૂષોથીજ આપણા દેશની મહત્તા વિનાશ પામી છે. પાશ્ચિમાત્ય દેશોની વિદ્યા ગ્રહણ કરવી આવશ્યક છે. પરંતુ તેની સાથે તેમની દરેક રીતભાત ગ્રહણ કરી આપણા દેશના ઉત્તમ આચાર વિચારને તિલાંજલી આપવી ન જોઇએ. જેઓ વિદ્યાના ખરા રહસ્યથી પરિચિત છે તેઓ આ અર્ધદગ્ધ જ્ઞાનવાળા જન સમાજને ઘણાજ ધિક્કારે છે." જુસ્સાથી પ્રમાદસુંદરીએ ભાષણ કર્યું.

"હા, માશીબા ! ખરે એમજ છે. ભણ્યા પણ ગણ્યા નહિ.

---

* 'કેળવાયલા'

સત્યજ કહ્યું છે કે;—

§ અલ્પ જ્ઞાન છે અતિ દુઃખકારી ભાન ભુલાવે પલમાં;
અતિ જ્ઞાનરસ પીતાં પાછું ભાન આવે નિજ સ્થલમાં.
પીશો ના ના અલ્પ વારિ કદી જ્ઞાન ઝરાનું માટે;
ધરાઇ પીવું સદા ધટે છે વિદ્યા કેરી વાટે."

સ્નેહલતાએ લલિત સ્વરે ગાઇ સંભળાવ્યું.

"હા બેન ? એ પદપંક્તિઓ ખરીજ છે. અલ્પ જ્ઞાનેજ એ રસિકલાલની આબરૂના ધ્વનાફાતીયા થયા."

છેલ્લા શબ્દોનું પ્રમાદસુંદરી ઉચ્ચારણ કરતી હતી તેવામાં નોકરે આવી એક વિઝીટ કાર્ડ ( Visit Card ) તેના હસ્તમાં મુક્યું. પ્રમાદસુંદરીની આંખે હવે જરા ઝાંખ પડતી હતી, તેથી તેણે તે કાર્ડ સ્નેહલતાને વાંચવા આપ્યું. સ્નેહલતા કાર્ડ વાંચી ચમકી.

"કેમ. લતા, કોનું કાર્ડ છે ?"

"મી. અરવિન્દપ્રસાદ,

શેઠશ્રી સુંદરરામ સદારામની મીલના મેનેજર."

સ્નેહલતાએ વાંચી સંભળાવ્યું.

"હે, અરવિન્દપ્રસાદ ? એ કોણ ? હું તો એમને ઓળખતી નથી." આશ્ચર્યવશ બની પ્રમાદસુંદરીએ કહ્યું.

"માશીબા ! આતો પેલા કૃષ્ણરાવના ખૂનમાં જેમની તપાસ થઈ હતી તે. કેમ તમે પેપરમાં એમની આપેલી જુબાની ન્હોતી વાંચી ?"

"હા, હા, એતો હું ભૂલીજ ગઇ હતી." યાદ આવતાં પ્રમાદ-સુંદરી બોલી.

"બા સાહેબ ! હું શો જવાબ આપુ ?" નોકરે પ્રમાદસુંદરીને પુછ્યું.

---

§ A little knowledge is a dangerous thing;
Drink deep, or taste not the Pierian spring.
There shallow draughts intoxicate the brain,
And drinking largely sobers us again.

Pope.

" જા, એમને ઉપર તેડી લાવ. " પ્રમાદસુંદરીએ જવાબ આપ્યો.

નોકર નીચે ગયો. બે મિનીટમાં કોટ, પાટલુન, અને ટોપી વિભૂષિત મી. અરવિન્દપ્રસાદ દિવાનખાનામાં દાખલ થયા. પ્રમાદસુંદરી તુરતજ ઉભી થઇ તેનો સત્કાર કરવા લાગી. સ્નેહલતા તો પોતાને સ્થાનેજ બેસી રહી. તે અરવિન્દ તરફ તીવ્ર કટાક્ષભરી દૃષ્ટિથી જોવા લાગી અને અરવિન્દની દૃષ્ટિ પણ એ દૃષ્ટિના પ્રત્યુત્તરમાં એની તરફ ફરી. અલ્પ સમય તો તારામૈત્રી ચાલી, પરંતુ બીજીજ પળે સ્નેહલતાએ નીચુ જોઇ વર્તમાન-પત્ર વાંચવા માંડયું.

" એ મારી ભાણી છે. " અરવિન્દની સ્નેહલતા તરફ દૃષ્ટિ જોઇ પ્રમાદસુંદરી બોલી.

" એમ, કે ? જે ગયે વર્ષે સ્રીસમાજની પરિક્ષામાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયાં હતાં તે આજ કે ? " અરવિન્દે પોતાની દૃષ્ટિ સ્નેહલતા તરફથી પ્રમાદસુંદરી તરફ ફેરવી પ્રશ્ન કર્યો.

" હા તેજ. વારૂ, તમે આજે અમારૂં ગૃહ પાવન કર્યું તેથી તમારો આભાર માનું છું. આવો, આવો, લો બેસો આ ખુરસીપર સ્નેહલતા ! જા જરાક ચ્હા બનાવી લાવ તો. " પ્રમાદસુંદરી જાણે અતિથિના આગમનથી હર્ષઘેલી ન બની હોય તેવી જણાતી હતી.

" હા, લાવું... માશી બા !"

આટલું બોલી સ્નેહલતા નીચે ચ્હા બનાવવા ચાલી ગઇ.

" વારૂ, તમારીજ કૃષ્ણરાવના ખૂનમાં તપાસ થઇ હતી કે ? " પ્રમાદે સ્નેહલતાના ગયા પછી વાત ઉપાડી.

" હા, મારીજ થઇ હતી. હું કૃષ્ણરાવ જે માળે રહેતા હતા તેને નીચલેજ માળે રહું છું. " અરવિન્દે વધુ ઓળખાણ આપ્યું.

" એમ કે ? ત્યારે તો તમને કૃષ્ણરાવના ખૂન વિશે વધારે માહિતી હશે. ઠીક, ઠીક, પણ તમારી પધરામણી અહીં અમારે ત્યાં ક્યાંથી ? " પધરામણીના પ્રશ્નને મિષે વાત બદલવા પ્રમાદ બોલી. અરવિન્દ આ ભાવ સમજી ગયો.

" સ્નેહલતાને મળવા. " અરવિન્દે કહ્યું.

અરવિન્દના શબ્દો પરથી પ્રમાદસુંદરીને વધુ અસર થઇ. પરંતુ તે અંતરવ્યથા દબાવી બોલી:—" સ્નેહલતાને મળવા ? તમે એને ક્યાંથી ઓળખો ? એને ઓળખો અને મને ના ઓળખો ? હું તો

એની માશી થાઉં. અને મેં નાનેથી મોટી કરી છે હોં. ચાર વર્ષની હતી ત્યારથી તે મારે હાથેજ ઉછરી છે. બહુજ ડાહી છે હોં. પણ સ્નેહલતા તમારા પરિચયમાં ક્યાંથી આવી ? હેં ? મને તેની ખબરજ નથી."

"રમણુભાઇની તે પુત્રી થાય ને ?" અરવિંદે જણાવ્યું પ્રમાદસુંદરીના હૃદયને આ શબ્દો સાંભળી શાન્તિ વળી.

"એમ કે ? ત્યારે સમજી, સમજી. શું રમણુભાઇએ તેને કંઇ કહેવડાવ્યું છે ? *મોઇ સ્નેહલતા ડાહી તો છે પરંતુ જરાક ગાંડી છે હોં. સ્નેહલતા ! ન્હા થઇ કે નહિ ?" પ્રમાદસુંદરીએ પોતાની જીહ્વાની લગામ છોડવા માંડી.

"થવા આવી છે." નીચેથી સ્નેહલતાનો સુકોમળ સ્વર કર્ણગોચર થયો.

"દેવ જાણે એના મગજમાં શુંય ભૂત ભરાયું છે કે એ પરણુવાની નાજ પાડે છે. એને તો બ્રહ્મચારિણી બનવું છે. અમે બધાંએ એને બહુએ સમજાવી પણ શું કરીએ ? એ માનતીજ નથી. શું રમણુભાઇએ એ વિષયમાં કાંઇ કહેવડાવ્યું છે ?" પ્રમાદસુંદરીએ પોતાની વક્તૃત્વ શક્તિની ત્વરા બતલાવી.

"ના રે ના, હું તો કૃષ્ણુરાવના ખૂનની બાબતમાં કાંઇ પુછવા આવ્યો છું." પોતાના શબ્દોથી પ્રમાદ સુંદરી ઉપર શી અસર થાય છે તે જોતો અરવિન્દ બોલ્યો. અરવિન્દના ધાર્યા પ્રમાણેજ પ્રમાદ સુંદરી ઉપર અસર થઇ. 'ખૂન' શબ્દ શ્રવણે પડતાંજ પ્રમાદ સુંદરી ચોંકી ઉઠી.

"હા, હું ખૂનના સંબંધમાં કાંઇ પુછવા આવ્યો છું. તમે જાણો છો કે જે રાત્રિએ ખૂન થયું તેજ સમયે સ્નેહલતા પણ ત્યાંજ હતી ?" અરવિન્દના એકેક શબ્દે પ્રમાદ સુંદરી ઉપર વિજળીની માફક અસર કરવા માંડી.

"તમે ત્યારે...તે વાત...જાણો છો કેમ ?" ગભરાઇને અચકાતે અચકાતે પ્રમાદ સુંદરી બોલી.

"હા, તે વિષે હું સર્વ વાત જાણું છું. તમે ગભરાવ નહિં. હું તો તમારો મિત્ર છું. મિત્ર બની મેંજ સ્નેહલતાને બચાવી છે. જો

---

* મુંઈ, પારસી લોકોમાં 'મરેરે' આવા શબ્દો ગુર્જર સ્ત્રીઓની વાતોમાં જ્યારે ત્યારે સંભળાય છે.

સ્નેહલતાનું નામ કોર્ટમાં દિધું હોત તો આજે સ્નેહલતાનું શું બન્યું હોત તે કહી શકાય નહી." અરવિન્દે પોતાના આગમનનું સાર્થક થયેલું જોઇ કહ્યું.

"તમારો અતિશય ઉપકાર." પ્રમાદે અરવિન્દનો આભાર માન્યો.

સ્નેહલતા ચ્હાના ત્રણ પ્યાલા લઇ ઉપર આવી. ત્રણે જણાંએ ચ્હા પીધી. મુખવાસ પણ સ્નેહલતાએ સર્વને આપ્યો.

"સ્નેહલતા! આ ગૃહસ્થને તું ઓળખે છે કે?" પ્રમાદસુંદરીએ સ્નેહલતાને પ્રશ્ન કર્યો.

"હા." સ્નેહલતાએ અરવિન્દ તરફ તીવ્ર દૃષ્ટિપાત કરતાં પ્રત્યુત્તર આપ્યો. અરવિન્દની દૃષ્ટિ તો ક્યારનીએ સ્નેહલતાની સુંદર મુખવાટિકાની સુવાસ લેતી હતી.

"તું જાણે છે કે એમણે તારો જીવ બચાવ્યો છે?" પ્રમાદે દ્વિતીય પ્રશ્ન કર્યો.

"હા, અને તેના બદલામાં હું તેમનો આભાર માનું છું." સ્નેહલતાએ પુનઃ પોતાની દૃષ્ટિ અરવિન્દ તરફ ફેરવી જવાબ આપ્યો.

"અરવિન્દના હૃદયોદધિમાં મહાન તોફાન શરૂ થયું હતું. પ્રચંડ તરંગમાલાઓ તેના હૃદયને હચમચાવતી હતી. તેની દૃષ્ટિમાં કાંઇ નૂતન તેજ વિકાસતુ હતું.

"અરવિન્દપ્રસાદ! તમારી મિત્રતા અમને અતિ હિતકર નિવડી છે હોં. આજે તમે અહીંજ ભોજન લેજો હોં. બેસો, હું નીચે રાંધનારીને કહી આવું." પ્રમાદસુંદરી અરવિન્દ કાંઇ પણ બોલે ત્યાર પ્હેલાં તો નીચે દોડી ગઇ.

આ દરમ્યાન અરવિન્દ અને સ્નેહલતાની 'દૃષ્ટોદૃષ્ટ' મળી. સ્નેહલતાના અંગમાં કંઇક શીથીલતા ઉદ્ભવી. અરવિન્દ સ્નેહલતા પાસે ગયો.

"સ્નેહલતા! તેં તો તારૂં નામ તે દિવસે ન જણાવ્યું પરંતુ મેં તો તને શોધી કાઢી."

અરવિન્દે આ પ્રમાણે બોલી સ્નેહલતાનો હસ્ત પકડયો. સ્નેહલતા તો પૂર્ણ જડવત્ બની ગઇ હતી. પુનઃ ભાન આવતાં તેણે અરવિન્દના હસ્તમાંથી પોતાનો હસ્ત ખેંચી લીધો.

"સ્નેહલતા! તું જાણે છે કે મેં કોર્ટમાં તારૂં નામ દીધું ન હતું?" સ્નેહલતાના ખભા ઉપર પોતાનો હસ્ત મુકી અરવિન્દે કહ્યું. સ્નેહલતા નિરૂત્તર રહી, અને આરસની પુતળી પેઠે અરવિન્દના મુખ સામું એકી ટસે જોઇ રહી.

"સ્નેહલતા! તેનું કારણ સમજતી નથી?" પુનઃ અરવિન્દે પ્રશ્ન કર્યો.

"મારે તે જાણવાની જરૂર નથી." સ્નેહલતા અરવિન્દથી દૂર ખસી જઈ બોલી.

"સ્નેહલતા! સ્નેહલતા! મને તું આમ ન તરછોડ. તારી ભવ્ય અને સુન્દર મુર્તિએ તેજ રાત્રિથી મારૂં મન હરી લીધું છે." અરવિન્દ પોતાના વક્ષસ્થળ પર હસ્ત દાબી બોલ્યો. સ્નેહલતા તો મૌનપણે સાંભળતીજ હતી.

"હા! હા! ઓ સ્નેહની દેવી! તેજ દિવસથી તારા તરફ આ અંતર આકર્ષાયું છે." અરવિન્દે પોતાના હૃદય ભાવ ધીરે ધીરે ઉઘાડવા માંડયા.

"અરવિન્દપ્રસાદ! આવું ગાંડુ ઘેલું કાં બોલો છો? તમે જાણો છો કે હું એક કુમારિકા છું. મારી સમક્ષ આવાં વચનો ઉચ્ચારતાં જરા તો હૃદયમાં ક્ષોભ પામો." સ્નેહલતામાં ચૈતન્ય આવ્યું.

"લતા! લતા! તું આમ મને હતાશ કરી મારા જીવનને નિરર્થક બનાવીશ? હું નથી ધારતો કે તું એટલી બધી ક્રૂર બનીશ. તું કુમારી છે અને તેથીજ હું તને મારો હસ્ત સ્વિકારવાની યાચના કરૂં છું. લતા! તું મને નહિ સ્વિકારે?" અરવિન્દ છેલ્લા શબ્દોનું ઉચ્ચારણ કરતાં સ્નેહલતાના પાદ આગળ બેસી ગયો.

"અરવિન્દપ્રસાદ! ઉભા થાવ. હમણાં માશી આવશે તો મારી અને તમારી ઉભયની ફજેતી થશે." સ્નેહલતા અરવિન્દને વિનવવા લાગી.

"ના, ના, ફજેતી નહિ થાય. હું પ્રભુ સાક્ષીએ તારા હસ્તની યાચના કરૂં છું."

"હું તમારી યાચના સ્વિકારવા ના પાડું છું." સ્નેહલતા ઉશ્કેરાઇ બોલી.

"કારણ?" આશ્ચર્યથી દંગ બની અરવિન્દે પુછ્યું.

"કારણ કહેવાનું મારી મુનસફી ઉપર છે. હું તમને પરણી શકું એમ નથી." કરડાગીથી સ્નેહલતાએ પ્રત્યુત્તર આપ્યો.

"હું પ્રાણાંતે પણ તનેજ પરણીશ." અરવિન્દ જુસ્સાથી બોલ્યો.

"એ વાત અશક્ય છે. હું બ્રહ્મચારિણી રહેવાની છું." સ્નેહલતાએ પણ જુસ્સાથી પોતાનો નિશ્ચય કહી સંભળાવ્યો.

"સ્ત્રીને પતિ વિના ઉદ્ધાર નથી." અરવિન્દે સ્નેહલતાને સમજાવવા અન્ય માર્ગ ગ્રહણ કર્યો.

"તે તમારે નથી જોવાનું મારે જોવાનું છે."

"તો તું મને નિરાશ કરીશ?"

"મારી ઇચ્છા પ્રમાણે જગતમાં પ્રયાણ કરીશ."

"લતા! લતા! મારા હૃદયને કાં આમ છુંદે છે?"

"હું છુંદતી નથી; તમે તમારા હાથેજ છુંદો છો."

અરવિન્દ આગળ શું બોલવું તે સમજી ન શક્યો. સ્નેહલતા પણ મૌનજ બની ગઇ. પાંચેક મિનીટ ઉભયનાં ચક્ષુઓ તારા મૈત્રીના ખેલ રમવા લાગ્યાં.

"પ્રાણાંતે પણ હું તનેજ પરણીશ." અરવિન્દ એકદમ ઉશ્કેરાઇ સ્નેહલતાના હસ્તને ચુંબન કરતો બોલ્યો. સ્નેહલતાની વિશુદ્ધિ તેને ત્યજીને ચાલી ગઇ હોય તેમ તે બની ગઇ અને કાંઇ પણ કર્યા સિવાય ઇચ્છાએ કે અનિચ્છાએ પોતાના કરકમળપર અરવિન્દને ચુંબન કરવા દીધું.

"હા, હા, લતા! હું તારૂં હૃદય સમજું છું. પ્રાણાંતે પણ હું તનેજ પરણીશ." અરવિન્દે પુનઃ જુસ્સાથી પોતાનો મનોભાવ પ્રગટ કર્યો.

સ્નેહલતા અરવિન્દના જુસ્સા ભર્યા શબ્દોચ્ચારથી જાગૃત બની. પોતાનો હસ્ત અરવિન્દના હસ્તમાંથી લઇ લીધો. શું બોલવું તે તેનાથી સમજાતું ન હતું. કંઇક બોલવા તે પ્રયત્ન કરતી હતી. તેના ઓષ્ટ ફરકવા લાગ્યા. આ સમયમાં પ્રમાદસુંદરી ઉપર આવી. અરવિન્દના છેલ્લા શબ્દો તેના કર્ણ સાથે અથડાયા.

"શું અરવિન્દ ભાઇ! લતા તમને પરણવાની હા પાડે છે! ત્યારે તો વિવાહથી રૂડું શું? તમારા જેવા ગૃહસ્થની સાથે તેનું ભાગ્ય જોડાય એથી અધિક બીજી શી અમોને વાંછના હોય? લતા! ત્યારે તો તારૂં ભાગ્ય ફળ્યું હોં." પ્રમાદસુંદરી હર્ષઘેલી બની કહેવા લાગી.

"માશી બા! હું કોઇને પરણનાર નથી. તમે બધાં મને નાહક શીદ સતાયા કરો છો?" સ્નેહલતા ચિડાઇને બોલી.

"જો જોયું અરવિન્દપ્રસાદ! એને ચિત્તભ્રમ વાયુ થયો છે તે? ગાંડી તે ગાંડી. રોયું ડોશો કુંવારો રહ્યો સાંભળ્યો છે કાંઈ ડોસી કુંવારી રહેલી સાંભળી." મુખ મરડીને પ્રમાદસુંદરી બોલી.

"માશીબા! એમ કેમ બોલો છો? સરસ્વતી અને ગાર્ગી બાલકુમારીજ રહ્યાં હતાં." સ્નેહલતાએ દૃષ્ટાંત આપ્યું.

"એતો સત્યુગ હતો અને આ કલિયુગ છે." અરવિન્દ વચ્ચે બોલી ઉઠયો.

"તો કલિયુગને હું સત્યુગ બનાવીશ. હું પણ તેમના જેવીજ બનીશ." પોતાના દૃઢ નિશ્ચયનું સ્નેહલતાએ દર્શન કરાવ્યું.

"કહેવું સ્હેલ પણ કરવું મુસ્કેલ. સાપ ગયા અને લિસોટા રહ્યા." પ્રમાદસુંદરીએ અભિપ્રાય આપ્યો.

"જ્યારે ને ત્યારે તમારી એજ વાતો. હું તો પરણવાની ચોખ્ખી ના પાડું છું." સ્નેહલતા અતિશય અકળાઇને બોલી.

"સમય જતાં સૌ ઠેકાણે આવશે." અરવિન્દે ધીમેથી કહ્યું.

"ના. ના, સ્નેહલતા! જો તું અરવિન્દપ્રસાદ જોડે પરણે તો તો ઘણુંજ સારૂં. આમના જેવો મનુષ્ય પછીથી મળવો મુસ્કેલ થઇ પડશે. લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ત્યાં મુખ ધોવા ન જા." પ્રમાદસુંદરી ધીમેથી સમજાવવા લાગી.

"માશીબા! હું તમને કેટલીવાર ના કહું?" સ્નેહલતા વધુ ચીડાઈ બોલી.

"તું જાણે ત્યારે." પ્રમાદે જવાબ આપ્યો.

"બહુ સારૂં." મુખ ચઢાવી સ્નેહલતાએ કહ્યું.

"પણ લતા! તેમના ઉપકાર તરફ તો દૃષ્ટિ કર." પુનઃ પ્રમાદસુંદરીએ વાત છેડી.

"માશી બા! જો આવી રીતે સતાવશો તો હું તો અહીંથી ચાલી જઇશ." સ્નેહલતાએ ઉભા થઇ કહ્યું.

પ્રમાદસુંદરી સ્નેહલતાને વધારે ઉશ્કેરાયલી જોઇ શાન્ત બની ગઇ. માશીને શાન્ત જોતાં સ્નેહલતા પોતાને સ્થાને બેસી ગઈ. માશી અને ભાણી વચ્ચે વાદવિવાદ ચાલતો હતો તે સમયે અરવિન્દની દૃષ્ટિ સ્નેહલતાના મુખચંદ્રપર ફરી રહી હતી, અને તેમાંથી વર્ષતી સ્નેહસુધાનું પાન કરતી હતી. પ્રમાદસુંદરી પોતાની ભાણી સાથે વાદવિવાદ મુકી અરવિન્દપ્રસાદ સાથે વાતચિત કરવા લાગી.

અરવિન્દપ્રસાદ ખિસ્સામાંથી પોતાનું મુખારવિન્દ લુછવા સારૂ રૂમાલ કાઢતો હતો તેવામાં તેના હસ્તમાં નાટકના પાસ આવ્યા. શ્રી દેશી નાટક સમાજના મેનેજરને અરવિન્દપ્રસાદ સાથે મિત્રાચારી હતી. આજરોજ શ્રી નૂતન 'ઉદય-ભાણુ' નો પ્રયોગ ભજવવાનો હતો. એ ખેલમાં પધારવા સારૂં નાટક સમાજના મેનેજરે આ પાસ અરવિન્દપ્રસાદ ઉપર મોકલી આપ્યા હતા.

"પ્રમાદસુંદરી! આજે નાટય પ્રયોગ જોવા પધારશો ? મારી પાસે તેના પાસ છે." હસ્તમાં પાસ આવતાં અરવિન્દે પ્રશ્ન કર્યો.

"હા; પણ શેનો પ્રયોગ છે ?" સ્નેહલતા બોલી ઉઠી.

"ઉદય ભાણુનો." અરવિન્દે જણાવ્યું.

"ત્યારે તો અમે જરૂર આવીશું." પ્રમાદસુંદરીએ પોતાનો નિશ્ચય દર્શાવ્યો.

"ઠીક ત્યારે, હું મીલમાંથી આવતાં અહીંજ આવીશ. અહીંથી આપણે સર્વે રંગભૂમિ તરફ જઇશું." અરવિન્દે જણાવ્યું.

"હા, હા એજ અનુકુળ પડશે." સ્નેહલતાએ કહ્યું.

ત્યારપછી અલ્પસમય વિધવિધ વાતો ચાલી. નોકરે આવી ભોજન તૈયાર થયાનું જણાવ્યું એટલે સર્વ જમવા માટે નીચે ગયાં.

રસોડાની સામે પ્રમાદસુંદરીનો પાટલો મુકેલો હતો. એક બાજુએ સ્નેહલતા સારૂં અને તેની સામે અરવિન્દ સારૂ પાટલાઓ ગોઠવ્યા હતા.

ભોજન સામગ્રી પિરસાઇ ગઇ. જમવાનું શરૂ થયું. જમતાં જમતાં વિવિધ વાતો થતી હતી. અરવિન્દ અને સ્નેહલતાનાં ચક્ષુઓ નૂતન ખેલ ભજવતાં હતાં. કોણ જાણે શાથી સ્નેહલતાનાં ચક્ષુને અર-વિન્દનાં ચક્ષુ વારંવાર આકર્ષતાં હતાં.

ભોજન પૂરૂં થતાં સર્વ પાછાં દિવાનખાનામાં ગયાં. સ્નેહ-લતાએ અરવિન્દના હસ્તમાં મુખવાસ આપ્યો. મુખવાસ આપતી વેળાએ અન્યોઅન્યની દૃષ્ટિ એક થઇ ગઇ સ્નેહલતાના મુખ ઉપર સ્મિતહાસ્ય વિરાજ્યું. તેનાં ચક્ષુમાંથી સ્નેહની ધારાઓ વર્ષતી હતી.

અતે સાંજે તેડવા આવવાનું વચન આપી અરવિન્દ જવા તૈયાર થયો. જતી વેળાએ પુનઃ સ્નેહલતાની અને અરવિન્દની મુખાકૃતિઓ મલકાઇ. એક બીજાનાં નયનકમળ હર્ષથી વિકસિત બન્યાં. સ્નેહલતા

એ જતા અતિથિ તરફ ઇચ્છાએ કે અનિચ્છાએ એક સ્નેહ ભર્યું કટાક્ષ ફેંક્યું. અરવિન્દ પ્રમાદસુંદરીની રજા લઇ ચાલતો થયો. સ્નેહલતાનું હૃદય પણ કોણ જાણે શાથી પરતંત્ર બની અરવિન્દની સાથે તણાતું તણાતું ચાલવા લાગ્યું; પરંતુ એકદમ સ્નેહલતાએ તેને પાછું ખેંચી લીધું. આમ કરવાનું કારણ? કારણ સમજાતું નથી.

અરવિન્દ મીલમાં ગયો. ત્યાં કંઇક ઉન્નત અને કંઇક અવનત હૃદયે કામ કરવા લાગ્યો. કાર્ય કરતાં કરતાં પણ તે કેટલીક વખત વિચારમાં પડી જતો હતો. ઘડીકમાં આનંદી બનતો હતો તો ઘડીકમાં ક્રોધીત થતો હતો. ઘડીકમાં વિજયની આશા ધારણ કરતો હતો તો ઘડીકમાં નિરાશ બનતો હતો. ઘડીકમાં અનુપમ સુખના અભિલાષની ઇમારત ચણતો હતો તો ઘડીકમાં સર્વ જીવનના મનોરથને અપ્રાપ્ય ગણી જગતને શૂન્યવત્ માનતો હતો. શ્રીયુત્ સાક્ષરમણિ મણિભાઇ નભુભાઈ યોજીત સુપ્રસિદ્ધ,

(ગઝલ) "કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે!
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઇ છે!"

પદપંક્તિઓનું મનમાંને મનમાં વારંવાર ઉચ્ચારણ કરતો હતો. સાડા પાંચ વાગે કાર્યથી નિવૃત્ત થતાં આવેલી ગાડીમાં બેસી પોતાને બંગલે ગયો. પોષાક બદલી ત્યાંથી તુરતજ દેશાઇ પોળમાં ગયો. પ્રમાદસુંદરી અને સ્નેહલતા તેને જોઇ આનંદ પામ્યાં. સ્નેહલતાનાં નયન અરવિન્દની નયનમુરલીએ નાચવા લાગ્યાં. સમય થતાં ત્રણે જણાંએ જમી લીધું. સ્નેહલતાએ આજે પુનઃ સ્નેહથી મુખવાસ આપી મુખ મલકાવ્યું. અરવિન્દનું વદન પણ હર્ષછાયાએ છવાયું.

સાડાઆઠ થતાં પ્રમાદસુંદરીએ પોતાની ગાડી જોડાવી. પ્રમાદસુંદરી અને સ્નેહલતા કપડાં બદલી સજ્જ બની ગયાં. સ્નેહલતા અને પ્રમાદસુંદરીએ ગાડીમાં બેઠક લીધી એટલે તુરતજ અરવિન્દ તેમની સામી બાજુએ બેસી ગયો. ગાડીમાં પ્રમાદસુંદરી અરવિન્દ સાથે વિધવિધ વાતો કરતી હતી. સ્નેહલતાનો મધુર સ્વરપણ વચ્ચે વચ્ચે અરવિન્દના હૃદયને શાન્તિ અર્પતો હતો. સ્નેહલતા તરફ વરંવાર અરવિન્દની દૃષ્ટિ ઢરતી હતી અને સ્નેહલતાની સ્નેહભરી દૃષ્ટિ પણ ઇચ્છાએ કે અનિચ્છાએ અરવિન્દપર ઢળતી હતી.

ગાડી રંગભૂમિ આગળ આવી ઉભી રહી. ગાડીમાંથી તેઓ

નીચે ઉતર્યાં. મેનેજર તેમને મેડે એક બોક્સમાં બેસાડી આવ્યો. કંપની બહાર ગામથી ઘણે વર્ષે પોતાની જન્મભૂમિમાં પાછી ફરી આવી હતી. અહીં આવી 'ઉદય ભાણુ'નો ખેલ હજી પ્હેલ વ્હેલો નાખ્યો હતો. રાજનગરની પ્રજાના માનીતા સાક્ષર, નાટ્ય-પ્રયોગો રચનાર, ગુર્જર ભૂમિના શેકસ્પીઅર, શ્રીયુત્ ડાહ્યાભાઇ ઝવેરીના હસ્તથી લખાયલો અત્યુત્તમ પ્રયોગ જોવા ઘણા ઉત્સુક નરનારીઓ રંગભૂમિમાં પધાર્યાં હતાં. માણુસોની ગિરદી અત્યંત હતી. બેસવાની જગ્યા સારૂ કેટલાક પ્રેક્ષકો તકરાર કરતા હતા, કેટલાક ખેલની પ્રશંસા કરતા હતા અને કેટલાક શ્રીયુત્ ડાહ્યાભાઇની કલમને ધન્યવાદ આપતા હતા. બરોબર સાડાનવનો ટકોરો થતાં ડ્રોપસીનનો પડદો ઉંચો થયો. વાજીંત્રોના હૃદયંગમ સ્વર સાથે સૂત્રધાર અને નટીનું સંગીત શરૂ થયું. સઘળા પ્રેક્ષકો ઉત્સુક હૃદયે ઉર્ધ્વગ્રીવાએ રંગભૂમિ તરફ જોવા લાગ્યા. બાળાઓનું *"જે કરશે તે ભરશે કોઇ શું કહેશે?" નામક સંગીત તાળીઓના ગડગડાટ સાથે "વન્સમોર" થયું.

"કેમ અરવિન્દપ્રસાદ ! આ ગાયનની સત્યતા તો તમે જોઇ હશે?" પ્રમાદે અરવિન્દ તરફ ફરી પ્રશ્ન કર્યો.

"એની સત્યતા તો આ ખેલથી સમજાશે." અરવિન્દે પ્રત્યુત્તર આપ્યો.

"પરંતુ કૃષ્ણુરાવને પોતાની કૃતિ અનુસાર ફલ મલ્યું હતું કે નહી? એ તો *જેવાં બીજ તેવાંજ ફલ અને કરણી તેવી ભરણી." અરવિન્દ તરફ કટાક્ષ ફેંકી સ્નેહલતાએ કહ્યું.

"જગત એતો જોતું આવે છે અને જોશે." અરવિન્દ તરફથી પ્રત્યુત્તર મળ્યો.

તુરતજ 'ભરથરી' વેષે ભટકતા ઉદય અને ભાણુનું 'ટાળ્યા નહિરે ટળે, કર્મે લખ્યું તે મળે!" નું ગાયન પ્રેક્ષક વર્ગને વિધિના લેખોનું ભાન કરાવવા લાગ્યું.

"હા! હા! લખેલું લલાટે મિથ્યા થાયજ નહિ. ક્યારે કૃષ્ણુરાવને ખબર હતી કે પોતાનું આમ અચાનક મૃત્યુ થશે?" અરવિન્દ મનમાં બડબડવા લાગ્યો.

---

*of વાવે તેવું લણે અને કરે તેવું પામે. As you sow so shall you reap.

પ્રમાદ તો ગાયનની હબસર ખુરશી ઉપર હસ્તપ્રહાર કરી તાલ દેતી હતી. સ્નેહલતા ગાયન પોતાના મનમાં ગાતી હતી. અલ્પસમય પછી વિષયી ઠાકોર રામ'નું' પાત્ર હાલના કેટલાક અફીણીઆ ઠાકોર કેવું વર્તન કરે છે તેનો આબેહુબ દેખાવ આપવા લાગ્યું. સ્નેહલતા તો આ પાત્ર જોઇ હસી પડી.

"માશી બા! જુઓ આ પેલા સુધરેલા રસિકલાલના ભાઇબંધ છે. એમના જેવા મદ્ય, અફિણ, અને વિષયમાં લુબ્ધ રહેનાર?" સ્નેહલતા પ્રમાદસુંદરી તરફ ફરી બોલી.

"પૂરેપૂરા એમના જેવા. એમના મિત્રો પણ એમના જેવાજ ગુણોથી અલંકૃત છે. આવા પુરૂષોનાં કર્મોનું અંતે શું પરિણામ આવે છે તે વિચારણીય અને લક્ષ્યમાં રાખવા લાયક હોય છે." પ્રમાદસુંદરીએ સ્નેહલતાને કહ્યું.

અલ્પસમયમાં 'સીન' બદલાયો. પર્ણકુટીકામાં વસતા ઉદયને મળવા આવનાર કુંવરી ભાણીઆ તેને વાતને મિષે પોતાના સ્નેહનું નિદર્શન કરાવતી હતી—ઉદયને મનાવતી હતી. ઉદય માનતો ન હતો.

"અહીં ભાણીઆ ઉદયને મનાવે છે પરંતુ તે માનતો નથી. હું સ્નેહલતાને મનાવું છું પણ તે માનતી નથી. અહીં સ્ત્રી પુરૂષને મનાવે છે; હું સ્ત્રીને મનાવું છું. કેટલો બધો ફેર. અહીં કોમળતા સ્ત્રીની, કોમળ હૃદય સ્ત્રીનું, અને કોમળવાણી પણ સ્ત્રીની; પરંતુ મારા વિષયમાં કઠોરતા સ્નેહલતાની, કઠોર હૃદયપણ સ્નેહલતાનું, અને કઠોર મર્મ વિદારક વચનો પણ સ્નેહલતાનાંજ બન્યાં. હું કેટલો અભાગી? સ્નેહલતાને મનાવું છું પણ તે માનતીજ નથી તો તે મને મનાવે એવો સંભવ પણ ક્યાંથી હોય?" અરવિન્દ ઉદય-ભાણીઆનો સંવાદ સાંભળી પોતાના મન સાથે લવારો કરવા લાગ્યો, અને સ્નેહલતા તરફ વારંવાર સ્નેહભરી દૃષ્ટિ નાખવા લાગ્યો. પરંતુ સ્નેહલતાની અમીભરી દૃષ્ટિ તેના તરફ ફરતી ન હતી. એ તો રંગભૂમિ તરફ ભાણીઆ પાત્ર પાત્રને નિહાળી રહી હતી. ઉદયનાં 'મારા ગરીબનો તો રોટલો જશે.' એવું કથન સાંભળી ભાણીઆએ 'ત્યારેજ મારા પ્રેમની પરીક્ષા થશે.' એવું ઉચ્ચારણ કર્યું તે સાંભળી સ્નેહલતા ભાણીઆને હૃદયથી ધન્યવાદ આપતી હતી.

નાટકના રંગ બદલાતા હતા, અને સાથે સાથે અરવિન્દના મનોવિકારો પણ બદલાતા હતા. 'વન્સમોર'ની તાળીઓ, ગર્જનાઓ,

અને સીટીઓ ગાયનોની ઉત્તમતા પ્રમાણે થતી હતી. રાજ્ય દરબારમાં ખોડુભા અને કુંવરીના જ્ઞાનની પરીક્ષા થતી હતી. સ્ત્રીને વશ કરવાના ખોડુભાના વિચારો સાંભળી પ્રેક્ષક વર્ગ હર્ષનાદ કરતું હતું. સ્નેહલતા તો ખોડુભાના આવા વિચારો સાંભળી માશીના તરફ ફરી.

'માશી બા! જોયો આ અર્ધદગ્ધ જ્ઞાનનો નમૂનો ?" સ્નેહલતા ખોડુભા પાત્ર તરફ અંગુલિ કરી માશીને કહેવા લાગી.

"હા, આવા અર્ધદગ્ધ જ્ઞાનવાળાઓ સ્ત્રીની ઉત્તમતા સમજતા નથી તેનું પ્રત્યક્ષ પ્રમાણ આ ખોડુભાના અનેવીથી મળી શકશે. પરંતુ જો શ્રવણ કર આ * यत्र नार्यस्तु पूज्यते रमन्ते तत्र देवताः એ સિદ્ધાન્તના અનુગામી ઉદયસિંહના સ્ત્રી વિષેના વિચારો." પ્રમાદ બોલી.

ઉદયનાં 'પ્રેમદા છે પ્રીતિ ભાજન, મનરંજન, ભીડભંજન;
જુક્તિથી કરીએ જતન, જોઇએ નિત્ય ચઢતો દન.

× × ×

ચિંતામણિ રત્ન છે રમણી, વળી પારસમણિ, મનહરણી,
કોમળને કાંચન વરણી, ધીર, ગભીર, વચન રસ ધરણી.'

આવાં ઉત્કૃષ્ટ વચનો સાંભળી સ્નેહલતાની દૃષ્ટિ અરવિન્દ તરફ ફરી. અરવિન્દની દૃષ્ટિ તો એ વચનોની સત્યતાની પ્રતીતિ કરવા કયારનીએ સ્નેહલતાની ઉપર ચોંટી રહી હતી. વળી પોતાના મન સાથે એજ પદ પંક્તિઓ ગાતો હતો અને 'જો સ્નેહલતા મને સ્વિકારે તો ખરેખર તે ચિંતામણિ રત્નજ બની જાય. હા, એ પારસમણિ મારા હસ્તમાં આવે તો અનુપમ સુખ સુવર્ણના રાશિ મેળવી શકાય. એના વચનોમાંથી તો ખરેખર ધીરતા અને ગભીરતા દ્રવે છે. પરંતુ શાય-ઉન્માદને લીધે તે મને તરછોડતી હશે તે સમજાતું નથી.' આવા તરંગો ઉઠાવતો હતો.

"અરવિન્દપ્રસાદ! આ ઉદયનાં વચનો તમને માન્ય છે કે નહિ ?" સ્નેહલતા કટાક્ષ કરી અરવિન્દને પુછવા લાગી.

"હા......છે." નિશ્વાસ નાખતાં અરવિન્દે જવાબ આપ્યો.

"કેમ એમ અચકાતા બોલો છો ?" પ્રમાદે પુછયું.

---

* (રમે) વસે છે દેવતાઓ જ્યાં પામે સન્માન સુંદરી.

" હજી એનો પૂર્ણ અનુભવ થયો નથી તેમાં." અરવિન્દે સ્મિત હાસ્ય કરી સ્નેહલતાના સૌંદર્યનું દષ્ટિવાટે પાન કરી કહ્યું.

"પ્રભુ કરશે તો થોડા સમયમાં તેનો અનુભવ થશે." પ્રમાદ-સુંદરીએ કહ્યું.

" પ્રભું કરશે તો ને ? મારૂં નશીબ ના પાડે છે." અરવિન્દે પુનઃ નિશ્વાસ સહ કથન કર્યું.

કોણ જાણે શાથી ઇચ્છાએ કે અનિચ્છાએ સ્નેહલતા સ્નેહસુધા વર્ષાવતી અરવિન્દના તરફ જોવા લાગી. સ્નેહસુધાનું દષ્ટિવાટે પાન કરતાં અરવિન્દનું હૃદય કંઇક મગ્ન થવા લાગ્યું. નિઃશ્વાસનો પરિત્યાગ કરી સ્મિત-હાસ્યમાં રમવા લાગ્યો. એટલામાં પ્રથમાંક પૂર્ણ થયો. પ્રેક્ષક વર્ગ બહાર જવા સારૂ ઉભો થઇ શોરબકોર કરવા લાગ્યો. પ્રમાદસુંદરી, સ્નેહલતા અને અરવિન્દ સારૂ ચહા આણવામાં આવ્યો. ચહા પીતાં પીતાં અરવિન્દની દષ્ટિ ઓરચેસ્ટ્રામાં બેઠેલા ગૃહસ્થો તરફ ગઇ. એક વ્યક્તિ રંગભૂમિને અઢેલી ઉભી હતી, અને પોતાની શોધક દષ્ટિ ઉંચે નીચે આસપાસ ફેરવતી હતી, અને પોતાની સાથે ઉભેલા છુપી પોલીસના બાહોશ અમલદાર મી. કેસરીસિંહ સાથે વાતો કરતી હતી. અરવિન્દની અને એ વ્યક્તિની દષ્ટિ એક થઇ. એક બીજાએ અન્યો અન્યને ઓળખ્યા.

" ઓ હો હો મી. નવનીતલાલ ! તમે પધાર્યા છો કે ?" અરવિન્દે સલામ કરી. પેલી વ્યક્તિ બીજી કોઇ નહી પરંતુ નવનીત-લાલ પોતેજ હતા.

" હાજી." નવનીતલાલે ટુંકો ને ટચ જવાબ આપ્યો.

બીજીજ પળે નવનીત અને સ્નેહલતાની આંખ મળી. ઉભયનાં હૃદય ચમક્યાં. સ્નેહલતાના મુખ ઉપર નવનીત અને મી. કેસરીસિં-હના દર્શનથી વધુ અસ્વસ્થતા જણાતી હતી.

" અરવિન્દપ્રસાદ ! એ કોણ છે ?" સ્નેહલતાએ પુછ્યું.

" મારા મિત્ર છે. એ તો અહીંના પ્રખ્યાત બેરીસ્ટર મી. નવનીતલાલ. " અરવિન્દે નવનીતનું ઓળખાણ આપ્યું.

" એમ કે ? ઠીક. પરંતુ કોણ જાણે શાથી મને તો એમની તરફ અણગમો ઉપજે છે." સ્નેહલતાએ પોતાનો મનોભાવ દર્શાવ્યો.

" કંઇક કારણ તો હશે."

સ્નેહલતા પ્રત્યુત્તર આપે તેટલામાં તો નવનીત ઉપર બોકસમાં આવ્યો. નવનીતનું આગમન થતાં સ્નેહલતા પોતાની માશી તરફ ફરી તેની સાથે કંઇક અન્ય વિષય ઉપર વાતો કરવા લાગી. અરવિન્દ અને નવનીત વાતોએ વળગ્યા. નવનીત વાતો કરતો હતો પરંતુ ટીકી ટીકીને તે સ્નેહલતા તરફ જોઇ ર ા હતો.

"નવનીતલાલ! કેમ તમારી યુક્તિઓ પાર પડી કે નહીં?" અરવિન્દે પ્રશ્ન પુછયો.

"એક વાર તો નિષ્ફલતા મલી. પુનઃ અન્ય યુક્તિઓથી કાર્ય હસ્તમાં લીધું છે." નવનીતે ગંભીરતાથી જવાબ આપ્યો.

"ત્યારે તો તમે આ રહસ્યભર્યું ખૂન કરનારને શોધી કાઢશો કેમ?"

"હા, કેટલેક અંશે મારી યુક્તિઓ સફલ થાય છે."

"એમ"

"હા."

"ખૂની કોણ છે તે સમજાય છે?"

"ના, હજી તે માલૂમ પડતું નથી. પણ અરવિન્દપ્રસાદ! એ વિષયમાં તમે વચ્ચે મ્હેરબાની કરી આવતા ના. હું તમને પુનઃ ચેતાવું છું." કટાક્ષ કરી અરવિન્દને નવનીતે પુનઃ આજે ધમકી આપી.

એટલામાં ડ્રોપ ઉઘડયો. નવીનીત ઓષ્ટ કરડતો કરડતો નીચે ચાલ્યો ગયો. અરવિન્દ પોતાને સ્થાને બેસી ગયો. સ્નેહલતાએ છુટકારાનો દીર્ઘ શ્વાસ લીધો.

નાટકના રંગ બદલાવા લાગ્યા. પ્રમાદસુંદરી, સ્નેહલતા અને અરવિન્દના હૃદય રંગ પણ બદલાવા લાગ્યા. લઘુભાની કાલીકાલી વાણી સાંભળી, બાણીબાને પરણવાનું પ્રયોજન સમજાવતાં ગભરાતી નિહાળી, પ્રેક્ષક વર્ગ હર્ષ પામતું હતું.

"માશી બા! પરણવાનું પ્રયોજન શું?" સ્નેહલતાએ અરવિન્દ તરફ પ્રેમ ભરી દૃષ્ટિ કરતાં પ્રમાદને પ્રશ્ન કર્યો.

"શ્રીયુત્ સાક્ષર ન્હાનાલાલ કવિનાં વચનો યાદ લાવને." પ્રમાદે કહ્યું.

"ક્યાં વચનો?" અધીરી બની સ્નેહલતા પુછવા લાગી.

"ઇન્દુ-કુમારમાં કાન્તિકુમારીને એની માશી પ્રમાદસુંદરી પુછે

છે કે 'લગ્ન લેશો કે કૌમાર વ્રત.' અહીંયાં સ્નેહલતા એની માશી પ્રમાદસુંદરીને પરણવાનું પ્રયોજન પુછે છે. પરંતુ કાન્તિકુમારીનો પ્રત્યુત્તર ઉભયસ્થાને યોગ્યજ છે." અરવિન્દ પોતાના મન સાથે બોલવા લાગ્યો.

પ્રમાદસુંદરી સ્મૃતિપટમાંથી એ વાકયોનું શોધન કરતી હતી.

"માશા બા ! કયાં વચનો ? કહો તો ખરાં." પુનઃ સ્નેહલ-તાએ પ્રમાદસુંદરીને વિચારમાં પડેલી જોઇ પુછયું.

"ઉભી રહે મને સંભાળી લાવવા દે." પ્રમાદે જવાબ આપ્યો. અરવિન્દ તુરતજ બોલી ઉઠયો: "મને યાદ છે. જુવો સાંભળો;

'કુમારાં ને તો કરમાવાનું,
પછી હોય શું પુરૂષ
કે શું સુંદરીની વેલ.
લગ્ન પ્રાણ વિકાસનું વ્રત છે,
સ્વર્ગ પન્થનું પગથીયું છે,
માનવ બાલનો ધર્મ્ય માર્ગ છે;
પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં.'

કેમ સમજ્યાં કની પરણવાનું પ્રયોજન ?"

સ્નેહલતા સ્નેહભરી દ્રષ્ટિથી અરવિન્દનું કથન સાંભળતી હતી. અરવિન્દનો પ્રશ્ન શ્રવણ કરી સ્મિતાનન સહ ડોકું નમાવી પરણવાનું પ્રયોજન સમજ્યાનું સૂચન કર્યું. અરવિન્દે પણ સ્નેહલતાની સ્મિતભરી દષ્ટિનો પ્રત્યુત્તર સ્મિતથી આપ્યો; પોતાના વચનોને તે કૃતકૃત્ય માનવા લાગ્યો.

આમને આમ નાટય રંગ જોવાતો હતો અને તેને અનુસરતા ભાવાર્થોનું પરસ્પર કથન થતું હતું. રાજ્યતંત્રની ખટપટો, ભાણજીનો ભ્રાતૃપ્રેમ, બાલક લઘુભાની સત્યવૃત્તિ, ભાણીબાની ઉન્માદાવસ્થા અને નિમકહલાલ પ્રધાનનું અનુકરણીય જીવન પ્રેક્ષકોની અંતરદષ્ટિને આ-કર્ષતાં હતાં. અનેક પ્રસંગોએ અન્યોઅન્ય અભિપ્રાયો પુછાતા હતા અને અર્પાતા હતા. જુદા જુદા પાત્રોનું અનુપમ અભિનય નિરખી પ્રેક્ષક વર્ગ પ્રસન્ન થતો હતો. અંતે બરોબર દોઢ વાગે બીજ તેવાં ફલ, નીચવૃત્તિનાં નીચ ફલો, સત્યનો જય, અને 'પાપીનાં મોઢાં કાળાં' એ અત્યુત્તમ ભાવોનું પૂર્ણ દર્શન કરાવી ખેલ પણ પૂર્ણ થયો. ગાડી તૈયાર હતી તેમાં બેસી સ્નેહલતા, પ્રમાદસુંદરી અને અરવિન્દ ગૃહ તરફ પાછાં ફર્યાં.

ગાડી દેશાઈપોળ આગળ આવી ઉભી રહી. સ્નેહલતા અને પ્રમાદસુંદરી તેમના 'ગુણ મન્દિર'માં દાખલ થયાં. પ્રમાદસુંદરીના કહેવાથી ગાડી અરવિન્દને બંગલે મુકવા જવાની હતી. જતાં જતાં અરવિન્દે સ્નેહલતા તરફ પ્રેમભરી દૃષ્ટિ કરી રજા માગી. સ્નેહલતાએ કઠોર હૃદયની બની કંઈ પણ પ્રત્યુતર આપ્યો નહિં. અરવિન્દ પુનઃ ભગ્ન હૃદયે ગાડીમાં બેસી પોતાને બંગલે પાછો ફર્યો. ભગ્ન હૃદયે ઓરડામાં દાખલ થયો. સર્વ વસ્તુઓના દર્શનથી અત્યારે તેના હૃદયમાં માત્ર બેચેની ઉદ્ભવતી હતી, તેના હૃદયને દમતી હતી, અને તેના ભગ્ન હૃદયમાં વધારે ત્રાસ ઉપજાવતી હતી. શય્યામાં સુતો પરંતુ નિંદ્રા આવતી ન હતી. મનમાં ને મનમાં આશાજનક

'કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે!
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઈ છે!'

પદપંક્તિઓનું ઉચ્ચારણ કરતો હતો. નિરાશ બનતો હતો ને પાછો આશાવંત બની હર્ષ પામતો હતો. બેભાન થતો હતો અને પાછો આશાકિરણથી સ્ફુરતા પામી અનેક તરંગો ઉડાવતો હતો. અંતે નિદ્રાધીન બની અલૌકિક સ્વપ્ન સુખ અનુભવવા લાગ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### ધનજીભાઈ.

(મંદાક્રાન્તા.) લક્ષ્મી અર્થે મનુજ અતિ હા કાર્ય કુડાં કરે છે,
લક્ષ્મી અર્થે શુભ પથ તજી પાપ પંથે ફરે છે;
લક્ષ્મી અર્થે પ્રણય તજીને સ્વાર્થમાં લુબ્ધ થાયે,
લક્ષ્મી અર્થે સદય હૃદયો ક્રૂરતાથી ભરાયે.
લક્ષ્મી અર્થે જીવન અરપે પ્રાણીઓ હા ઘણાયે;
લક્ષ્મી અર્થે જગત અતિશે દુઃખમાંહી તણાયે;
લક્ષ્મી અર્થે જગત અતિ હા ગાંડું ઘેલું બને છે;
લક્ષ્મી અર્થે મનુજ બહુધા નિજ સ્નેહી હણે છે.

\+ × × +

કાકા મામા કહેવાના અને ગાંઠે હોય તો ખાવાના. (લોક કહેણી.)

\+ × × +

(ગજલ) ચપલ છે લક્ષ્મી, કાં લક્ષ્મી તણે કાજે બનો અધા;
ચપલ એ લક્ષ્મીને કાજે કરો કાં પાપના ધંધા.

×The miser is more Industrious than the Saint.

*'Spectator.'*

વીરતીર્ણ વિશ્વને જ્યોતિ કિરણથી ભિંજાવતા ભગવાન્ ભાનુદેવ વ્યોમ મધ્યે સ્થિર ઉભા ઉભા જગતની લીલા નિહાળતા હતા. રાજનગરની કાર્ય પ્રવૃત્તિપર પણ તેમની વિશાલ દૃષ્ટિ ઠરતી હતી. જનસમાજની પ્રવૃત્તિ અત્યારે ઘણીજ જુદા પ્રકારની હોય છે. પ્રાતઃકાલે પ્રવૃત્તિમાં પ્રવેશ, મધ્યાહ્નને પ્રવૃત્તિમાં લીનતા, અને રાત્રિએ પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ. જેમ ભાનુદેવનાં કિરણોનું સત્વ દિવસમાં ત્રણ સમય બદલાય છે, જેમ મનુષ્યનું જીવન જન્મ, સ્થિતી અને મૃત્યુ એવી ત્રણ દશા ધારણ કરે છે, તેવીજ રીતે પ્રવૃત્તિ પણ પોતાની ત્રણ અવસ્થાઓ એક પછી એક ધારણ કરે છે. મધ્યાહ્ન હોવાથી ભાનુપુંજ સૂર્યનારાયણ પોતાનાં પ્રચંડ કિરણોનું પ્રાબલ્ય દર્શાવતા હતા ત્યારે રાજનગરમાં પ્રવૃત્તિ દેવી પણ પોતાનું પ્રાબલ્ય દર્શાવતી હતી.

સારંગપુર દરવાજા બહાર બી. બી. એન્ડ. સી. આઇ. રેલ્વેની સન્મુખ આવેલી શેઠ શ્રી સુંદરરામ સદારામની મીલ પૂર્ણ પ્રવૃત્તિમાં જણાતી હતી. કેટલાક કારીગરો બિભત્સ ગાયન કરતા મીલના ઝાંપા આગળ ફરતા હતા. કેટલાક આમ તેમ પોતાના કાર્યમાં લીન જણાતા હતા. મીલનો ઘરૂરૂરૂરૂ કરતો અવાજ કર્ણમાં શોર મચાવતો હતો. મીલની ઓફિસમાં કેટલાક કારકુનો પોતાના ટેબલ ઉપર મોટા મોટા ચોપડાઓમાં નામુ લખતા હતા; કેટલાક ભરતીયાં વિગેરે કાગળો નોંધતા હતા; કેટલાક મીલમાંથી વણાઇ નિકળેલા માલની નોંધ કરતા હતા; કેટલાક પરદેશ ખાતે મોકલાતા માલની ટીપ કરતા હતા. એક બાજુ એક નાની બારીમાંથી એક કારકુન કારીગરોના પગાર ચુક-

× કૃપણજન સાધુ પુરૂષ કરતાં અધિક ઉદ્યમી હોય છે.

વતો હતો. કેટલાક કારીગરો પોતાના પગારથી રાજી થતા હતા અને કેટલાક અસંતોષ પામતા હતા. ઓફિસની જોડે એક બીજો ઓરડો હતો. તેમાં મી. અરવિન્દપ્રસાદની ઓફિસ હતી. અરવિંદપ્રસાદને હમણાં કાંઇ પણ કાર્ય કરવાનું નહિ હોવાથી પોતે વિચારવમળમાં દબાતા દબાતા તણાયા જતા હતા.

'શું ત્યારે સ્નેહલતા મને નહિ સ્વિકારે? ના, ના, સ્વિકારશે. જો એમ ના હોય તો તે મારી તરફ સ્નેહભરી અમીદષ્ટિથી જુવેજ શું કરવા? તેનાં ચક્ષુ અને તેનાં વચનોમાં રમતી મધુરતાજ જણાવી આપે છે કે તે મને ચાહે છે. ત્યારે તે પરણવા ના કેમ પાડતી હશે? કોણ જાણે શાથી? પરંતુ હું તો હવે પરણીશ તો તો સ્નેહલતાનેજ, બીજી કોઇને નહિ,' આવાને આવા પ્રશ્નોત્તર મનમાં કરતા હતા.

જેને જગત પ્રેમ કહે છે તેનું ઉત્પત્તિ સ્થાન, ઉત્પત્તિ કારણ અને તેની ઉત્પત્તિ કોઇ સમજી શકતું નથી. પ્રેમ ઐશ્વર્ય પામવું, પ્રેમ ઐશ્વર્ય પ્રાપ્ત કરી મહત્કાર્યમાં પ્રવૃત્ત બનવું, મહત્ કાર્ય સિદ્ધ કરી જીવનને ઉન્નત બનાવવું એજ મહત્ અને સત્ય પુરૂષાર્થ. પ્રેમનાં રૂપ કંઇ એક નથી. અનેક રૂપે પ્રેમ જગતમાં રમી રહ્યો છે. પોતાનાં સ્નેહી સંબંધી પ્રત્યે પ્રેમ, જન સમાજ પ્રત્યે પ્રેમ, સ્વદેશ પ્રત્યે પ્રેમ, વિશ્વ પ્રત્યે પ્રેમ, અને પ્રભુ પ્રત્યે પ્રેમ એમ પ્રેમનાં ભિન્ન ભિન્ન રૂપ થઇ શકે. પુનઃ પ્રેમના અન્ય ત્રણ પ્રકાર ગણાય છે; સાત્વિક, રાજસિક, અને તામસિક. માત્ર વિષય લોલુપતા અને સ્વાર્થ પૂર્ણ કરવા દર્શાવવામાં આવનો પ્રેમ તે તામસિક, સ્વાર્થ અને પરમાર્થ ઉભયની પ્રાપ્તિ અર્થે દર્શાવવામાં આવતો તે પ્રેમ રાજસિક, અને માત્ર પરમાર્થિક અને સ્વાર્થહીન કાર્યમાં દર્શાવવામાં આવતો પ્રેમ તે સાત્વિક પ્રેમ. જ્યારે સાત્વિક પ્રેમ ઉદ્ભવે ત્યારેજ નિઃસ્વાર્થ હદયે સ્નેહી, જનસમાજ. સ્વદેશ, વિશ્વ, અને પ્રભુ વિગેરે સર્વ પ્રત્યે સમાન દષ્ટિથી જોઇ શકાય; અને દરેક વર્ગાનુસાર ઉત્તમ કાર્ય કરી શકાય. કર્મયોગ અને ભક્તિયોગ ઉભયની સાધના એ સાત્વિક પ્રેમના ઉપરજ આધાર રાખે છે. એવા સાત્વિક પ્રેમમાં લીન થવું તેજ જીંદગીનું સાફલ્ય, તેજ જીવનની કીર્તિ અને તેજ આત્માનો મોક્ષ. 'સ્નેહથી સ્વર્ગ પમાય છે' એ સત્રથી કયો પુરૂષ અજાણ છે? આવા સ્નેહની

ઉત્પત્તિ રૂપ સ્નેહલતાની દૃષ્ટિમાં અરવિન્દને સ્નેહ અમૃત જણાય, અને તેનું પાન કરવા તે ઉત્સુક થાય તો તેમાં શી નવાઇ ? સ્નેહલતાનાં મધુર સ્નેહ સુવાસ ભર્યા મુખારવિન્દમાંથી નિકળતાં અનુપમ સ્નેહ કુસુમો ગૃહસ્થ કરવા અરવિન્દ લલચાય તો તેમાં શી નવાઇ ? સ્નેહનીલતારૂપ સ્નેહલતાને મેળવી, એ લતાને પ્રેમવારિના સિંચનથી તૃપ્ત રાખી સ્નેહ ઐશ્વર્ય મેળવવા અરવિન્દ પ્રવૃત્ત બને તો તેમાં શી નવાઇ ?

જે રાત્રિએ અરવિન્દ અને સ્નેહલતાનો પ્રથમ સમાગમ થયો તેજ રાત્રિથીજ આ અલૌકિક સ્નેહ રસ અરવિન્દના હૃદયમાં ભરાવા લાગ્યો હતો. અરવિન્દને તેની ઉત્પત્તિ અને પ્રયોજન સમજાતાં ન હતાં. એ રસથી હૃદય પૂર્ણ ભરાતાં તેની ઉત્પત્તિ અને પ્રયોજન કંઇક અંશે સમજાય છે. અરવિન્દનું હૃદય એ રસથી પૂર્ણ ભરાયું અને તેની તેને કંઇક સમજણ પડી. હવેજ એને માલુમ પડયું કે મારૂં હૃદય અન્ય તરફ આકર્ષાયું છે, પ્રેમ રસથી પરિપૂર્ણ ભરાયું છે, અને અલ્પમાં અન્યનું થઇ ગયું છે. આ રસની વિપુલતા જ્યાં સુધી એ રસ ઉત્પાદક સ્નેહનિદાન મળી ન શકે ત્યાં સુધી એ હૃદયમાં વ્યથા ઉપજાવવામાં અતી તીવ્ર બને છે. જ્યારે ઉભય હૃદયો એક થાય ત્યારેજ તે વ્યથા દૂર થાય અને સુખદ સ્વર્ગભુવન આ અવનિ પટપર મેળવી શકાય.

અરવિન્દ સ્નેહલતા તરફ પોતાના તરંગ અશ્વને દોડાવતો હતો તેવામાં નોકર ઓફિસમાં આવ્યો અને સલામ કરી અરવિન્દ સમક્ષ ઉભો રહ્યો.

"કેમ ભૈયનજી ! શું કામ છે." અરવિન્દે નોકરને પુછ્યું.

"સાબ ! બ્હાર એક માનસ ઠેરા હય વો અપકુ મિલનેકો મંગતા હય." ભૈયનજીએ જવાબ આપ્યો.

"અચ્છા, ઇસકુ અંદર ભેજો."

ભૈયનજી બહાર ગયો. એકાદ બે મિનીટમાં મળવા આવનાર મનુષ્યને લઇ તે પાછો ફર્યો. આવનાર માણસ પાતળો સોટા જેવો અને ઉંચો હતો. તેની મુખાકૃતિ લંબગોળ અને ગાલ બેસી ગયલા હતા. નાક લાંબુ હતું અને આંખો ઉંડી ભીતરમાં પેસી ગયેલી હતી. તેના ઓષ્ટ જાડા હતા. અને મુછો માંજરી અને આછી હતી. તેનું કપાળ નાનું હતું. રંગે જરાક તે પાકટ રંગનો હતો. જુનો ફાટેલો ઠીંગડાં દીધેલો કોટ, જાડુ

ડાગડોવાળું ધોતીયું અને જુની તેલ અને કચરાના ડાઘાવાળી કાળી ટોપી તેણે પ્હેરેલી હતી. પગમાં જુની ધપ્પ ગયલી સ્લીપરો હતી. તેની મુખાકૃતિ તેના મનની કૃપણતા દર્શાવતી હતી; તેની ગરીબ સ્થિતિ તેના પોષાકથી દૃષ્ટિ ગોચર થતી હતી.

"તમેજ મી. અરવિન્દપ્રસાદ ?" આવનાર મનુષ્યે અરવિન્દના ટેબલ પાસે પડેલી ખુરસી ઉપર બેસતાં બેસતાં કહ્યું.

"હા. તમે......કોણ છો ?" અરવિન્દે સામો પ્રશ્ન કર્યો.

"હું કૃષ્ણરાવનો નાનો ભાઇ થાઉં. મારૂં નામ ધનજીભાઇ." સામેથી જવાબ મળ્યો.

"એમ કે ? વારૂ મને મળવા આવવાનું પ્રયોજન ?"

"તમે મારા ભાઇ રહેતા તેને નીચલે માળે રહો છો નહિ વારૂ ?"

"હા."

"હું મુંબઇથી મારા ભાઇના મરણ સમાચાર સાંભળી અહીં આવ્યો છું. મારે તમને કેટલી અગત્યની વાતો પુછવાની છે."

"તમારે જે પુછવાની ઇચ્છા હોય તે પુછો." અરવિન્દે જણાવ્યું.

"મારે ભાઇએ કંઇ વિલ બીલ કર્યું છે ?"

"એ બિચારાનું અચાનક મૃત્યુ થયું અને વિલ ક્યાંથી કરે ?"

"ઓહ ! ત્યારે તો કાંઇ વાંધો નહીં. એની પુંજી કેટલી હાથ આવી છે." આતુર હૃદયે ધનજી પુછવા લાગ્યો.

"ફરનીચર સિવાય કંઇ પણ કિંમતી વસ્તુ હાથ લાગી નથી."

"પણ મ્હેરબાન સાહેબ ! એમની સ્થિતિ કેવી હતી. તે તો આપ જાણતા હશો ?"

"નારે ના આપણને તે વિષે કાંઇ ખબર નથી." અરવિન્દે જવાબ આપ્યો.

"મેં તો એવું સાંભળ્યું હતું કે એ તો એક લખપતિની પેઠે રહેતા હતા. શું એ ખરી વાત ?"

"હા, એવું કહેવાય છે ખરૂં."

"ત્યારે એ લખપતિ પેઠે રહેતા હતા ક્યાંથી ? ઓ રામ ! શું ત્યારે એ એક પાઇ પણ પાછળ મુકતો ગયો નથી ?"

અરવિન્દે ડોકું ધુણાવી ના પાડી.

"હાય ! હાય ! મુંબઇ અમે બન્ને જણ મીલમાં મજુરી કરી ખાતા હતા. પણ એ અહીં આવીને રૂપિઆ કમાયો ક્યાંથી ? મારૂં

નશીબજ ફુટ્યું. મુઓ એ ભાઇ; એણે મને ત્યાર પછીથી કોઇ દિવસ સંભાળ્યો નથી, એક ફુટી બદામ પણ મને મોકલી નથી. પણ એનું નશીબ ફર્યું ક્યાંથી ? એની એ બધી મિલકત ગઇ ક્યાં ?" ધનજીભાઇ ઉશ્કેરાઇ બોલવા લાગ્યો.

"દૈવ જાણે ક્યાં ગઇ." અરવિન્દે હસ્તનો ચાળો કરી કહ્યું.

"ત્યારે એ રૂપિઆ ક્યાંથી કમાયો ? એ લખપતિ પેઠે રહેતો હતો કેવી રીતે ?"

અરવિન્દ અલ્પ સમય વિચારમાં પડયો. વિચાર કરી તે બોલ્યો. "તેની પાસે કેટલાક ભેદ ભર્યા કાગળો હતા, તે કાગળોને લીધે કોઇ વ્યક્તિ તરફથી તેને વર્ષે દહાડે બે હજાર રૂપિઆ મળતા હતા !"

"બે હજાર રૂપિયા ઓ મારા બાપ ! એટલી મોટી રકમ ? અધધધ...! ત્યારે તો જરૂર મારૂં નશીબ ફાટયું. એ કાગળો કંઇ છે હેં ? બોલો, બોલો એ કાગળો ક્યાં છે ? મનેય પણ વર્ષે દહાડે બે હજાર રૂપિઆ મળશે." ધનજીભાઇએ હરખાઇ જઇ પોતાનું ભાષણ ચલાવ્યું.

"ધીમા પડો. મી ધનજીભાઇ." અરવિન્દે કહ્યું.

"શું કહો છો ? શાન્ત થાઉં ? હું તો હવે શાન્તજ થઇશ. મારી કડાકૂટ મટી જશે અને હવે હું મોજ મઝામાં દિવસ ગુજારીશ, એટલે શાન્તિ નહીં તો બીજું શું મને મળશે ? પણ આ કાગળો છે ક્યાં તે તો મને જણાવો."

"હું તે જાણતો નથી. ગમે તો તેમણે એ કાગળો કોઇ જગ્યાએ સંતાડી રાખ્યા હોય. કે ગમે તો એ ચોરાઇ ગયા હોય. એમના ઓરડાની ઝડતી લેતાં એમાંથી કાંઇ મળી આવ્યું નથી." અરવિન્દે ઠંડે પેટે જવાબ આપ્યો.

"ઓ મારા બાપ ! ત્યારે તો મારી આશા નકામીજ. હાય ! હાય ! એક પાઇ પણ મને નહિંજ મળવાની ?"

"તમને કૃષ્ણરાવના ખૂનથી કંઇ પણ લાગણી નથી થતી ?" અરવિન્દે ધનજીની સ્વાર્થપરાયણતા નિહાળી પ્રશ્ન કર્યો.

"મુઓ એ મરી ગયો તો એમાં મારે શું ? મારો ભાઇ હોય તો મને એક પાઇ પણ ન બતાવે. પોતે લખપતિની પેઠે તાગડધિન્ના કરતો હતો અને હું રીબાતો રીબાતો મજુરી કરીને પેટનું પુરૂં કરતો હતો; પણ એણે મને જરાક પુંજીમાંથી કશુંય દેખાડયું છે ? પણ તમને એ કાગળો વિષે જરા પણ ખબર નથી ?" ધનજીભાઇએ કહ્યું.

"નારે ભાઇ મને તો એ વિષે કાંઇ પણ ખબર નથી."

"એને કાણુ વર્ષે દહાડે બે હજાર રૂપિઆ આપતું હતું? હેં તમે તો એને ઓળખતા હશો. બોલો મને જલદીથી કહો. અરવિન્દભાઇ! તમે મારી સ્થિતિ તો જુવો છો ને? મારે પૈસાની ઘણીજ તંગાસ પડે છે. હુ એ માણુસ પાસે જઇ પૈસાની ઉઘરાણી કરીશ." ધનજીભાઇએ પોતાની ધન મેળવવાની મનોવૃત્તિને પૂર્ણ સ્પષ્ટ કરી.

"કાળુપુર કાળુસીની પોળ આગળ મી. દુર્મદરાવ કરીને એક વકીલ રહે છે તે સર્વ વાત જાણે છે."

"એમ? ત્યારે ચાલો તમે મારી સાથે નહિં આવો? મને તમે મદદ નહીં કરો?"

"મારે હજી કામ છે." અરવિન્દે જણાવ્યું.

"ત્યારે તમે કામ કરી લ્યો. હુ ત્યાં સુધી બેસી રહીશ."

"પણ તમે જમ્યા છો કે નહિ?" અરવિન્દે પ્રશ્ન કર્યો.

"ના, જમ્યો નથી. પરંતુ હવે મને જ્યાં સુધી એ કાગળો યાતો એ પૈસા આપનાર માણુસ મળશે નહિ ત્યાં સુધી ભુખબુખ કાંઇ લાગનારજ નથી."

આવા ધનસ્વાર્થી પુરૂષોને ભુખ લાગેજ ક્યાંથી? 'The miser is more industrious than the saint.' એ 'સ્પેક્ટેટર'ના મહા વાક્યની સત્યતા ધનજીની વર્તણુક દર્શાવી આપતી હતી. ધન ઉપાર્જના માટે—ભલેને તેમ કરવામાં તુચ્છ ગર્હણીય માર્ગ લેવા પડે—અતિશય યત્ન કરી કરી એવા માણુસો પોંતાના જીવનને વૃથા ગુમાવે છે. આવા પુરૂષોના સ્નેહનું પૃથઃકરણ કરતાં એમાં-સ્વાર્થનો વિશેષ અંશ જણાશે. સ્વાર્થ તેમનો નેતા, તેમનો દેવ, અને તેમનો મોક્ષ. સ્વાર્થમાંજ તેઓ સ્વર્ગ જુએ છે. એવા સ્વાર્થી જનોને પછી ક્ષુધાની પીડા લાગેજ ક્યાંથી.

"ત્યારે તો ચાલો હું જરા ટીફીન મંગાવું." અરવિન્દ ધનજીને ભુખ્યો જોઇ બોલ્યો.

અરવિન્દે નોકર પાસે ચ્હા અને સુકો મેવો મંગાવ્યો. તે આવતાં ઉભયે ચ્હા પીવા અને મેવો ખાવાનું શરૂ કર્યું. ધનજીએ તો ખાઉધરાની પેઠે ખાવાજ માંડયું. છેવટે ક્ષુધાશાન્તિ કર્યા પછી અરવિન્દે પોતાનું કાર્ય આટોપવા માંડયું. ધનજીભાઇ તો વિધવિધ કિલ્લાઓ મન કડીયાની સાહાય્યથી ચણુતો હતો. કેટલાક ભૂમિવશ

થઇ ગયા હતા; કેટલાક પડુ પડુ થઈ રહ્યા હતા; અને કેટલાક સ્થિર બની શાશ્વતપણું દર્શાવતા હતા. કેટલાક પૂર્ણ બંધાયા હતા અને કેટલાકનો પાયો નંખાતો હતો. શેખશલ્લીના આ મિત્રને ખબર ન હતી કે એ હવાના કિલ્લા હવામાંજ રહેવાના.

અરવિન્દ કાર્યથી પરવાર્યો. ગાડી મંગાવવામાં આવી.

" પ્રથમ આપણે કયાં જઇશું ? " અરવિન્દે પ્રશ્ન કર્યો.

" તમે કહો ત્યાં. હું તમારી કેડે કેડે આવીશ." ધનજીએ કહ્યું.

" આપણે પ્હેલાં તમારા ભાઇની ઓરડી તપાસીએ. કાગળો મળી આવે તો ઠીક. " અરવિન્દે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

" હા તેમજ ઠીક પડશે. જો કાગળો નહિ જડે તો આપણે પેલા વકીલને ત્યાં ખબર કાઢીશું. "

" ચાલો ત્યારે આપણે પ્હેલા બંગલેજ જઇએ. " અરવિન્દ આગળ થતાં બોલ્યો.

ગાડી આવી હતી તેમાં બન્ને જણ બેસી ગયા. ગાડી ઝપાટા-બંધ ચાલવા લાગી. અલ્પ સમયમાં તેઓ બંગલા પાસે આવી પહોંચ્યા. ઉભય બંગલામાં દાખલ થયા. અરવિન્દે પોતાની રૂમમાં જઇ કોટ પેન્ટ કાઢી એક ધોતીયું અને પ્હેરણ પ્હેરી લીધું. પછીથી ધનજીને લઇ તે કૃષ્ણરાવની રૂમમાં ગયો.

કૃષ્ણરાવની રૂમમાંથી હજી સુધી કંઇ પણ વસ્તુ ખસેડવામાં આવી ન હતી. પોલીસ ડીપાર્ટમેંટે તેની પાચ છ વખત ઝડતી લીધી હતી પરંતુ કંઇ અગત્યની વસ્તુ મળી ન હતી. આથી એ ઓરડી સરકાર તરફથી કૃષ્ણરાવના વારસને સોંપવામાં આવી હતી. બધું ફર-નીચર બંગલાવાળા શેઠ મનમોહનદાસ ધરમદાસનું હતું. માત્ર ત્રણ ચાર કપડાંની ટૃંક અને પાણીનાં વાસણ સિવાય બીજું કશું કૃષ્ણ-રાવની માલિકીનુ હતું નહીં. સરકારે કૃષ્ણરાવના સગાં સંબંધીની ખબર કઢાવી હતી, અને ધનજીભાઇએ સરકારમાં તેનો જવાબ પણ પોષ્ટ માર્ગે આપી દીધો હતો. કૃષ્ણરાવના વારસને કૃષ્ણરાવની ઓરડી સોંપવામાં આવી. આજે સવારેજ ધનજીભાઇએ તેનો ચાર્જ લીધો હતો.

કૃષ્ણરાવનું ટેબલ તેઓ શોધી વળ્યા. તેમાંથી તો માત્ર નાટક ની ટીકીટો, પાસ, વ્હેપારીઓનાં બીલ અને એવાંજ અન્ય અનાવ-શ્યક કાગળો મળી આવ્યા. એટલામાં ધનજીના હસ્તમાં કૃષ્ણરાવની

ડાયરી આવી. ડાયરીમાં દુકાનદારોના લ્હેણાના હિસાબ સિવાય બીજું કાંઇ પણ અગત્યનું લખેલું હતું નહીં. પરંતુ ધનજીનો એક પછી એક પાનાં ફેરવતો ગયો. અંતે ડાયરીમાં નીચેની નોંધ મળી આવી.

તા૦ ૧—૧......;

૫૦૦) આજ રોજ મળ્યા.

૫૦૦) રોકડા પ્હેલો હપ્તો.

આગળ પૃષ્ટો ઉથલાવતાં પાછી બીજી નોંધ મળી આવી.

તા૦ ૧—૪......;

૫૦૦) આજ રોજ મળ્યા.

૫૦૦) રોકડા બીજો હપ્તો,

પુનઃ પૃષ્ટ ફેરવ્યાં અને ત્રીજી નોંધ મળી.

તા૦ ૧—૭......;

૫૦૦) આજરોજ મળ્યા.

૫૦૦) રોકડા. ત્રીજો હપ્તો.

ફરીથી પાનાં ફેરવાયાં અને ચોથી નોંધ નજરે પડી.

તા૦ ૧—૧૦......;

૫૦૦) આજરોજ મળ્યા.

૫૦૦) રોકડા. ચોથો હપ્તો.

આ ચાર નોંધ જોઇ ધનજીની આંખ ચમકી. વાર્ષિક બે હજાર રૂપિઆ કૃષ્ણરાવને મળતા હતા તેની એને ખાત્રી થઇ.

" હા, હા ! ખરી વાત છે. એને પૂરા બે હજાર મળતા હતા. જુઓ આ રૂપિઆ મળ્યાની નોંધ. પણ એ દુષ્ટે મને એક પાઇ સરખી પણ દેખાડી નથી. પણ એ કાગળો છે કયાં ? " ધનજીએ અરવિન્દને ડાયરીમાંની નોંધ બતાવતાં કહ્યું.

અરવિન્દે ડાયરી લઇ લીધી. ધનજીએ ઓરડીમાંથી કાગળો શોધી કાઢવા સારૂ કંઇ બાકીજ રાખી ન હતી. ખુણા ખોચરા, ટંકો, ટેબલો અને સર્વ વસ્તુઓમાં તેણે દશ દશ પંદર પંદર વખત તપાસ કરી. પરંતુ એનો સર્વ શ્રમ નિષ્ફળ નિવડયો; એ અગત્યના ભેદભર્યા કાગળો મળ્યાજ નહિ.

" હાય હાય ! મને એક પાઇ પણ નહીં મળે ? " ધનજીએ થાકીને નિશ્વાસ નાખ્યો.

આ સમયે અરવિન્દના હસ્તમાં એક પત્ર મળી આવ્યો. પત્ર લખનાર કોઇ યુવતી હતી. પત્ર નીચે પ્રમાણે હતો.

સ્થળ પરિચિત છે.

તા...........

વ્હાલા દેવાધિદેવ !

વ્હાલા ! આપના પૂજ્ય મંગળ પાદની પધરામણી અહીં કેમ થતી નથી ? શું તમે મને આમ ત્યજી દેવા માગો છો ? વ્હાલા ! જાણુતા નથી ? કે આ આપની ક્ષુદ્ર દાસી આપનાં દર્શન કરવા સારૂ ક્યારની આશામાં ને આશામાં તણાઇ જાય છે. વ્હાલા ! તમારા વિના ખાવું શું ? પીવું શું ? ભોગ શા ? વિલાસ શા ?

અમારે તો બસ,

'દર્શન અમારા દેવનાં તે ખાન પાન સુધા ભર્યાં,
સેવા અનેરી તેમની તે ભોગ ઉપભોગો ભલા.'

માટે યાચું છું, ઓ મારા હૃદયના દેવ ! માત્ર આપનાં દર્શન અને સેવા; મારે મન એજ જીવનના મધુર રસાર્દ્ર મેવા છે. આપ કૃપાવંત બની આ દાસીને ભિક્ષા અર્પશો. એજ આકાંક્ષા સહિત લખું છું, મારા નાથ !

લી૦ આપની સ્નેહાધીન ક્ષુદ્ર દાસી.
સવિતાગૌરીના પ્રણામ.

પત્ર વાંચી અરવિન્દ વિચારમાં પડયો. આ પત્ર સ્નેહલતાનો હશે ? સ્નેહલતા અને કૃષ્ણુરાવને કાંઇ પણ સમ્બન્ધ હશે ? હા, હા ! હશે. પણ પત્ર લખનારનું નામતો સવિતાગૌરી છે. ત્યારે શું તે સ્નેહલતા નહિ હોય ! કદાચિત્ સ્નેહલતાએ પોતાનું નામાભિધાન ફેરવ્યું હશે ? સંભવિત છે. 'સ્થળ તો પરિચિત છે' આ શબ્દો તો ભેદમાં વૃદ્ધિ કરે છે. પ્રભુ જાણે, આમાં શું રહસ્ય હશે ? સ્નેહલતા એજ સવિતાગૌરી, અને સવિતાગૌરી અને કૃષ્ણુરાવને ભેદ ભર્યો સમ્બન્ધ. આશ્ચર્ય !'

અરવિન્દ આ પ્રમાણે તરંગોદધિમાં ઝોલાં ખાતો હતો તેવામાં ધનજીના ઉપલા શબ્દોએ તેના કર્ણમાં પ્રવેશ કર્યો.

"હેં અરવિન્દપ્રસાદ ! ત્યારે એ કાગળો જાય કંઇ ?" ધનજી પુનઃ ઉશ્કેરાઇ બોલ્યો.

"હું શું જાણું ?" હજી પણ પત્ર તરફ દૃષ્ટિ રાખી અરવિંદે જવાબ આપ્યો. તેની તરંગ નિદ્રા હજી ઉડી ન હતી.

"શું કાગળ જડયો ? ત્યારે તો મારાં ભાગ્ય ફર્યાં. લાવો લાવો એ કાગળ." ધનજી અરવિન્દને સ્થિર દ્રષ્ટિથી પત્ર .તરફ નિહાળતો જોઇ કહેવા લાગ્યો.

"ના, ના એ કાગળ ન્હોય." અરવિન્દે જવાબ આપ્યો. અરવિન્દે શંકિત હ્રદયે કાગળના ચુરા કરી નાખ્યા.

"ના, એજ એ કાગળ. તમે ફાડી કેમ નાખ્યો ?" ધનજી ઉશ્કેરાઇ જઇને બોલવા લાગ્યો.

"હું સત્યજ કહું છું કે એ કાગળ કાંઇ પણ અગત્યનો હતોજ નહિ." અરવિન્દે ગંભીર મુખાકૃતિ કરી જવાબ આપ્યો.

ધનજીએ નિશ્વાસ નાખી પુનઃ બીજી વસ્તુઓમાંથી ભેદભર્યા કાગળો શોધી કાઢવા પ્રયત્ન કરવા માંડયો. ધનજીની નજર બીજી તરફ જોઇ અરવિન્દે પોતાની ડાયરીમાં સવિતાગૌરીનું નામ ટપકાવી લીધું. ધનજીના હસ્તમાં એવામાં એક પત્ર આવ્યો. પત્ર વાંચી તે કુદ્યો.

'જુઓ, જુઓ અરવિન્દભાઇ ! આ કાગળ વાંચો તો ખરા." ધનજી અરવિન્દને કાગળ આપતાં બોલ્યો.

અરવિન્દે પત્ર વાંચવા માંડયો.

અમદાવાદ,

તા૦............

કાળાં કર્મ કરનાર વિશ્વાસઘાતી કૃષ્ણરાવ.

આ તને છેલ્લી ચેતવણી આપું છું. બે દિવસની અંદર જો તુ પેલા કાગળો સોંપી નહિ જાય તો તારી જીંદગીને મોટું નુકશાન થશે. હું વિકટોરીયા ગાર્ડનમાં નદીની બાજુએ આવેલા સમર–હાઉસમાં સાંજના પાંચથી છ સુધી આજે અને કાલે રાહ જોઇશ. સંજ્ઞામાં એટલુંજ કે હું તને ઓળખું છું અને હુંજ પ્રથમ તારી સાથે બોલીશ. જો આ ઠરાવેલ સમયે આવીને તુ એ કાગળો સોંપી નહિ જાય તો તારે આ લોકમાંથી પ્રભુના દરબારમાં જવાબ આપવા અચાનક જવું પડશે. આ પત્ર વાંચી ગમે તો કાગળો સોંપી જજે અને ગમે તો આને યમદૂતના ઘરની નિમંત્રણ–પત્રિકા ધારી લઇ મૃત્યુને ભેટવા તૈયાર થજે. લખનાર. "D."

અરવિન્દે પત્ર વાંચ્યો. 'લખનાર કોણ હશે ? હા ત્યારે તો એ ભેદભર્યા કાગળોને લીધેજ એનું ખૂન થયું છે. જો સ્નેહલતા અને કૃષ્ણરાવને કાંઇ પણ સંબંધ હોય તો તો એ તેનું ખૂન કરેજ નહિ. ખરેખર જો સ્નેહલતા અને સવિતાગૌરી એકજ હોય તો તો સંભવિત છે કે સ્નેહલતા કૃષ્ણરાવની અવકૃપા નિહાળી તેને મનાવવાજ અહીં આવી હોય. ત્યારે શું સ્નેહલતા આને લીધેજ પરણવાની ના પાડતી હશે ? પણ ના, ના. સ્નેહલતાની મુખાકૃતિ, તેનાં વચનો અને તેનાં કાર્યો તેને સર્વ વાતે નિર્દોષ જાહેર કરે છે. તેનામાં એવું એક પણ દૂષણ જણાતું નથી. ના, ના સ્નેહલતા સાવતાગૌરી નહિજ હોય. આતો **अति स्नेहः पापशंकी**. સ્નેહલતા એવી હોય? નહિ. એનો સ્નેહની દેવી છે. પૂર્ણ સદ્‌ગુણની પ્રતિમા છે. ત્યારે તે કૃષ્ણરાવને મળવા કેમ આવી હશે? આસપાસના સંયોગો તો એવા છે કે તેની નિર્દોષતાને દૂર નસાડી મુકી તેને કલંકિત બનાવે. પણ મારૂં મન તો એને નિર્દોષજ માને છે. વળી આ પત્ર લખનારના નામની સંજ્ઞા જણાવી આપે છે કે સ્નેહલતા નિર્દોષ છે. પણ કદાચિત્ સ્નેહલતા એને મૃત્યુના મુખમાં લઇ જવાના કાર્યમાં સંડોવાયલી હશે ? પ્રભુ જાણે. એમ બનવું સંભાવત છે. અરેરે ! આ રહસ્યનો કયારે સ્ફોટ થશે ? સ્નેહલતા નિર્દોષ નહિ હોય.' આમને આમ મનમાં બડબડતો બડબડતો તે અનિમિષ્ લોચને પત્ર સામું જોઇ રહ્યો હતો.

"કેમ જોયું ને ? અરવિન્દ પ્રસાદ ! કાગળોને લીધે તો ખૂન થયું છે." અરવિન્દને તેની વિચાર નિદ્રામાંથી જગવતાં ધનજી બોલ્યો.

"ત્યારે એવા કાગળો મેળવવામાં તમારે શો હેતુ છે ?" અરવિન્દે પુછયું.

"પૈસા કમાવા છે તેથી. એને એ કાગળોનો ઉપયોગ કરતાંજ નહિ આવડયો હોય. ચાલો, ત્યારે આપણે હવે પેલા વકીલને ત્યાં ખબર કાઢીશું ?" ધનજીભાઇએ પોતાની સ્વાર્થબુદ્ધિ દર્શાવી.

"કાઢીશું." શબ્દનું ધનજીએ પૂર્ણ ઉચ્ચારણ કર્યું ન હતું તેવામાંજ ઓરડીનું બારણું ખખડયું. અરવિન્દ અને ધનજી દ્વાર તરફ ફર્યા. એક સ્ત્રીને બારણાના ઉમરા ઉપર ઉભેલી જોઇ ઉભય ચમકયા. પેલી બાઇ પણ ઉભયને જોઇ જડવત્ બની દ્વાર મધ્યે ઉભી રહી.

"આવો, આવો પ્રમાદસુંદરી, અત્યારે તમે અહીં કયાંથી ?" અરવિન્દ સ્વસ્થ બની આવનાર સ્ત્રીને ઉદ્દેશી બોલ્યો.

"હું આ તરફ 'મોરારજી' શેઠને બંગલે આવી હતી. વિચાર થયો કે લાવ અરવિન્દપ્રસાદ હોય તો મળી આવું. કેમ તમારે આજે ઓફીસ નથી ?" પ્રમાદે પુછ્યું.

"ના. આજે તો હું જરાક વ્હેલો આવ્યો હતો. આ કૃષ્ણુરાવના ભાઇ થાય." અરવિન્દે ધનજીભાઇનું ઓળખાણ આપ્યું.

"એમ કે ઠીક, એમની મુખાકૃતિ કૃષ્ણુરાવને મળતી આવે છે તો. વારૂ, આ જ તમારી રૂમ ?"

"ના, ના. મારી રૂમ તો નીચેને માળે છે. આ રૂમ તો કૃષ્ણુરાવના તાબામાં હતી. તમે ભૂલીને ઉપર આવ્યાં કે શું ?" અરવિન્દે હસતાં જવાબ આપ્યો.

"ભૂલ થઈ પરંતુ ભૂલનું પરિણામ કેવું આવ્યું ? ફેરો તો સફલ થયો ને ?" પ્રમાદે પ્રત્યુત્તર આપ્યો.

"ના કેમ કહેવાય. વારૂ, કાંઇ કામકાજ ?" અરવિન્દ પુછવા લાગ્યો.

કાર્યમાં એટલુંજ કે આજે સાંજે અમારે ત્યાં જમવા પધારજો. કેમ અવાશે કે નહીં ?"

"અતિ હર્ષથી આવીશ." અરવિન્દે નિમંત્રણુ સ્વિકાર્યું.

પ્રમાદસુંદરી વધુ સમય નહીં રોકાતાં બીજીજ પળે ચાલતી થઇ. અરવિન્દ તેની સાથે નીચે બંગલાના ઝાંપા સુધી ગયો. પ્રમાદસુંદરીને સાંજે જમવા પધારવાનું વચન આપી તે પાછો આવ્યો.

ચાર વાગવા આવ્યા હતા. ધનજી અને અરવિન્દ દુર્મદરાવને ત્યાં જવા તૈયાર થયા રસ્તામાં અરવિન્દ ધનજીને પોતાના લોજ લઇ ગયો; તેને જમાડયો. એક ગાડી ભાડે કરી તેઓ દીક્ષિતજીની હવેલી પાસે આવ્યા.

દીક્ષીતજીની હવેલીને બીજે માળે દુર્મદરાવના નામનું પાટીયું લટકતું હતું બન્ને જણુ ઉપર ઓફીસમાં ગયા. ઓફીસની રૂમ બહુજ નાની હતી. જ્યાં ત્યાં કચરો અને કરોળીયાનાં જાળાં દૃષ્ટિગોચર થતાં હતાં. જમીન ઉપર ફાટલી બે સાદડીઓ પાથરેલી હતી. ભીંતને અઢેલી એક જુનું ટેબલ ગોઠવેલું હતું. તેની ઉપર ચાર પાંચ જુની ફાટલી કાયદાની ચોપડીઓ, ફાટલો કાગળનો પોર્ટ ફોલીયો, એક કાચનો ખડીયો અને એક હોલ્ડર સ્ટેન્ડ પડયું હતું. ટેબલ પાસે ત્રણુ

જુની પાટીયાં જડેલી ખુરસીઓ પડી હતી. અત્યારે એક ખુરસી પર મી. દુર્મદરાવ બેઠેલા હતા અને બીડીના ધુમાડાના ગોટેગોટથી ઓફીસ રૂમમાં મધુર સુગંધી પ્રેરતા હતા.

"કોણ, અરવિન્દપ્રસાદ? પધારો, પધારો." અરવિન્દપ્રસાદને જોઇ દુર્મદરાવે ખુરશી ઉપરથી ઉભા થઇ કહ્યું. અરવિન્દે પ્રત્યુત્તરમાં સલામ કરી. બીજી બે ખાલી ખુરસીઓ ઉપર અરવિન્દ અને ધનજીએ પોતાનું આસન લીધું.

"કેમ અરવિન્દપ્રસાદ! પેલા કાગળો જડયા?" વકીલે પ્રશ્ન કર્યો.

"નાજી, નથી જડયા. આ કૃષ્ણુરાવના ભાઇ થાય છે. તેઓ એજ કાગળોની બીનામાં કાંઇ પુછવા આવ્યા છે." અરવિન્દે જણાવ્યું.

ધનજીના મુખ સામું દુર્મદ ટીકીને જોવા લાગ્યો.

"એમ કે? પણ એમાં જણાવવા જેવું શું છે? કૃષ્ણુરાવ એ કાગળો મને પચાસ હજાર રૂપિએ વેચનાર હતો. જો એ કાગળો તમારા હાથમાં આવ્યા હોય તો મને તે સોંપી દો અને એક હજાર રૂપિઆ ગણી લો." વકીલ સાહેબ બોલ્યા.

"શું એ કાગળ તમે ખરિદનાર હતા?" ધનજીએ પ્રશ્ન કર્યો

"અમારા અસીલ તરફથી હું ખરિદનાર હતો." કરડાગીથી વકીલે જવાબ આપ્યો.

"તમારો અસીલ કોણ?" ધનજીએ દ્વિતીય પ્રશ્ન કર્યો.

"તે કંઇ તમને જણાવવાની જરૂર નથી." પુનઃ વકીલે કરડાગીથી પ્રત્યુત્તર આપ્યો.

"એમ કેમ?"

"એમજ. માત્ર ટુંકી અને ટચ વાત એટલી જ કે એ કાગળ લાવો અને હજાર રૂપિઆ લઇ જાવ. અરે બે હજાર લઇ જાવ, પણ એ કાગળો છે?" વકીલ ટેબલ તરફ ફરી બોલ્યા.

"પણ કૃષ્ણુરાવને બે હજાર રૂપિઆ વર્ષે દહાડે કોણ આપતું હતું?" ધનજીએ પુછ્યું.

"તે હું જાણુતો નથી. હવે મારે કામ છે, સમજ્યા. જો એ કાગળો લઇને આવ્યા હો તો બે હઝારને બદલે પચાસહજારે હું ખરીદીશ. પણ છે એ કાગળો તમારી પાસે?" વકીલે ટેબલ પર પડેલો પોતાનો પોર્ટફોલીયો ઉઘાડતાં કહ્યું.

"પણ તમે તમારા અસીલનુ નામ નહી જણાવો." ધનજીએ પુનઃ પુછ્યું.

"ના." મક્કમપણે વકીલે કહ્યું.

"યાદ રાખજો. તમારે પસ્તાવું પડશે." ધનજી ઉશ્કેરાઇને બોલ્યો.

"મારે પસ્તાવા જેવું છે શું?" દુર્મદે કરડાગીથી કહ્યુ.

"વિચાર કરો. કે કૃષ્ણુરાવના ખૂનનો આરોપ તમારી ઉપર આવશે. તમારે આ જક્કીપણુા માટે તે વખતે પસ્તાવું પડશે." ધનજી મર્મમાં બોલ્યો.

"કંઇ કારણુ? શી સાબિતીથી મારા ઉપર આરોપ લાવી શકો."

"આ સાબિતી." ધનજીએ ખિસામાંથી એક કાગળ કાઢી દેખાડયો.

અરવિન્દ આ ચિઠ્ઠી જોઇ આશ્ચર્ય પામ્યો. અરવિન્દ એ ચિઠ્ઠીથી તદ્દન બિનવાકેફ હતો. કૃષ્ણુરાવની રૂમ તપાસતાં ધનજીના હસ્તમાં એ ચિઠ્ઠી આવી હતી. પ્રમાદસુંદરી ત્યાં આવી અને અરવિન્દ તેમની સાથે વાતે વળગ્યો તે દરમ્યાન તેણે એ ચિઠ્ઠી પોતાના ખિસામાં સેરવી દીધી હતી. તે ચિઠ્ઠીમાં નિચે પ્રમાણે હતુ.

કાળુપુર—કાળુશીની પોળ પાસે દીક્ષીતજી—
ની હવેલી—અમદાવાદ.

તા. — —

મી. કૃષ્ણુરાવ.

આપની મુલાકાત લેતાં મને માલુમ પડયું કે આપ એ કાગળો ને લીધે ભયંકર જોખમમાં આવો એમ છો. માટે મારા ઠરાવ્યા પ્રમાણે આપ આવતી કાલે સાંજે મને એ કાગળો સોંપી પચાસ હજાર રૂપિઆ લઇ જજો. મારો અસીલ—અલ્પમાં હું પોતે—તમારો બહુજ ઉપકૃત થશે.

લી. દુર્મદરાવ.

"ઓહો હો, આ ચિઠ્ઠીથી બિવડાવતો હઇશ કેમ? એ ચિઠ્ઠી મેં લખેલી છે. બોલ તું શું કરીશ. એ ઉપરથી એમ સાબિત ન થાય કે કૃષ્ણુરાવનું ખૂન મેં કર્યું છે." વકીલ બોલ્યા.

ધનજીભાઇની યુક્તિ નિષ્ફળ નિવડી. પોતે ધારતા હતા કે

વકીલ બ્હી જઇને અસીલનું નામ જણાવી દેશે પરંતુ તેમની આશા નિરાશામાં બદલાઇ ગઇ.

"તમારા અસીલનું નામ ત્યારે નહીં જણાવો ?" પુનઃ જરા કરડાગીથી ધનજીભાઇ પુછવા લાગ્યા.

"હું એકવાર ના કહી ચુકયો. બસ અહીંથી ચાલતો થા. મારે મારૂં કામ કરવું છે." વકીલ સાહેબ રાતાપીળા થઇ બોલ્યા.

ધનજીભાઇ તો નરમઘેંસ જેવા બની ગયા નિરાશાથી દાંત પીસવા લાગ્યા. હાથપગ પછાડવા માંડયા. અંતે ઉશ્કેરાઇને બોલ્યા;- "દુર્મદરાવ! યાદ રાખજો, હાલતો હું જાઉં છું પરંતુ એમ ન ધારતા કે આ મારી છેલ્લી મુલાકાત છે. હું ગમે ત્યારે અહીં આવીશ અને પચાસ હઝાર રૂપિઆ તમારી પાસેથી ગણી લઇશ."

ધનજીભાઇ પગ પછાડી ઉભા થયા.

"બહુ સારૂ, જાવ." વકીલે તુમાખી ભર્યો જવાબ આપ્યો.

અરવિન્દ આ ઉભયનો વાદવિવાદ સાંભળતો હતો. ઉભયની વર્તણુક તેને અધમ જણાઇ. એકની ધનોપાર્જનાર્થે સ્વાર્થ અંધતા અને અન્યની પણ કેટલેક અંશે તેજ લાલસાનું દર્શન કર્યું. સ્વાર્થના પુજકોને કયાં માલૂમ હોય છે કે સ્વાર્થમાં અંધ બની તેઓ આ ઉત્તમ મનુષ્ય દેહનો વ્યર્થ ઘેરૂપયોગ કરે છે!!! * નિઃસ્પૃહ બની કર્તવ્યમાં લીન થતાં અત્યુત્તમ પ્રભુપદ મળે છે એ 'શ્રીમદ્ ભગવદ્ગીતા' નો મહામંત્ર તેમના કર્ણમાં કયારે રેડાય અને તેઓનાં જીવન સત્યપંથ વળે. મનુષ્યના અધ્યાપકો, ગુરૂઓ જયારે એવા સ્વાર્થમાં લીન હોય ત્યાં તેમના શિષ્યો પણ તેમના જેવાજ નીવડે તેમાં નવાઇ શી! પ્રભુ! એવા અધ્યાપકો અને ગુરૂઓમાં સદ્બુદ્ધિ પ્રેર અને એમની જડતાને વિદારી તેમને ઉત્તમ બનાવ. જેથી તારા અન્ય બાલકો પણ સ્વાર્થને તિલાંજલી આપી નિઃસ્પૃહ કર્તવ્યમાં લીન થાય.

અરવિન્દ તે ઉભયની સ્વાર્થ પરાયણતાથી ચકિત બન્યો હતો. આવી દશામાંથી ઉભય સ્વાર્થીઓની અંતની રકઝકે તેને મુક્ત કર્યો. ધનજીભાઇને ઉભો થયેલો જોઇ તે પણ ઉઠયો. દુર્મદરાવે તેની સાથે

---

*तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ ३. १९. ॥
(श्रीमद्भगवद्गीता

હસ્ત મિલાવ્યો. અરવિન્દ અને ધનજીભાઇએ તુરતજ ત્યાંથી ચાલવા માંડયું. અરવિન્દ મનમાં કોઇના કંઇ નવીન તરંગો ઉઠાવતો હતો. કૃષ્ણરાવની કાળોત્રીની નીચેની 'D' સંજ્ઞા ઉપરથી તે ઘડીકમાં દુર્મદ-રાવ અને ઘડીકમાં 'ધનજીભાઇ' ને ખૂની ઠરાવતો હતો. ધનજી પોતાના ફેરાની નિ'ષ્ફલતા જોઇ મનમાં ને મનમાં ધુંધવાતો હતો. પોતાની આશાઓ નિર્મૂલ થવાથી, પોતાના સર્વ હવાઇ કિલ્લાઓ જમીનદોસ્ત થઇ જવાથી હૃદયમાં સંતાપ પામતો હતો. 'હતાશ' એ શલ્ય તેના હૃદયમાં અતિશય ખુંચવા લાગ્યું. રીચીરોડ ઉપર આવતાં અરવિન્દ અને ધનજી જુદા પડયા. અરવિન્દ ખાડીયા તરફ ચાલ્યો અને ધનજી પાછો બંગલે ગયો.

સાંજના સાત થયા હતા. સંધ્યાના સોનેરી રંગ બદલાતા હતા. શાંતિકરભરિત ચંદ્રમા વ્યોમમાં ઉદિત થયા અને રજનીદેવીનું આગમન સૂચવવા લાગ્યા. તારક ગણો સ્મિતહાસ્યથી નભક્ષેત્રમાં રજની દેવીને અભિનન્દવા લાગ્યા. રીચીરોડ ઉપર વિદ્યુતજ્યોતિ પ્રગટ થઇ ગઇ હતી. દુકાનોમાંથી ગેસલાઇટનો પૂર ભપકો જતા આવતા જનસમાજને આકર્ષતો હતો. વાજીંત્રશાળાઓમાંથી અને વાજીંત્રોની દુકાનોમાંથી સંગીતના મધુર સ્વરો કર્ણગોચર થતા હતા. ચિત્ર વેચનારાઓની દુ-કાનો અત્યારે રાજા મહારાજાનાં વિલાસભૂવન જેવી બની ગઇ હતી. હોટેલોમાંના શોર બકોર રસ્તા ઉપર થઇ પસાર થનારને ઘડીક થોભા-વતા હતા. અરવિન્દ આવા આવા રંગનું નીરીક્ષણ કરતો કરતો ચાલ્યો જતો હતો. બાલાહનુમાન આગળથી તેણે ખાડીયાનો રસ્તો પકડયો. ખાડીયા કન્યાશાળા પસાર કરી તે દેશાઇ પોળમાં દાખલ થયો. 'ગુણમન્દિર' ના ઓટલા ઉપર તેની સ્નેહદેવી સ્નેહલતા ઉભી હતી.

"પધારો, અરવિન્દપ્રસાદ! તમારી જ વાટ જોવાય છે હોં." સ્નેહલતા અરવિન્દને જોઇ બોલી.

અરવિન્દે પ્રત્યુત્તરમાં સ્મિતહાસ્ય કર્યું. સ્નેહલતાનું મુખારવિન્દ પણ વિકસિત બન્યું. ઉભય અંદર ગયાં. પ્રમાદસુંદરી રસોડામાં વ્યવ-સ્થા કરતી હતી. અરવિન્દનો તેણે સ્નેહથી સત્કાર કર્યો.

"અરવિન્દપ્રસાદ! જાવ ઉપર બેસો. હું આવું છું." પ્રમાદ-સુંદરી વ્યવસ્થામાં ગુંથાયલી હોવાથી બોલી.

"સ્નેહલતા! પેલો પાનનો ડબો ઉપર લેતી જજે." પ્રમાદે સ્નેહ-લતાને સંબોધી કહ્યું

અરવિન્દ મેડે ગયો. તેની પાછળ સ્નેહલતા પાનનો ડબો લઇ ઉપર ગઇ. સ્નેહલતાએ પાન બનાવી અરવિન્દને આપવા માંડયું. "લતા ! પાન અર્પાય છે. સ્નેહ નહીં અર્પાય ?" પાન ગૃહણ કરતાં કરતાં અરવિન્દે પ્રશ્ન કર્યો.

સ્નેહલતા મૌન જ રહી.

"લતા ! લતા ! મને તું આમ તરછોડી રીબાવશે." અરવિન્દ સ્નેહલતાનો હસ્ત પકડી બોલ્યો.

સ્નેહલતા હસ્ત છોડાવી દૂર જઇ તટસ્થ ઉભી રહી અને અનિમિષ લોચને અરવિન્દને નિહાળવા લાગી. અરવિન્દ પણ અનિમિષ લોચને તેના સ્નેહસૌન્દર્યનું પાન કરતો હતો.

'સ્નેહલતા ! જરા તો માન." અરવિન્દ નમ્ર અવાજે બોલ્યો.

"અરવિન્દપ્રસાદ ! ના વિસારો શુદ્ધશાન; નાહક ના કરો મને હેરાન." જુસ્સાથી સ્નેહલતા બોલી.

"લતા ! તું મને નહીં સ્વિકારે ?" નિઃશ્વાસ નાખતાં અરવિન્દે પ્રશ્ન કર્યો.

"ના, લતા તમારો હસ્ત નહીં સ્વિકારે." પુનઃ જુસ્સાથી સ્નેહલતાએ કહ્યું.

"જરા પણ મારી દયા નહીં લાવે ? લતા !"

"ના, લતાનું હૃદય જરાપણ તમારી દયા નહીં લાવે." શબ્દનો પ્રતિધ્વનિ કરતાં સ્નેહલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

"લતા ! તું શું જાણે મારા હૃદયની વ્યથા ?" અરવિન્દે પોતાની છાતી ઉપર હસ્ત નાખી હૃદયવ્યથા પ્રદર્શિત કરી.

"તમારૂં બોલવુંજ છે વૃથા." લતાએ વચન પ્રહાર કર્યો.

"શું ત્યારે હું હતાશ થઇશ ?" નિઃશ્વાસ અને ગંભીરતા ભરી મુખાકૃતિ કરી અરવિન્દે શબ્દોચ્ચાર કર્યા.

"કેટલી વાર કહું ? કે હું મારી ઇચ્છાનુસાર વર્તન કરીશ; જગતમાં હું બ્રહ્મચારિણી રૂપે સંચરીશ ?" દઢતાથી સ્નેહલતાએ કહ્યું.

"લતા ! વિચાર કર વિચાર. નર્મદાને સ્વર્ગથી પાછું ફરવું પડયું હતું તે તું જાણે છે." અરવિન્દે અપરિણિત સ્થિતિથી સ્રીને સ્વર્ગ પ્રાપ્તિ મળતી નથી તેનું દષ્ટાંત આપ્યું.

"હા હું જાણું છું. મારૂં મન બ્રહ્મચર્યમાંજ સુખ માણે છે. સરસ્વતી અને ગાર્ગીનાં દૃષ્ટાંત આખુ જગત જાણે છે." સ્નેહલતાએ દૃષ્ટાંતનો દૃષ્ટાંતથીજ પ્રત્યુત્તર આપ્યો.

"ત્યારે તું બ્રહ્મચારિણી થઇશ ?" ઉંડો નિઃશ્વાસ નાંખી અરવિન્દ બોલ્યો.

"હા હું બ્રહ્મચારિણી બનીશ. બ્રહ્મચારિણી બની મારા જીવનનો સદ્‌વ્યય કરીશ." જુસ્સા ભર્યા સ્વરો સ્નેહલતાના મુખમાંથી સ્ફુર્યા.

"સ્ત્રીના જીવનનો પતિ વિના સદ્‌વ્યય થાયજ નહિ." અરવિન્દે કહ્યું.

"મારે જગતને બતાવવું છે કે પતિ વિના પણ સ્ત્રી જીવનનો સદ્‌વ્યય થઇ શકે છે. ઔરંગઝેબની પુત્રી ઝેબ–ઉન–નિસા, મીસ. ફ્લોરા નાઇટીંગેલ અને ભગિની નિવેદીતા (Sister Nivedita) વિગેરે કુમારિકાઓનાં જીવન યાદ લાવો. એમના જીવનના ભાવો સંભાળો." સ્નેહલતાએ પોતાને દૃઢ નિશ્ચયને સહાયતા રૂપ દૃષ્ટાંતો આપ્યાં.

"પરંતુ બ્રહ્મચારિણી બનવામાં તારો હેતુ શો ?" અરવિન્દે ધીમા પડી પ્રશ્ન કર્યો.

"હું તે તમને જણાવવા બંધાયલી નથી, સમજ્યા." સ્નેહલતા બોલી.

"લતા ! હું તો તનેજ પરણીશ." અરવિન્દે કહ્યું.

"પણ તેમ થવું અશક્ય છે તે તમને બતાવીશ." સ્નેહલતાએ મક્કમપણે કહ્યું.

અરવિન્દ ચુપજ બની ગયો. આગળ કાંઇ પણ તે બોલી શક્યો નહિ. એટલામાં પ્રમાદસુંદરી ઉપર આવી અને અરવિન્દપ્રસાદ સાથે વાતોમાં વળગી.

"અરવિન્દપ્રસાદ ! કાલે બપોરે તો લતા અહીંથી જાય છે." પ્રમાદસુંદરીએ વાતે વાતે સ્નેહલતા જવાની હતી તે જણાવ્યું.

"એમ ? ક્યાં જાય છે ?" આશ્ચર્ય પામી અરવિન્દ બોલ્યો.

"અમારી મરજીમાં ફાવે ત્યાં જઇશું. તમે બધાં મને આમ લગ્નની વાતોથી સતાવ્યા કરો એટલે મારે એ વિના અન્ય કંઇ ઉપાય નથી." સ્નેહલતા બોલી ઉઠી.

"પણ એકદમ કાલે બપોરેજ ચાલતાં થશો ? તમારૂં ઠેકાણું તો કૃપા કરી જણાવશો ?" અરવિન્દે યાચના કરી.

"ના. મારૂં ઠેકાણું જણાવવાની કંઇ પણ જરૂર નથી." સ્નેહલતાએ યાચનાનો અસ્વિકાર કર્યો.

"લતા કાલે જવાની છે તેથીજ તમને જતી વખતે મળવાના આશયથી અહીં બોલાવ્યા છે." પ્રમાદસુંદરીએ નિમંત્રણના પ્રયોજનનો સ્ફોટ કર્યો.

"ત્યારે લતા જશે ?" અરાવન્દે પ્રમાદને પ્રશ્ન કર્યો.

"હા...સ્તો...જશે, અને ત્યાં જઇ સુખશાન્તિમાં વિરાજશે." સ્નેહલતા બોલી ઉઠી.

"ત્યારે આ આપણો છેલ્લો મેળાપ ?" સ્નેહલતા તરફ ફરી ગમ્ભીરમુખે અરવિન્દે પ્રશ્ન કર્યો.

"પ્રભુ પુનઃ મેળવશે તો મળીશું." સ્નેહલતાએ આશાજનક પ્રત્યુત્તર આપ્યો.

આ આશાજનક પ્રત્યુત્તરથી અરવિન્દની હૃદયરૂપાધિ કંઇક અંશે દૂર થઇ. તેનું અંતર ભવિષ્યની આશાઓમાં લીન થયું. પુનઃ તેણે મનમાં

"કઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે;
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઈ છે."

લલકારવા લાગ્યો. શોક અને હર્ષ ઉભયનું સંમિશ્રણ તેના હૃદયમાં થયું હતું. એક શબ્દથી તેનું જડતામાં લીન થતુ હૃદય ચૈતન્ય પામ્યું.

અલ્પ સમય પછી ત્રણે જણ વાતો કરતાં કરતાં નીચે જમવા ગયાં. સ્નેહલતા અરવિન્દની સામી બાજુએ બેઠી હતી. પ્રમાદસુંદરી પીરસ્તી હતી. પ્રમાદે આજે સોમવાર કરેલો હોવાથી તે જમવાની નહતી. સ્નેહલતા અને અરવિન્દની દૃષ્ટિ એક થતી હતી, તારામૈત્રી ચાલતી હતી, અને અન્યોન્યનાં હૃદય અન્યોન્યની નયન મુરલીના મોહક મંત્રથી નાચતાં હતાં. સ્નેહલતાની સ્નેહભરી દૃષ્ટિથી અરવિન્દ હર્ષ પામતો હતો અને ઘડીક તેના વજ્રપ્રહાર રૂપ વચનોથી નિરાશામાં ગરકાવ થતો હતો. સ્નેહલતાનું સ્મિતહાસ્ય તેના દુઃખી હૃદયમાં અમી રેડી અંદરની વ્યથા દૂર કરતું હતું અને ઘડીકમાં તેનાં કઠોર વચનો તેના દગ્ધ હૃદયને વધુ દગ્ધ કરતાં હતાં. પ્રમાદસુંદરી જોડે તે વાર્તા-

લાપ કરતો હતો અને સ્નેહલતાંને નયનદ્વારે સમજાવતો હતો. અંતે ભોજન પૂર્ણ થતાં મુખ અને હસ્તનું ક્ષાલન કરી સર્વ ઉપર ગયાં. સ્નેહલતાએ પ્રેમભરી દૃષ્ટિથી અરવિન્દને મુખવાસ આપ્યો. મુખવાસ આપતી લેતી વેળાએ અન્યોન્યનાં હૃદય ધબક્યાં; અન્યોન્યનાં મુખાર-વિન્દો સ્મિતહાસ્યે છવાયાં. અરવિન્દની કેવી આ સુખી પળ !

ત્યારે સ્નેહલતા અરવિન્દને કેમ સ્વિકારતી નહિ હોય ? શું તેનું હૃદય અન્ય તરફ આકર્ષાયું હતું ? શું અરવિન્દ તેને યોગ્ય નહતો ? શું જગત્ તેને નિઃસાર લાગતું હશે ? પ્રભુ જાણે અન્યના અંતરના ભેદ.

ઘડીયાળમાં સાડાઆઠ થયા. અરવિન્દે પ્રમાદ અને સ્નેહલતાની રજા લીધી. સ્નેહલતાનો હસ્ત જતી વેળાએ પ્રેમથી દબાવ્યો. ઇચ્છાએ કે અનિચ્છાએ સ્નેહલતાએ પણ તેનો પ્રત્યુત્તર હસ્ત દાબી અને સ્મિત-હાસ્યપૂર્ણ મુખાકૃતિસહ સ્નેહભરી દૃષ્ટિથીજ આપ્યો. પુનઃ અરવિન્દને આશાજનક પ્રસંગ મળ્યો. પુનઃ તેનું હૃદય

" કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે;
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઇ છે. "

લવવા લાગ્યું. મગ્ન હૃદયે તે પોતાની સ્નેહમૂર્તિ પાસેથી છૂટો પડયો.

રાયપુર ગેટ પાસે આવી રમણભાઇને બંગલે જવા ગાડી ભાડે કરી. અલ્પ સમય પછી તે દિવાન બહાદુરના બંગલા પાસે આવી પહોંચ્યો. ગાડીવાનને પૈસા ચુકવી આપ્યા. ધીમે ધીમે તેણે બંગલામાં પ્રવેશ કર્યો.

તેનું હૃદય—આશાબદ્ધ હૃદય—પણ ધીરે ધીરે તેના કર્ણમાં આ-શાના અનુપમ સ્વરો મોકલતું હતું.

" કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે;
ખફા ખંજર સનમનામાં રહમ ઉંડી લપાઇ છે. "

કેવું આશાબદ્ધ હૃદય ?



# પ્રકરણ ૭ મું.

## અરવિન્દ અને નવનીત.

And wilt thou leave me thus,
That hath given thee my heart
Never for to depart
Neither for pain nor smart:
And wilt thou leave me thus?
Say nay! say nay!
And wilt thou leave me thus,
And have no more pity
Of him that loveth thee?
Alas! thy cruelty!
And wilt thou leave me thus?
Say nay! say nay!

*Sir T. Wyat.*

( દુમિલા છંદ.)

અયિ ! આમ કઠોર બની દુભવે તુજ પ્રેમ તણા રસ યાચકને;
અયિ ! સ્નેહભર્યું ઉર આ વિનવે તદપિ અતિ ક્રૂરજ કાં તું બને?
અયિ ! પ્રેમ ભરી દૃગ તો જરી દાખવી, ઉર શું ઉર જરા મિલવી,
ધરી રે'મ ઉરે, મમ જીવનમાં ભર વાસ, સુવાસ સદા ખિલવી.
'ત્યજના, ત્યજના.' રસના રટતી મમ, હે પ્રિયપ્રાણ! સદા રસથી;
ત્યજતી તવ કાં મુજને અયિ એ ! બની ક્રૂર કઠોરજ કાં દમતી;
'દમના, દમના ' મુજ અંતર જો તું, રડે રડતું કર શાન્ત જરા;
વરસાવી દયામૃત પ્રેમ થકી, કર આર્દ્ર રસે મુજ ઉર ધરા.

પ્રેમનું પૂર્ણ પ્રાગટ્ય અરવિન્દના અંતરમાં થયું હતું. તેનું નિરીક્ષણ કરતો, તેના ભાવોનું પૃથક્કરણ કરતો, તેમાંનું સત્વ ગ્રહણ કરતો અને તેના ભિન્ન ભિન્ન આદેશો શ્રવણ કરતો ને

રમણભાઇના બંગલામાં દાખલ થયો. સ્નેહલતા તેને ત્યજી જતી હતી, પરંતુ તેના અંતરે સ્નેહલતાની મૂર્તિને ત્યજી ન હતી. તેના અંતરપટ પર આલેખાયલી સ્નેહલતાની મૂર્તિ ભુંસાઇ ગઇ ન હતી, પરંતુ તેમાં નૂતન વિધવિધ રંગો પૂરાતા હતા અને તેથી મૂર્તિ ભવ્ય, દિવ્ય અને વધુ આકર્ષક બનતી હતી. સ્નેહલતાના વિયોગનું શલ્ય તેના હૃદયને દુભવતું હતું. પ્રેમાગ્નિમાં તેનું હૃદય પ્રજ્જવલિત થતું હતું. સ્નેહસુવર્ણની કસોટી થતી હતી. પરંતુ અરવિન્દનો શુદ્ધ સાત્વિક પ્રેમ વધારે તપ્ત થવાથી વધારે દેદીપ્યમાન બનતો હતો.

"ત્યારે સ્નેહલતા અહીંથી મને ત્યજી દઈ કાલે સવારે પ્રયાણ કરશે? શું આ અમારો અંતિમ મેલાપ? ઓ પ્રભુ! મારી આશા ફલીભૂત નહીંજ થવાની? એ પારસમણી મારા હસ્તમાં નહીંજ આવવાની? હાય! મારા હૃદયની અનુપમ જ્યોત્સ્ના મારાથી દૂર થઇ મારા હૃદયને ઘન તિમિરમાં ડુબાવી દેશે? ના, ના. હું મારી હૃદય આહલાદક જ્યોત્સ્નાને, મારી સ્નેહની લતા રૂપ સ્નેહલતાને ગમે ત્યાંથી પણ શોધી લાવીશ; તેનું અને મારૂં જીવન એક બનાવીશ, અમે અન્યોન્ય સાહાય્ય કરી, અન્યોન્યની ન્યુનતાઓને દૂર કરી, અન્યોન્ય અનુપમ રસનો વિનીમય કરી સ્વર્ગની સીડીએ ચડીશું અને પ્રભુના પરમ પદમાં વિરામીશું." આમ વિચારમાં મશગુલ થતાં થતાં અરવિન્દે બંગલાના કમ્પાઉન્ડમાં પ્રવેશ કરી પુષ્પવાટિકામાં ધીમેથી ચાલવા માંડયું. તેજ સમયે તેને તેની વિચાર નિદ્રામાંથી જાગૃતિ કરનાર ગુણવંતીનો મધુર કંઠ તેની શ્રવણેન્દ્રિયમાં અલૌકિક ગુંજારવ કરવા લાગ્યો. શાન્તિ ભરી રાત્રિએ અખિલ વિશ્વને શાન્તિમંત્રથી શાન્તિમાં લીન કરવા કોઇ દેવી અવની ઉપર પધારી હોય તેમ ગુણવતી પોતાની બાલસહચરીરૂપ વિણાની સાથે ગાતી હતી. વિણાના સ્વર અને ગુણવતીના સ્વર એકમય બની અલૌકિક સંગીત સૌન્દર્ય પુષ્પવાટિકામાં રેલાવતા હતા. એ સ્વર અરવિન્દને કર્ણગોચર થયા અને માધુર્ય ભર્યા શાન્તિમંત્રના વશીકરણથી મુગ્ધ બની અરવિન્દ ઉભો રહ્યો. મંત્રવશ બની સંગીતમાં એકતાન બની ગુલતાન થઈ ગયો. કેવું સંગીતનું વશીકરણ? કેવું સંગીતનું શાન્તિ ભર્યું સ્નેહરાજ્ય? ગુણવતી હજી પણ વિણાની સાથે ઐક્ય રચી પોતાનું મધુર ગીત ગાતી હતી.

'મનની વિતી મન તો જાણે,
અવર ન કોઇ પિછાણે...રે...શાણુ ઉર સમજી લઇએ.
વંધ્યા પ્રસવ પીડા ના જાણે,
સુખી દુઃખીને નિજ સમ માને;
પરમ ભેદ એ પ્રભુ વિના કોણ મ્હાણે રે ?...શાણુ.
વિયોગ વ્યાધિ, પ્રેમ ઉપાધિ,
પ્રેમ તણી રસલીન સમાધિ;
પરમ ભેદ એ પ્રેમી વિના કોણ જાણે રે ?...શાણુ.'

અરવિન્દના શ્રવણમાં સંગીતનો સંચાર થયો. વિણાના ઝીણા ઝીણા મધુર સ્વરોએ સંગીત સૌન્દર્યમાં વૃદ્ધિ કરી હતી. ગુણવતીના કંઠનું માધુર્ય અને તેની વિણાના સ્વરનું માધુર્ય એક બની સ્વર્ગીય માધુર્ય પ્રગટાવતાં હતાં. એ માધુર્યનું અરવિન્દે કર્ણદ્વારા પાન કર્યું. એનુ પાન કરી તે મત્ત બન્યો અને પુષ્પવાટિકાની અંદર પડેલી એક બેન્ચ ઉપર બેસી ગયો.

"હા ! હા ! મારા અંતરની વેદના અન્ય ક્યાંથી જાણે ? ગુણવતી! ગુણવતી ! તું સત્યજ કહે છે. મારા હૃદયની વ્યથા કોઇ સમજતું નથી. સ્નેહલતાને તે સમજાવવા મેં પ્રયત્ન કર્યા પણ તે સર્વ નિષ્ફળ. મારે તો હવે,

'વિયોગ વ્યાધિ, પ્રેમ ઉપાધિ,
પ્રેમ તણી રસલીન સમાધિ.'

સિવાય અન્ય કંઇ રહ્યુંજ નથી. ! હા ! સ્નેહલતા ! ઓ સ્નેહની દેવી !

'નજર તુજ મીઠડી મોંઘી બિચારૂં દિલ માગે આ;
ન આપે કાં તું હે દિલબર ? રહમ કાં દિલ ના ધારે ?'

હા ! લતા ! લતા ! મારી સ્નેહસૌન્દર્યથી અલંકૃત લતા !
ગુલઝાર ! તારાં ગુલ મોંઘાં રે, સનમ !
તે પામવા તત્પર થયો છું હું, સનમ !
હા ! સ્નેહલતા ! હા ! પણ તું જશે ? ઓ સ્નેહ દેવી !
'તારી જુદાઇ ખુંચશે દિલમાં સનમ !
એ 'ખાર' દિલનો ના થશે ન્યારો ? સનમ !

હે સ્નેહદેવી! તું ભલે તને ગમે ત્યાં જાય પણ હું તને શોધી કાઢીશ. બસ

* 'હવે દરખત પર ચઢવું, બુલબુલ મારૂં ઢુંઢું છું.'

જગતમાં તુ ક્યાં જશે? જ્યાં જશે ત્યાં તારા જેવું રત્ન છુપું રહેવાનુંજ નથી" અરવિન્દ આમ બેન્ચ ઉપર બેસી બડબડવા લાગ્યો. રમણભાઇને મળવાની વાત તો દૂર રહી પરંતુ એ તો પુષ્પવાટિકામાં હવા સાથે વાતો કરવા લાગ્યો. એટલામાં ગુણવતીએ વિણાને શય્યામાં સુવાડી બારીએ જગત ઉપર પ્રસરેલું રાત્રિ સૌન્દર્ય જોવા ડોકીયું કર્યું. પોતાના ગુરૂને બેન્ચ ઉપર પુષ્પોદ્યાનમાં બેઠેલા જોઇ તુરતજ તે નીચે આવી, અરવિન્દ પાસે દોડી ગઇ. અરવિન્દ તો તરંગનિદ્રા લેતો હતો એટલે ગુણવતી તેની સમીપ આવી ઉભી રહી તેનું તેને ભાન હતુંજ નહી.

"કેમ, અરવિન્દભાઇ! આટલા બધા શા વિષયમાં ગરકાવ થયા છો?" અરવિન્દનો ખભો પકડી તેના શરીરને ડોલાવતાં ડોલાવતાં ગુણવતીએ પુછ્યું.

"કોણ? ગુણવતી!" અરવિન્દ આશ્ચર્ય પામી બોલી ઉઠયો.

"હાજી, તમારી શિષ્યા ગુણવતી; પરંતુ ગુરૂજી! એટલા બધા ક્યા મહાન્ વિષયમાં લીન થઇ ગયા હતા?" હસતાં હસતાં બાલિકાએ પ્રશ્ન કર્યો.

"ગુણવતી! હમણાં તુંજ ગાતી હતી કે

'મનની વિતી મનતો જાણે
અવર ન કોઇ પિછાણે રે.........'

તો તું મારા હૃદયની વ્યથા કયાંથી જાણી શકે? તું તે ન સમજે એટલે તને માત્ર હસવું આવેસ્તો." અરવિન્દે નિશ્વાસ નાખી પ્રત્યુત્તર આપ્યો.

"ગુરૂજી! પારકા મનની વાત કેવી રીતે જાણી શકાય? હૃદય ઉઘાડો તો હું મારી શક્તિ અનુસાર કાંઇક દિલાસો આપું, તમને સુખી બનાવવાનો પંથ શોધી કાઢું. બોલો, તમે જ્યારે કંઇ પણ કહો નહિ ત્યારે હું શું કરી શકું?" અનુકંપા બતાવતાં ગુણવતી બોલી.

"પરોપકારી ગુણવતી! તારી પરોપકારી વૃત્તિ જોઉં છું અને

---

* કલાપિ.

હું આનંદ પામું છું. પરંતુ તારી જીજ્ઞાસાને તૃપ્ત કરી શકું એવી મારી સ્થિતિ નથી. મારે તને નિરાશ કરવી પડે છે; અને તેથી મારૂં હૃદય અતિ શોચ પામે છે. પણ ગુણવતી ! હું તને હતાશ કરૂં છું તે અપરાધની ક્ષમા આપજે હોં." ગુણવતીને પોતાની પાસે બેસાડી અરવિન્દ બોલ્યો.

" અરવિન્દભાઇ ! એમ કેમ બોલો છો ? ક્ષમા કરવા જેવો તમે કયો અપરાધ કર્યો છે ? મને આવું આવું બોલી શરમાવો ના. હું ક્ષમા આપવા લાયક નથી. આપને આવાં વચનો ઉચ્ચારવાં પણ ઉચિત નથી. " શરમાતી શરમાતી ગુણવતી બોલી.

" ગુણવતી ! દિનપ્રતિદિન તારામાં કંઇ નૂતન ને નૂતનજ ગુણો દૃષ્ટિગોચર થાય છે. મારી ગુણવતી ગુણવતી શિષ્યા ! તારા ગુણોજ મારા હૃદયની વ્યથા હરવાને બસ છે. તારાં મધુર ગુણાલંકૃત વચનો મારા દગ્ધ હૃદયને શાન્તિ જલથી શાન્ત પાડે છે. "

" હજી એ પણ તમે આવું ને આવું બોલો છો ? અરવિન્દભાઇ ! જો હવે મારી આમ પ્રશંસા કરશો તો હું તમારી પાસેથી ચાલી જઇશ હોં. " શરમિંદી થતી ગુણવતી બોલી ઉઠી.

" ના, ના, ગુણવતી જતી ના. તારી સંગતિ ફલદાયક છે. બેસ, બેસ ગુણવતી ! તારી સંગતિથી મને ' *Between us and our friend must exist a true and living sympathy' એ મહા વાક્યની સત્યતાનું દર્શન થાય છે. તારી મિત્રતામાં એવી અનુકંપાનું પૂર્ણ દર્શન થયું છે. તારા જેવી સ્નેહમયી સહચરી દુર્લભજ. કહ્યું છે કેઃ—

' § मित्रं प्रीतिरसायनं नयनयोरानंदनं चेतसः
पात्रं यत्सुखदुःखयोः सह भवेन्मित्रेण तद्दुर्लभम्' '

અરવિન્દે કહ્યું.

" અરવિન્દભાઇ ! આપેજ મને જગતને પ્રેમમય નિહાળવાનું શિખવ્યું છે તો પછી હું તમારા દિલની દાઝ જાણું તેમાં શી નવાઇ ? તમારો શિખવાડેલો.

' વિભુ કેરી જગ વિચરતી સ્નેહની દિવ્યશક્તિ;
પ્રાણી સર્વે પ્રણયી હૃદયે પામતા પૂર્ણ મુક્તિ. '

---

* Daven Port Adams. ' આપણી અને આપણા મિત્રની વચ્ચે સત્ય અને શાશ્વત અનુકંપાનું અસ્તિત્વ હોવું જોઇએ ' (ડેવનપોર્ટ એડમ્સ.)

† હિતોપદેશ. ૧.

એ સ્નેહમંત્ર મારા હૃદયમાં હજી રમે છે. એ મહામન્ત્ર હું ભુલી નથી હોં. એ મન્ત્રનું તો હું સદા અધ્યયન કરૂં છું." સ્મિત ફરકાવતી ગુણવતી બોલી.

"ગુણવતી! તારા પિતા છે કે નથી?" અરવિન્દે વાત ફેરવી.

"ના નથી. હમણાં આવતા હશે. પણ અરવિન્દભાઇ! મારે તમને કાંઇક પુછવું છે. તમે યથાર્થ પ્રત્યુત્તર આપશો?" ગુણવતીએ પોતાનો મનોભિલાષ જણાવ્યો.

"હા, તારે જે પુછવાની અભિરૂચિ હોય તે પુછી લે." અરવિન્દે કહ્યું.

"અબળા સબળા બની શકે કે નહીં?" ગુણવતીએ શરમાતાં શરમાતાં પ્રશ્ન કર્યો.

"હા, બની શકે."

"કેવી રીતે?"

"જેવી રીતે અહમદનગરની બેગમ ચાંદબીબી, ઝાંસીની રાણી લક્ષ્મીદેવી, ફ્રાન્સ દેશની 'જોન ઓફ આર્ક' વિગેરે સન્નારીઓ બની હતી તેમ. એ સર્વ સ્રીઓ રણસંગ્રામમાં ઉતરી હતી અને પોતાના શૌર્યની પ્રસાદી પ્રતિપક્ષીઓને ચખાડી હતી." અરવિન્દે દષ્ટાંત આપ્યાં.

"ત્યારે સીતા, પદ્મિની, અહલ્યાબાઇહોલ્કર વિગેરે સ્રીઓ સબળા નહિ? જે રણસંગ્રામમાં ઉતરે તેજ સબળ ગણાય?" ગુણવતીએ પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"હા તે પણ સબળાઓજ. વીર રમણીઓનાં ઉદાહરણ આપણા ભારતવર્ષમાં ઘણાં મળી આવે છે. સ્રીનું ખરૂં સામર્થ્ય શીલ છે. એ શીલવૃત્તના બળથી મહા મહારથીઓને પણ એ અબળાઓએ પરાજીત કર્યા છે. સ્રીને ઘણા 'વાઘણ' અને 'નાગણ' ની ઉપમા આપે છે. તે જ્યારે છંછેડાય છે ત્યારે તે પોતાને સંતાપનારનો નાશ કરે છે. સતીના શ્રાપથી કોણ અજાણ છે?"

"હા હવે સમજી. અબળા સબળા પોતાના શીલવૃત્તથીજ બની શકે છે." ગુણવતી બોલી.

"ગુણવતી! એ શીલવૃત્તની કસોટી ક્યારે થાય છે તે તું જાણે છે?"

"વિપત્તિ સમયે." ગુણવતીએ જવાબ આપ્યો.

"હા, વિપત્તિ સમયે. દુષ્ટ જનસમાજ આપણને શીલવૃત્ત તજી દઇ તેમની દુષ્ટ વાસનાને તૃપ્ત કરવા લલચાવે છે, ફોસલાવે છે, અને છેવટે ભય, ત્રાસ, અને દુઃખ આપે છે. તેવે સમયે આપણા હૃદયની

શીલતા, સત્યતા, અને સ્વચ્છતાની પૂર્ણ કસોટી થાય છે. આંગ્લ કવિ ગ્રે 'વિપત્તિ 'ને સંબોધતાં લખે છે કે

* ' When first thy sire to send on earth
Virtue, his darling child, designed,
To thee he gave the heavenly birth
And bade to form her infant mind.'

"ગુણવતી ! આ ઉપરથી સમજાશે કે વિપત્તિ એ સદ્‌ગુણોની ધાત્રી રૂપ છે. તે મનુષ્યના સદ્‌ગુણોનું પરિપોષણ કરી તેમને ઉન્નત બનાવે છે."

"પણ અરવિન્દભાઇ, ' શેક્સપીઅર ' કહે છે કે—

Sweet are the fruits of adversity.
*Shakespeare.*

વિપત્તિનાં ફલમધુર છે' તે કેવી રીતે ?"

"'વિપત્તિ' વિષેનું 'ગ્રે' નું કાવ્ય પૂર્ણ વાંચશો તો સમજાશે કે 'શેક્સપીઅર'નું કહેવું સત્ય છે. એ કાવ્યમા 'ગ્રે' કવિએ વિપત્તિથી ઉત્પન્ન થતાં સર્વ ફલોનું અવતરણ કરેલું છે. અલ્પમાં એટલું જ કે વિપત્તિ રૂપ અગ્નિમાં સુવર્ણ રૂપ સદ્‌ગુણને તપાવવાથી તે વધારે દેદીપ્યમાન થાય છે. સદ્‌ગુણરૂપ ગોધમને આપત્તિરૂપ કેળવણી મળવાથી તેમાંથી વિધવિધ જાતનાં સુખ પકવાન બનાવી શકાય છે. આપત્તિ સદ્‌ગુણને આશીર્વાદરૂપ છે. આપત્તિ ન હોય તો સદ્‌ગુણની કસોટી થાયજ નહિં; સદ્‌ગુણમાં અને દુર્ગણમાં કાંઇ પણ ભેદ જણાય નહિ. આંગ્લ લેખક 'બેકન' કહે છે કે—

' Prosperity doth best discover vice but adversity best discover virtuc '

*Bacon.*

' સંપત્તિ અનીતિની ઉત્પાદક છે જ્યારે આપત્તિ સદ્‌ગુણની જનેતા છે.' વળી ' દુઃખ પછી સુખ અને સુખ પછી દુઃખ ' એવો જગતનો નિયમ છે. પરંતુ દુઃખ વિના સુખ મળે તેના કરતાં દુઃખ

---

*Hymn to Adversity. T. Gray.

( ભાવાર્થઃ—હે વિપત્તિદેવી ! જ્યારે તારા પિતાએ ભૂલોક ઉપર પોતાની વ્હાલી તનયા સુગુણમંજરીને મોકલવા નિશ્ચય કર્યો ત્યારે તેણે તને સ્વર્ગીય જન્મ આપી, સુગુણમંજરીના બાલમનને કેળવવાની આજ્ઞા કરી. )

પછી સુખ મળે તેમાં વિશેષ રસ પ્રાપ્ત થાય. કહ્યું છે કે,

* 'यदेवोपनतं दुःखात्सुखं तद्रसवत्तरम् ।
निर्वाणाय तरुच्छाया तप्तस्य हि विशेषतः ॥'

કેમ હવે સમજી કે 'વિપત્તિનાં ફલ મધુર હોય છે.'"

"હા, હા, હવે તો સમજી, ગુરૂજી! પણ અરવિન્દભાઇ! હું આવા પ્રશ્નો પુછી તમને કંટાળો આપું છુ તે માટે ક્ષમા યાચું છું. શું કરૂં? મારાથી બન્યું કાંઇને કાંઇ પુછ્યા વિના રહેવાતુંજ નથી." ગુણવતી બોલી.

"ગુણવતી! તારી જીજ્ઞાસા વિચીક્ષણ છે તેને તૃપ્ત કરવી તે મારો ધર્મ છે; તો મને મારૂં 'કર્તવ્ય' બજાવતાં કંટાળો ક્યાંથી આવે?" અરવિન્દે જવાબ આપ્યો.

'હાં, હાં અરવિન્દભાઇ! તમે મને પેલું 'વર્ડઝ વર્થ'નું 'કર્તવ્ય' વિષેનું કાવ્ય સમજાવવાના હતા તે શું કર્યું?" ગુણવતી 'કર્તવ્ય' શબ્દોચ્ચાર શ્રવણ કરી બોલી.

"ચાલ સમજાવું, બેન!" અરવિન્દે ગુણવતીનો હસ્ત પકડી ઉભા થઇ કહ્યું.

ઉભય ઉદ્યાનમાંથી બંગલામાં ગયાં. ગુણવતી પોતાની રૂમમાંથી 'વર્ડઝ વર્થ'નાં કાવ્યો લઈ દિવાનખાનામાં આવી. અરવિન્દે તેને 'કર્તવ્ય'નું કાવ્ય સમજાવવા માંડયું.

× 'Flowers laugh before thee on their beds,
And fragrance in thy footing treads;
Thou dost preserve the Stars from wrong;
And the most ancient Heavens, through thee,
are fresh and strong'

ભાવાર્થ:—હે કર્તવ્યદેવી! તારી સમક્ષ કુસુમો પોતાના ક્યારામાં રહી હાસ્ય કરે છે. અને તારે પગલે પગલે સુગંધિ અનુસરે છે. તું તારકગણોને તેમની ગતિમાંથી સ્ખલિત થવા દેતી નથી; અને આ પુરાણું વિશ્વ તારા અસ્તિત્વથી નૂતન અને મજબૂત બને છે.

---

* विक्रमोर्वशीयम् ३. ભાવાર્થ:—દુઃખ પછી જે સુખ આવે છે તે વધારે મીષ્ટ હોય છે; તાપે તપેલાને તરૂછાયા વિશેષ શાન્તિદાયક હોય છે.

× 'Ode to Duty!' Wordsworth.

" જોઇ, ગુણવતી ! કવિની દૃષ્ટાંત આપવાની ખુબી ? " ઉપલી પદપંક્તિઓની પ્રશંસા કરતો અરવિન્દ બોલી ઉઠયો.

" શી ? " આશ્ચર્ય પૂર્ણ હૃદયે ગુણવતીએ સામો પ્રશ્ન કર્યો.

" જો, જો. જડ પદાર્થો પણ નિજ કર્તવ્યમાં કેટલા લીન રહે છે તેનું આ દૃષ્ટાંત છે. જ્યારે જડ પદાર્થો પોતાના કર્તવ્યમાં હમેશાં લીન રહે ત્યારે ચેતનમય પદાર્થોએ અવશ્ય પોતાના કર્તવ્યમાં વધારે લીન થવું જોઇએ એવો એનો ભાવાર્થ છે. કુસુમો પોતાનું કર્તવ્ય જાણે છે. સદા ખિલીને પ્રેક્ષકોનાં ચક્ષુ અને હૃદયને પોતાના સૌન્દર્યથી આનંદિત બનાવવાં તે પુષ્પસમાજનું કર્તવ્ય. હવે સુગંધિનું કર્તવ્ય શું ? ઘ્રાણેન્દ્રિય દ્વારા આપણા મગજમાં પ્રવેશ કરી મગજને શાન્તિ આપવી અને તેથી હૃદયને આહ્લાદિત બનાવવું, તે સુગંધિનું કર્તવ્ય. તેવીજ રીતે તારક ગણો પણ પોતાની ગતિથી સ્ખલિત ન થવું અને અમુક ગતિએ અમુક કેન્દ્રની આસપાસ ફરવું એ પોતાનું કર્તવ્ય એવું સમજે છે અને તેથી તેઓ કદી પણ કર્તવ્યના નિયમોનું ઉલ્લંઘન કરતા નથી. આવી કર્તવ્ય પરાયણતા ચેતનમય અને જડ ઉભયમાં હોવાથી આ અનાદિ જગત્ આપણને સદા નૂતનજ દેખાય છે. " અરવિન્દે કાવ્યના રહસ્યનો સ્ફોટ કર્યો.

" સમજી, સમજી. કવિ આપણને આવા જડ પદાર્થોનાં દૃષ્ટાંતો આપી આપણું પોતાનું કર્તવ્ય સમજાવે છે; કર્તવ્યમાં પ્રેરે છે અને અલ્પમાં કર્તવ્ય પરાયણ બનાવે છે. " ગુણવતી બોલી.

" હા, તેમજ ગુણસુંદરી ! તેમજ. બોલ ત્યારે સ્ત્રીનું કર્તવ્ય શું ? " અરવિન્દે સ્ત્રી કર્તવ્યનો પ્રશ્ન કર્યો.

" પતિને પ્રભુ ગણી તેમનું પૂજન કરવું, તેમની સેવા કરવી; શીલવ્રતની સાડી સજવી, અને પ્રેમમય જીવન ગાળવું તે સ્ત્રી ધર્મ. " ગુણવતી બોલી.

" કંઇક એમાં રહી ગયું, ગુણમન્દિર ગુણવતી ! "

" બાકી રહી ગયું હોય તે તમે બતાવો. " ગુણવતીએ કહ્યું

" માત્ર એટલાથીજ સ્ત્રી કર્તવ્ય પૂર્ણ થતું નથી. તેં જે કહ્યો તે તો પત્ની ધર્મ સમજી. જો સાંભળ આ સ્ત્રી કર્તવ્યનું એક લઘુ કાવ્ય. એ કાવ્ય શ્રવણ કરી તેનું સત્વ ગ્રહણ કરજે.

'પ્રેમનાં પુષ્પો ગ્રહી પૂજવા પતિ પ્રભુને સદા,
શીલવૃત્તની સાડી સજી રહેવી સદાએ આપદા;
સત્ય નિર્મલ વાણીએ મુખચંદ્ર લંછન ટાળવું;
દંઇ માન વર્ગ વડિલને શુભ પ્રેમ જીવન ગાળવું.
પ્રભુદત્ત સ્થિતિમાં સદા સંતોષ પ્રીતે ધારવો;
પર પુરૂષને નિજ ભ્રાત સમ હરદમ હ્રદયથી માનવો.
કરવાં સદાએ કાર્ય શુભ સૌ સ્નેહથી, સદ્‌ગુણથી;
એ ધર્મ જેવો ધર્મ બીજો નારીને એકે નથી."

અરવિન્દે ગુણવતીને સ્ત્રીધર્મનો ઉપદેશ કર્યો.

"ગુરૂજી! હું તો દિન પ્રતિદિન આપની વધુ ને વધુ ઉપકૃત બનતી જાઉં છું, હોં." શિષ્યાએ ગુરૂનો આભાર માન્યો.

"ભાઇનો ધર્મ શો? પોતાની ભગિનીને શુભ માર્ગ દર્શાવવો તે પણ મનુષ્યનો ધર્મ છે."

"પણ આવા અનુપમ ઉપકારનો બદલો તો હોય, હોં. બોલો, હું શું કરી આપના આભારમાંથી મુક્ત થાઉં?" ગુણવતીએ કૃતજ્ઞતા દર્શાવી.

"સત્યાવલંબી પુરૂષો કંઇ શુભ કર્મ કરતી વખતે તેના ફલની આશા રાખતા નથી."

"પણ હું તો તેનું ફલ આપવા ઉત્સુક બની છું. આપના ઋણમાંથી મુક્ત થવાનો પંથ બતાવો." ઉત્સુક થતી ગુણવતી બોલી.

"માત્ર એકજ પંથ છે." ધીમેથી અરવિન્દે ઉત્તર આપ્યો.

"શીઘ્ર બની તે પંથ જણાવો. ગુણવતી ગમે તેવો પંથ હશે તોય તેનો સ્વિકાર કરશે, સમજ્યા?"

"હું તારી પાસે શુદ્ધ ભગિની પ્રેમની યાચના કરૂં છું." અરવિન્દે ગુણવતીને ઋણમુક્ત થવાનો માર્ગ બતાવ્યો.

"એ તો હું તમને આપું છું અને આપીશ. બીજું કાંઇ?"

"અન્ય અધિક લોભ મારે કરવો નથી. એટલું જ બસ છે." અરવિન્દે જવાબ આપ્યો.

એટલામાં ઘડીઆળમાં નવ વાગ્યા. અરવિન્દ અને ગુણવતી વિધવિધ સંવાદમાં લીન થતાં હતાં એટલામાં રમણભાઇ, હસમુખરાય, અને નવનીતરાય આવી પહોંચ્યા. અરવિન્દે સર્વ સાથે હસ્ત મિલાવ્યો.

ગુણવતી પોતાની રૂમમાં જઈ શય્યાદેવીના અંકમાં પોઢી ગઈ. રમણુભાઈ, હસમુખરાય, અને નવનીતરાય વાતોએ ચઢયા.

" કેમ અરવિન્દપ્રસાદ ! કંઈ નવીન સમાચાર સાંભળ્યા છે ? " રમણુભાઈએ પ્રશ્ન કર્યો.

" હા ! કૃષ્ણુરાવનો ભાઈ અહીં આવ્યો છે તેજ ને. " અરવિન્દ બોલ્યો.

" ના, ના, એ નહીં. કંઈ બીજાજ. " રમણુભાઈએ કહ્યું.

" એમને કયારે રાત્રિ દિવસનું ભાન છે. આ ઓફીસમાં ગયા અને કામ કરી પાછા ફર્યા. પણુ દિવસમાં શા શા બનાવ બને છે તેની એ રાજા સરકાર પરવાજ કયારે કરે છે ? " હસતાં હસતાં હસમુખરાય બોલ્યા.

" પણુ કહો તો ખરા શા નવા સમાચાર છે. " ઉત્સુક બની અરવિન્દ બોલ્યો.

" મી. દુર્મદરાવ વકીલનું ખૂન થયું. " રમણુભાઈ શાન્ત હૃદયે બોલ્યા.

" હેં ? પેલા દુર્મદરાવનું ખૂન ? શુ કહો છો ? બનેજ નહિ. અશક્ય. " આશ્ચર્યવશ બની અરવિન્દે કહ્યું.

" જોયું ? રમણુભાઈ ! ભાઈને મન બધુંય અશકય છે. " હસમુખરાયે અરવિન્દના શબ્દોને હસી કાઢયા.

" કોઈએ તમને ગપ્પું માર્યું હશે; હું સાત વાગે એને મળ્યો હતો. " અરવિન્દ આશ્ચર્યમાં લીન થતો બોલી ઉઠયો.

" અને ખૂન સાડા સાતે થયું. " રમણુભાઈએ જણુાવ્યું.

" એમ ? ઘણીજ નવાઈની વાત. એનું ખૂન કોણે કર્યું હશે?" અરવિન્દે કુતુહલ પૂર્ણ હૃદયથી પ્રશ્ન કર્યો.

" કોણુ જાણે. પોલીસને ટેલીફોનથી ખબર મળી કે કાળુપુર દીક્ષીતજીની હવેલીમાં બીજે માળે દુર્મદરાવનું ખુન. પોલીસે તેની ઓફિસમાં તપાસ કરી. ત્યાંથી એનું શબ મળી આવ્યું. એને ગળે ફાંસો દઈ કોઈએ મારી નાખેલો હતો. ટેલીફોનથી ખબર આપનાર પણુ પકડાયો નથી. " રમણુભાઈએ સર્વ હકીકત જણુાવી.

" ઘણીજ આશ્ચર્યજનક વાત. ત્યારે એનું ખૂન કોણે કર્યું હશે?" નવનીતલાલ બોલી ઉઠયા.

" બેરીસ્ટર સાહેબ ! તમે જ કહો જોઇએ કે ખૂન કોણે કર્યું હશે ? " રમણભાઇએ નવનીતલાલને પુછ્યું.

" એની ઓફીસમાંથી ટેલીફોન થયો અને ટેલીફોન કરનાર પકડાયો નથી. હું તો ધારૂં છું કે દુર્મદરાવે પોતેજ ટેલીફોન કરી આપઘાત કર્યો હશે. " નવનીતલાલે પોતાનો અભિપ્રાય આપ્યો.

" હું તો ધારૂં છું કે તેનું ખૂન પેલા કાગળોને લીધે થયું હશે. " અરવિન્દે જણાવ્યું.

" હું તમારા અભિપ્રાયને સંમત થાઉં છું. મારૂં પણ એવુંજ ધારવું છે. " દિવાન સાહેબ બોલ્યા.

" જો તેમજ હોય તો તો કૃષ્ણરાવ અને દુર્મદરાવ ઉભયનાં ખૂન કરનાર એકજ હોવું જોઇએ. " બેરીસ્ટર બોલ્યા.

" અલબત્ત એમજ. " રમણભાઇએ કહ્યું.

" પોલીસ આ વિષયમાં શાં પગલાં લે છે ? " અરવિન્દે પ્રશ્ન કર્યો.

" પોલીસે તો કૃષ્ણરાવના કેસમાં જેવું ઉકાળ્યું તેવું ઉકાળશે, " રમણભાઇએ હાસ્ય કરી કહ્યું.

" ત્યારે કૃષ્ણરાવનું અને દુર્મદરાવનું ખૂન કોણે કર્યું હશે ? " હસમુખરાયે પુછ્યું.

" તમે શું ધારો છો ? " નવનીતલાલે સામો પ્રશ્ન કર્યો.

" સ્ત્રીએ. " હસમુખરાયે જવાબ આપ્યો.

" ત્યારે અમારૂં ધારવું પણ એવું જ છે. " નવનીતે જણાવ્યું.

" શું ત્યારે સ્નેહલતાજ ખૂની હશે ? દુર્મદરાવનું ખૂન કરીને તે અહીંથી નાશી જતી હશે ? ના, ના, તેમ હોય જ નહી, એ તો નિર્દોષ છે. " છેવટનાં નવનીતનાં વચનો સાંભળી અરવિન્દ મનમાં ભભડયો. પુનઃ તે સ્વસ્થ બન્યો.

"ત્યારે આ દુર્મદરાવના ખુનની કર્તા પણ સ્ત્રી ?" અરવિન્દ બોલ્યો.

" અલબત્ત. " હસમુખરાયે કહ્યું.

" શી રીતે આપણે કહી શકીએ કે તે સ્ત્રી એજ દુર્મદરાવનું ખૂન કર્યું. કૃષ્ણરાવનું અને દુર્મશરાવનું ઉભયનું ખૂન કરનાર એકજ હોવો જોઇએ એ ધારણા સત્ય છે. પરંતુ કૃષ્ણરાવનું ખૂન કરનાર સ્ત્રી હતી એવું ખાત્રીદાયક સાધન આપણી પાસે એકપ નથી. માટે

સ્ત્રીએજ દુર્મદરાવનું ખૂન કર્યું એમ ખાત્રીથી કહી ન શકાય." રમણભાઇ બોલ્યા.

રમણભાઇનાં આ વચનોથી અરવિન્દને કાંઇક શાન્તિ મળી. તેણે પોતાની ડાયરી કાઢી ડાયરીનાં પૃષ્ટ ફેરવ્યાં. સવિતાગૌરીનું નામ તેમાંથી શોધી કાઢયું. ડાયરી મિત્રો સમક્ષ ધરી સર્વે જણે એક સાથે 'સવિતાગૌરી' નામનો ઉચ્ચાર કર્યો.

"આ સવિતાગૌરી કોણ?" રમણભાઇએ પ્રશ્ન કર્યો. હસમુખરાય અને નવનીતલાલ પણ એ પ્રશ્નનો પ્રત્યુત્તર સાંભળવા ઉત્સુક બન્યા.

અરવિન્દે કૃષ્ણરાવની ઓરડીમાંથી મળી આવેલા સવિતાગૌરીના પત્રથી સર્વને વાકેફ કર્યા. એ બીના જાણી સર્વ જણ વિચારમાં પડી ગયા. જો સ્ત્રીએ ખૂન કર્યું હોય તો તે સવિતાગૌરી હોવીજ જોઇએ. સવિતાગૌરીના પત્રના ભાવાર્થ ઉપરથી તેમ બનવું અસંભવિત હતું. કદાચિત્ તેમ થવું શક્ય હોય તો તે સવિતાગૌરી કોણ? આ પ્રશ્ન સર્વની દૃષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યો.

"હું કૃષ્ણરાવ અને દુર્મદરાવ ઉભયનાં ખૂન કરનારને શોધી કાઢીશ." જુસ્સાથી ઉભય હસ્તે તાળી પાડી નવનીતલાલ બોલ્યા.

"એમ તમે શોધી કાઢશો? ત્યારે તો અમે તમારો આ કાર્યમાં ઉત્સાહ જોઇ તમને ધન્યવાદ આપીએ છીએ." રમણભાઇએ કહ્યું

"પણ એમાં ફતેહ મેળવીને કરવી છે શું? અમસ્થી માથાકુટ. નવનીતલાલ, સમજીને રહેવાજ દોને." હસમુખરાયે નવનીતલાલને શિખામણ આપી.

"ના, ના. હું હસ્તમાં લીધેલું કાર્ય કદી મુકી દેતોજ નથી. જાણો છો ને માસ્તર સાહેબ મહાત્મા ભર્તૃહરીનો ઉપદેશ?.

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारभ्य तूत्तमजना न परित्यजन्ति ॥*

આટલા દિવસથી નિશાળમાં વિદ્યાર્થીઓને એ શ્લોક ભણાવ્યા

કરો છે। છતાં પણુ તમને એ અમલમાં મુકી ઉપયોગ કરતાં આવડતું નથી કેમ ?" હસમુખરાયને સામો જવાબ આપી નવનીતે તેમની મશ્કરી કરી.

અલ્પ સમય અન્ય વાતો કરી 'હસમુખરાય, નવનીતલાલ અને અરવિન્દપ્રસાદ જવા તૈયાર થયા. રમણુભાઇ તેમને ઝાંપા સુધી વળાવી આવ્યા. રસ્તામાં હસમુખરાય છુટા પડી પોતાને ગૃહે પધાર્યા. નવનીત અને અરવિન્દ ઉભય વાતો કરતા જતા હતા.

"અરવિન્દપ્રસાદ ! હુ તમને કંઇક કહેવા માગું છું." નવનીતે ઓચિંતાનો અરવિન્દનો ખભો પકડી તેનું મુખ પોતાની પ્રત્યક્ષ લાવી કહ્યું.

"કેમ શું કહેવું છે ? નવનીત!" અરવિન્દે પુછ્યું.

"મારે આ ખુનના કર્તાને શોધી કાઢવો છે તે તો તું જાણે છે."

"હા, જાણું છું."

"મેં તને તે દીવસે થીએટરમાં શું કહ્યું હતુ તે ખબર છે ?"

"હા ખબર છે."

"તો અરવિન્દ ! હું મારી શોધ ચલાવું તે દરમ્યાન તું અહીંથી ચાલ્યો જા."

"કેમ ?" આશ્ચર્ય પામી અરવિન્દ બોલ્યો.

"તું અહીં રહીશ તો તું મારી શોધમાં વિઘ્નરૂપ થઇ પડીશ."

"ના તેમ નહીં બને. હું તારી શોધમાં વિઘ્નરૂપ નહીં થાઉં." અરવિન્દે જવાબ આપ્યો.

"તેમ થવું અસંભવિત છે. અરવિન્દ ! મારૂં કહ્યું માનીને અ-હીંથી બે માસની રજા લઈ પરગામ જા. હું તે દરમ્યાન મારી શોધ ચલાવી ખુની શોધી કાઢીશ."

---

*राजर्षि श्रीमद्भर्तृहरिविरचित–नीतिशतक. २७

ભાવાર્થ:—ખરેખર અધમજનો વિઘ્નના ભયથી કાર્યનો પ્રારંભ કરતા નથી; મધ્યમજનો કાર્યનો આરંભ કરે છે પરંતુ વિઘ્ન આવતાં તેઓ વિરમી જાય છે; પરંતુ ઉત્તમ જનો વિઘ્નથી વારંવાર ત્રાસ પામવા છતાં આરંભેલું કાર્ય કદી પણ ત્યજી દેતા નથી.

"પણ હું તારી શોધમાં વચ્ચે આવુ એવું છે શું ?" અરવિન્દે ચિડાઇને પુછ્યું.

"અરવિન્દ! હવે મારે જણાવવું પડે છે. તું હજી એમ ધારે છે કે કૃષ્ણુરાવને મળવા આવનાર સ્રાને વિષે કોઇ જાણુતુ નથી ?" નવનીત ઠંડે પેટે બોલ્યો.

"હેં, ત્યારે તુ તે જાણે છે ?" કચવાતે હ્રદયે અરવિન્દ બોલ્યો.

"હા, મેં એને નજરો નજર જોઇ છે."

" શું કહે છે ? તેં એને જોઇ છે ? " અરવિન્દે ચકિત બની પુછ્યું.

"હા; કૃષ્ણુરાવના ખુનની રાત્રિએ જે સ્રી ત્યાં તમારે બંગલે આવી હતી તેને મેં જોઇ છે." શાન્તિથી નવનીને જવાબ આપ્યો.

"નવનીત ! તુ ત્યાં કયાંથી ?" આશ્ચર્યમાં અધિક ગરકાવ થતાં અરવિન્દ બોલ્યો.

"હું તને તે રાત્રે મળવા આવતો હતો. તારી રૂમમાં મેં પેલી સ્રીને જોઇ તેથી હું ઉપર આવ્યો નહિ. અને બાગમાં બેસી રહ્યો. ત્યાં ને ત્યાં હું નિદ્રાવશ થઇ ગયો. પરંતુ હું ગાડીના ઘંટના અવાજથી જાગી ઉઠયો. તે સમયે પેલી સ્રી તારી સાથે નીચે બાગમાં આવી હતી. તે ત્યાંથી તને જડવત્ બનાવી ચાલી ગઇ. હું પણ ત્યાંથી તને મળ્યા સિવાય ચાલ્યો ગયો હતો. હું સાઇકલ ઉપર જતો હતો તેથી પોલીસે કાંઇપણ પુછપરછ કરી ન હતી. આથી હું ત્યાં આવ્યો હતો તેની કોઇને ખબર નથી."

"નવનીન ! નવનીત ! આ તુ શું બોલે છે ?" આશ્ચર્યમાં વધારેને વધારે લુબ્ધ થતાં અરવિન્દે કહ્યું.

"હા, હું સત્યજ કહું છું; માટેજ તને ચેતાવું છું કે અલ્પ સમય બીજે સ્થાને ચાલ્યો જા."

"બહુ સારૂં. પણ તુ એ સ્રીને ઓળખે છે ?" ચિંતાતુર હ્રદયે અરવિન્દે પુછ્યું.

"ના. તુ ઓળખે છે ?" અરવિન્દને સામો નવનીતે પ્રશ્ન કર્યો.

"ના." અરવિન્દે શાય કારણુને લીધે ચોકખી ના પાડી. પ્રેમના પ્રચંડ બંધને લીધે સ્નેહલતા તેને નિર્દોષ ભાસતી હતી; તો તે તે નિર્દોષ મૂર્તિને ખૂની બનાવી અન્યના હસ્તમાં સોંપે ખરો ? કદી નહિ.

"અરવિન્દ! પેલી રંગભૂમિમાં તારી સાથે જે સ્ત્રીઓ બેઠી હતી તે કોણ?" નવનીતે પ્રશ્ન કર્યો.

અરવિન્દ ચોંક્યો. પરંતુ બિજીજ પળે સ્વસ્થ બની તેણે ઉત્તર આપ્યોઃ—"તેઓ મારા એક મિત્રનાં સંબંધી હતાં. હું તેમને ઓળખતો નથી."

નવનીત અલ્પ સમય વિચારગ્રસ્ત બની કાંઇપણ બોલ્યો નહીં.

"અરવિન્દ! ત્યારે તું મારા કહેવા પ્રમાણે ચાલ. પરમ દિવસે અહિંથી કંઇપણ બ્હાનું કાઢી કોઇપણ અન્ય સ્થાને ચાલ્યો જા." નવનીતે કહ્યું.

"સારૂં" ટુંકામાં અરવિન્દે જણાવ્યું.

અરવિન્દ અને નવનીત પાનકોરના નાકે આવી પ્હોંચ્યા. બન્ને ત્યાંથી છુટા પડયા. અરવિન્દ પોતાના મગજમાં વિચાર સાગરનું મંથન કરતો કરતો ચાલતો હતો. "સ્નેહલતાને આ વાત જણાવવી જોઇએ; મારા સિવાય એક અન્ય પુરૂષ તેના રહસ્યથી પરિચિત છે તે સ્નેહલતાને જણાવી તેને ચેતાવવી જોઇએ. પણ અત્યારે ક્યાં જાઉં? કાલે બપોરે તે જવાની છે એટલે કાલે સવારેજ એને આ જણાવી દઇશ. પણ સ્નેહલતા તું જવાની? ના, ના. તું પોતે જશે પરંતુ તારી મારા અંતરમાં કોતરાયેલી મૂર્તિ ક્યાં ખસે એમ છે? અન્ય સર્વ વિસ્મૃત થશે પણ તું નહી ભુલાય. સ્નેહલતા! તારી કોમલ સ્નેહભરી મૂર્તિ વિસ્મૃત નહીં થાય.

सर्वेऽपि विस्मृतिपथं विषयाः प्रयाता
विद्यापि खेदकलिता विमुखी बभूव ।
सा केवलं हरिणशावकलोचना मे
नैवापयाति हृदयादधिदेवतेव ॥*

---

*श्रीमत्पंडितराज जगन्नाथविरचितः भामिनीविलासः॥

ભાવાર્થઃ—સર્વ વૈભવના વિષયો વિસ્મૃતિ પંથે સિધાવ્યા, વિદ્યા પણ ખેદ પામી વિમુખ થઇ, પરંતુ માત્ર મારી અધિદેવતા રૂપ તે બાલહરિણાક્ષી હૃદયમાંથી કદી પણ ચલાયમાન થતી નથી. (જગન્નાથ પંડતિ વિરચિત ભામિની વિલાસમાંથી.

લતા! હું પણ તારી પાછળજ આવું છું; હું પણ રાજનગર ત્યજી તારી શોધમાં ફરીશ. મારી સ્નેહમણી! તું ક્યાં છુપાશે? તું જ્યાં છુપાશે ત્યાંથી પણ તારાં સ્નેહકિરણો પ્રસરશે અને તેના ઓજસથી હું તને શોધી કાઢીશ. લતા! હું પરણીશ તો તનેજ પરણીશ; તને પરણી મારા જીવનને ઉન્નત બનાવીશ."

આવા આવા વિધવિધ કિલ્લાઓ રચતો અરવિન્દ પોતાને બંગલે આવ્યો. કપડાં બદલી શય્યા દેવીને ભેટવા લાગ્યો. પ્રાતઃકાલનાં સ્વપ્ન તેની નિંદ્રામાં મુખ્ય ભાગ ભજવતાં હતાં. "સ્નેહલતા, તું ક્યાં જાય છે? લતા, તું મને નાહ સ્વીકારે? એમ, તું મને સ્વીકારશે? ત્યારે તો મારૂં ભાગ્ય ફર્યું" એમ સ્વપ્નામાં પણ તે લવતો હતો. પ્રાતઃકાલે થતાં તે પોતાની શય્યા ત્યજી, નિત્ય નિયમથી પરવારી, ખાડીયા તરફ જવા નિકળ્યો.

દેસાઇ પોળ આગળ લગભગ આઠ વાગે તે આવી પ્હોંચ્યો. 'ગુણ મન્દિર' માં તેણે પ્રવેશ કર્યો. પ્રમાદસુંદરી જોડા ઉપરની બારી-એથી નીચે ચોકમાં જોતી હતી. અરવિન્દને જોઇ તે નીચે આવી. અરવિન્દનો અતિ માનથી સત્કાર કરી તેને તે ઉપર લઇ ગઇ.

"પ્રમાદસુંદરી! લતા ક્યાં?" સ્નેહલતાને નહી જોવાથી અરવિન્દે પ્રશ્ન કર્યો.

"લતા તો ગઇ." પ્રમાદે જવાબ આપ્યો.

"હેં ગઇ? ક્યારે?" નિરાશ બની અરવિન્દે પુછ્યું.

"આજે સવારની ફાસ્ટમાં."

"એ તો બપોરે જવાની હતી."

"પણ કોણ જાણે શાથી તેણે સવારમાં જવાનું પસંદ કર્યું."

"એ ક્યાં ગઇ?" અરવિન્દે ઠેકાણું પુછ્યું."

"મને તેણે તે બિના કોઇને જણાવવાની મના કરી છે."

"પણ મને જણાવો, પ્રમાદસુંદરી!"

"ના, તેમ નહી બને." પ્રમાદસુંદરીએ નિશ્ચિત પ્રત્યુત્તર આપ્યો.

"પ્રમાદસુંદરી! સ્નેહલતાના શિર ઉપર ભયનું આક્રમણ થાય એમ છે. હું તેને બચાવવા સારૂંજ તેનું ઠેકાણું પુછું છું." અરવિન્દે પોતાના આગમનનું પ્રયોજન કંઇક અંશે પ્રદર્શિત કર્યું.

"એમ કેમ? અરવિન્દ પ્રસાદ!"

" કૃષ્ણરાવનું ખૂન થયું તે રાત્રિએ લતા અમારે બંગલે આવી હતી તે વાત મારા સિવાય અન્ય કોઇ જાણે છે. આ વાતથી લતાને ચેતાવવા સારૂંજ હું અહીં આવ્યો હતો. પરંતુ તે તો અહીંથી ચાલી ગઇ. " લતાના શિર ઉપર આવનાર ભયનું અરવિન્દે સૂચન કર્યું.

" હેં, તમારા સિવાય એ રહસ્ય અન્યના જાણવામાં છે ? એ માણસ કોણ છે ? " પ્રમાદ સુંદરી અરવિંન્દનું કથન સાંભળી ચમકી ને બોલી.

" નવનીતલાલ બેરીસ્ટર. એ આ રહસ્યથી વાકેફ છે તે. લતાને દીઠે ઓળખે છે. નામ સ્થાન તેનાથી અપરિચિત છે. તે દિવસે રંગભૂમિમાં તે આપણી બોક્સમાં આવ્યો હતો તે સમયે તે લતાને જોઇ ચમક્યો હતો. તે ખૂનીને પકડવાની શોધ કરે છે. અને તેથીજ લતાને ચેતાવવી જોઇએ. " અરવિન્દે પૂર્ણ ખુલાસો કર્યો.

" અરવિન્દપ્રસાદ ! તમારી આ મિત્રાચારીથી અમને અતિશય લાભ થયો છે. મિત્ર હોય તો તમારા જેવાજ હોજો. "

" પ્રમાદસુંદરી ! વાતો કરવાનો સમય નથી, મને લતાનું સરનામું કહો. "

" સુંદરપુર, પ્રમાદભુવન. પેટલાદ તાલુકો. " પ્રમાદે લતાનું સરનામું આપ્યું.

" ઠીક, હું આવતી કાલે ત્યાં જઇશ. " અરવિન્દે પોતાનો નિશ્ચય જણાવ્યો.

અલ્પ સમય પછી અરવિન્દ જવા તૈયાર થયો. પ્રમાદે ' પ્રમાદ ભુવન 'માં દાખલ થવા પત્ર લખી આપવા જણાવ્યું. અરવિન્દે પત્ર લેવાની ના પાડી. પ્રમાદસુંદરી તેની સાથે ગૃહદ્વાર સુધી ગઈ. અરવિન્દ મગ્ન હૃદયે ચાલતો થયો.



# પ્રકરણ ૮ મું.

## પ્રવાસ.

### શાર્દૂલવિક્રીડિત.

સંતાએ નભ અભ્રમાં મદભરી માનિની જો તું કદા,
પેશી ભૂમિ વિષે છુપાય યદિ તું પાતાલમાં પ્રેમદા;
કે વારિ નગ ખીણુ ગવ્હર વને છુપાય તું જો કદા,
તોયે હું તુજને લઈ શ્રમ અતિ શોધીશ હા હા સદા.

× × × ×

I can not change, as others do,
Though you unjustly scorn.
Since that poor swain that sighs for you,
For you alone was born;
No, Phyllis, no, your heart to move
A surer way I'll try,—
And to revenge my slighted love,
Will still love on, and die.

*J. Wilmot, Earl of Rochester.*

"પ્રણામ ગુરૂજી ! પત્ર લખતા રહેજો."

ગુણવતીના મુખમાંથી ઉપરના શબ્દો સરતા હતા. અરવિન્દપ્રસાદે મીલમાંથી ત્રણ માસની રજા લીધી હતી. આજ તે સુંદરપુર જતા હતા. ગુણવતી, રમણભાઇ, નવનીતલાલ અને હસમુખરાય તેમને સ્ટેશન ઉપર વળાવવા આવ્યાં હતાં. અરવિન્દપ્રસાદ જતા હોવાથી ગુણવતીનું હૃદય અતિશય દાઝતું હતું. તેનાં ચક્ષુમાં અશ્રુબિંદુડાં જણાતાં હતાં. ગદ્‌ગદ્‌કંઠે તેણે ઉપરના શબ્દો ઉચ્ચાર્યા હતાં.

સ્ટેશન જનસમાજથી ભરાઇ ગયું હતું. કેટલાક ગાડીમાં બેસતા હતા; કેટલાક જગ્યા સારૂ તકરાર કરતા હતા; કેટલાક ગાડીમાં બેસવા

સારૂ દોડતા હતા; કેટલાક ડબાના દ્વાર પાસે ઉઘાડે માથે સિસોટી વગાડતા ઉભા હતા; કેટલાક પોતાને વળાવવા આવેલા સ્નેહીઓ સાથે વાતચીત કરતા હતા; અને કેટલાક છાતી કાઢી પ્લેટફોર્મ ઉપર આમતેમ ફરતા હતા.

"પ્રણામ, અરવિન્દભાઇ! પત્ર લખતા રહેજો." પુનઃ ગદ્દગદિત કંઠે ગુણવતી બોલી.

"ગુણવતી! રડ ના. તું પત્ર લખતી રહેજે હો." ગુણવતીને સાન્ત્વન દેતાં અરવિન્દ બોલ્યો.

"અરવિન્દભાઇ! તમારી ખોટ સર્વના કરતાં મને વધારે લાગશે. તમે જાવ છો; હવે જ્ઞાનની વાતો કોણ કહેશે?" રૂમાલવતી અશ્રુ લુછતાં ગુણવતી કહેવા લાગી.

"બ્હેન! અલ્પ સમય સર્વે ખોટ સહન કરજે. પત્રદ્વારા હું તને વિધવિધ વિષયોનું જ્ઞાન આપતો રહીશ." અરવિન્દે વેચન આપ્યું.

"તો તો તમારો ઉપકાર." ગુણવતીએ આભાર માન્યો.

એટલામાં ગાડી ઉપડવાની સીટી થઇ. ગાર્ડે ધ્વજા નિશાન બતાવ્યું. બે ઘંટના રણકાર પણ કર્ણગોચર થયા. તુરતજ 'આવજો, પત્ર લખતા રહેજો, સંભાળજો, સર્વેને ખબર પુછજો, સાહેબજી.' વિગેરે વિવિધ ધ્વનિ ઉપજવા માંડયા. ગુણવતી અને અરવિન્દ છેવટના અન્યોન્ય પ્રણામ કરી છુટાં પડયાં રમણભાઇ, નવનીતલાલ અને હસમુખરાય સાથે હસ્ત મિલાવી અરવિન્દ પોતાને સ્થાને બેસી ગયો. બીજી જ પળે ગાડી ધમકારાબંધ ચાલવા લાગી.

ગાડીની બારીમાંથી અરવિન્દ બહાર દૃષ્ટિ લંબાવતો હતો. જગતપરના જુદા જુદા રંગો તે નિરખતો હતો. વૃક્ષરાજી જાણે તીવ્ર ગતિથી દોડી જતી ના હોય તેમ જણાતી હતી. દૂર દૃષ્ટિ કરતાં જગત્ વર્તુલાકારે ભ્રમણ કરતું લાગતું હતું. વનસ્પતિઓની ચડતા ઉતરતી સ્થિતિનું કુદરતી મનોહર દૃશ્ય હૃદયને આહ્‌લાદિત બનાવતું હતું. આવા સૃષ્ટિ સૌન્દર્યો તે નિહાળતો હતો; એ સૌન્દર્યોમાં તે લીન થતો હતો, પરંતુ એ સૃષ્ટિ સૌન્દર્યમાંથી તેના દીલની વ્યથા નિવારી શકે એવી એક પણ શક્તિ ઉત્પન્ન થતી ન હતી. વૃક્ષરાજી અને સૃષ્ટિની ગતિની પેઠે તેની તરંગમાળાના મણકા ફરતા હતા. એક પછી એક મણકો તે ગ્રહણ કરતો હતો. કોઇ મણકા

સુખદાયક તો કાંઇ અધિક વ્યથાકારક થતા હતા. ગાડીની ગતિ સાથે અરવિન્દની મનોગતિ પણ વૃદ્ધિ પામવા લાગી.

" ગુણવતી! ગુણવતી! તારી મીઠી મધુરી વાણી હવે તો ત્રણમાસ સુધી નહીંજ સંભળાય. પ્રિય ભગિની! તુ ખરેખર મારી સહોદરાજ બની છે. પ્રિય બ્હેન ગુણવતી! તારા ગુણોની અવધિજ. પણ બ્હેન! પત્રદ્વારે આપણો મેલાપ થશે. પત્રમાંથી તારાંસુમનસમાન વાક્યોની સુગંધ સ્ફુરશે અને મારા અંતરમાં ઉતરી મારા અંતરને પ્રફુલ્લિત બનાવશે. પ્રિય ગુણવતી! તારાં વાક્યો મારા હ્રદયને શાન્તિદા થયાં છે અને થશે. વારંવાર તેં મારા દગ્ધ હૃદયને શાન્ત પાડવા યત્ન કર્યા છે. બ્હેન! એ તારા ઉપકાર વિસ્મૃત નહીંજ થાય. ભગિની દેવી! તારાં અમૂલ્ય વચનો હ્રદયપટપરથી નહીંજ ભુંસાય. હા! પ્રભુ! જગતમાં પ્રેમ કેટલું બધું સામર્થ્ય ધરાવે છે. ભગિનીસમાન મારી શિષ્યાગુણવતી તરફથી એવો અનન્ય પ્રેમ મને તો પ્રાપ્ત થયો છે. ગુણવતી! ગુણવતી! ખરૂંજ કહ્યું છે કે,

( ભુજંગી. ) ' ભગિની સમુ કોણ પ્રીતિ બતાવે ?
સદા પ્રેમથી શુભ નીતિ શિખાવે ?
વધાવે મુદે ભ્રાતને શુદ્ધ ભાવે ?
મધુરી ભણી વાણી દુઃખો સમાવે ?
પડે જો કદા અંતરે વ્હેમ દૃષ્ટિ
નિવારે સદા રેલવી રે'મ વૃષ્ટિ ?
વિદારી મહા મોહ કેરા વિચારો,
બતાવે અતિ સુખથી પૂર્ણ આરો ?
ન જાણું, ન જોયું કદા એવું કોઇ
રૂડી શિખથી પાપ નાખેજ ધોઇ;
અને સ્નેહનાં મીષ્ટ વાક્યે સદાયે,
અતિ ઉચ્ચ સત્રો ભરે ઉર માંહે.
ભગિની અને ભ્રાતના પ્રેમ બંધ,
પ્રભુએ જડયા શા! અહો શા અનંત;
સદા પ્રેમથી હું પ્રભુ પાસ યાચું
"ભગિની તણા સ્નેહ માંહી હું રાચુ." '

* *

અહા ભગિની દેવી ! તું તોઃ—

'અતિ સ્નેહઅમૃત સીંચતી ઉર વાડીને વિકસાવતી,
લક્ષ્મી અહો મુજ, બેનડી મંગલ બધે વરસાવતી.'

માળાનો એક મણકો ફર્યો. આમને આમ વિચારમાળા ફરવા લાગી. નવનીત, રમણભાઇ અને હસમુખરાય યાદ આવ્યા. નવનીતની ધમકી અને રમણભાઇની આશ્ચર્યજનક વાત તેના હૃદયનું મંથન કરવા લાગી. 'નવનીતની યુક્તિઓ કેવી હશે? રમણભાઇ આ મારા અચાનક ગમનથી શું ધારશે? હસમુખરાય હવે તેમની હાસ્યપ્રદ ટીકાઓ કોની ઉપર કરશે?' વિગેરે વિચારો ઉભરવા લાગ્યા. પુનઃ પાછા વિચારમાળાના મણકા સરવા માંડયા. સ્નેહલતાની મૂર્તિ તેની સમક્ષ હવામાં તરવા લાગી સ્નેહલતાની સુરત તેનાં ચક્ષુને આનંદ આપવા લાગી, તેના હૃદયમા હર્ષનો સંચાર કરવા લાગી. પુનઃ સ્નેહલતાની મૂર્તિ કઠોર બની તેના હૃદયને હતાશ કરી વ્યથામાં ડુબાવવા લાગી. કઠોર હૃદયની સ્નેહલતાને જોઇ તે મનમાં ગાવા લાગ્યો.

"લતા ! તુજ સ્નેહવૃક્ષથી સ્નેહ કુસુમ કાં ન વરસે ?
લતા ! તુજ મીષ્ટ રસથી ઉર આ કાં ન ભરતી હર્ષે ?
લતા ! તુજ પ્રેમસુધા વિણ ચાતક મરશે તરસે;
લતા ! તુજ સાથ વિના સારસ આ રવડી મરશે."

હજી પણ સ્નેહલતા તેની આ યાચના સ્વિકારતી ન હતી. અરવિન્દના મુખ ઉપર આથી હતાશા દર્શક રેખાઓ જણાતી હતી. તેની સાથે બેઠેલા અન્ય જનો સાથે તે કંઇ પણ વાત કરતો ન હતો. તેણે તો મુખે મૌન ધર્યું હતું પરંતુ તેનું મન હવામાં તરવરતી સ્નેહલતાની મૂર્તિ સાથે વાતો કરતું હતું. લતાને જાણે તે કહેતો હોય કે "તું ગમે ત્યાં જશે ત્યાંથી હું તને શોધી કાઢીશ.' એવો તેનો આવિર્ભાવ હતો. અલ્પ સમયમાં ગાડી આણંદ સ્ટેશને આવી ઉભી રહી. 'મજુર, મજુર,' અને 'આણંદ પંદર મિનીટ'ના શોર બકારવા તે પોતાની સમાધિમાંથી જાગૃત થયો. એક મજુર પાસે પેટલાદ જતી ગાડીમાં પોતાનો સામાન મુકાવ્યો. જતા આવતા જન સમાજને તે નિહાળવા લાગ્યો. ગાડીઓની અદલા બદલીમા ભુલા પડતા મુસાફરોની દોડ ધામ તેના મુખ ઉપર કમંક હાસ્ય લાવવા પ્રયત્ન કરતી હતી. સમય થતાં તેણે ગાડીમાં પોતાનું સ્થાન લીધું. પાંચેક મિનીટ પસાર થઇ એટલે ગાડી ઉપડવાનો ઘંટ થયો. ગાર્ડે નિશાન હલાવ્યું. સીટી

સાથે ગાડી ચાલવા લાગી. જોડે જોડે અરવિન્દનું મન પણ પુનઃ તીવ્ર ગતિએ દોડવા લાગ્યું. કરમસદ અને અગાસ સ્ટેશન પસાર કરી ગાડી પેટલાદ સ્ટેશને આવી પ્હોંચી. અરવિન્દ ગાડીમાંથી ઉતર્યો અને મજુર પાસે પોતાનો સામાન પ્લેટફોર્મ બહાર કઢાવ્યો.

સુંદરપુર જતું એક ગાડું ભાડે કર્યું. ગાડામાં બીજા બે ત્રણ પુરૂષ અને એક ડોશી બેસનાર હતાં. ગાડામાં સામાન ગોઠવાયો એટલે સર્વ જણાં ગાડામાં બેસી ગયાં. ગાડુ ધીમે ધીમે ચાલવા લાગ્યું. ગાડીવાન ગ્રામ્યગીત લલકારતો હતો; વળી બળદો થાબડતો હતો અને 'ચાલ મારો બાપુ !' કહી બળદોને ઉત્તેજીત કરી હાંકતો હતો. મધ્યાહ્ન થવા આવ્યો હતો. સર્વે જણાંએ ભાથુ છોડી ખાઇ લીધું. અરવિન્દ કોઇની સાથે બોલતો ન હતો. એ તો આસપાસનાં ક્ષેત્રોનું દર્શન કરતો હતો અને કૃષિવલોના પ્રયત્નોનું પ્રદર્શન નિહાળી તેઓને ધન્યવાદ આપતો હતો.

"કેમ ભાઇ! ક્યાંથી આવો છો ?" અરવિન્દને ત્રણ પુરૂષમાંના એકે પ્રશ્ન કર્યો.

"અમદાવાદથી." અરવિન્દે જણાવ્યુ.

"એમ ? ક્યાં જશો ?" ઉત્સુકતા અને કુતુહલતાથી બીજો પુરૂષ પુછવા લાગ્યો.

"સુંદરપુર." અરવિન્દે ટુંકામાં પતાવ્યું.

"તમે અમદાવાદથી આવો છો ત્યારે તો તમને પેલા ખૂન વિષે કંઇક માહિતી હશે ?" ત્રણ વ્યક્તિ બોલી ઉઠી.

"કંઇક જુજ." અરવિન્દે વાત ઉડાવી.

"તે ખુન કરનાર પકડાયું ?" પ્રથમ પ્રશ્ન કરનારે પુનઃ પ્રશ્ન કર્યો.

"ના."

અલ્પ સમય પાછું મૌન શરૂ થયું.

"તમે સર્વ ક્યાં જાઓ છો?" અરવિન્દે પેલા ત્રણ જણને પૂછ્યું.

"સુંદરપુર જઇએ છીએ." સામો જવાબ મળ્યો.

"તમારૂં નિવાસ સ્થાન ક્યાં છે ?" અરવિન્દે દ્વિતીય પ્રશ્ન કર્યો.

"ત્યાંજ." ત્રણ પુરૂષોમાંના એકે જણાવ્યું.

"ત્યાં કંઇ વિશી બિશી છે ?" અરવિન્દે પુછ્યું.

"તમે ત્યાં નવા આવતા જણાઓ છો. ગામડા ગામમાં

વિશા તો ક્યાંથી હોય ? પણ હું બ્રાહ્મણ છું. મારે ત્યાં ઉતરજો. પરગામથી જે કોઇ મુસાફરીએ ત્યાં આવે છે તે મારે ત્યાંજ ઉતરે છે. હાલ મારે ત્યાં એક ગૃહસ્થ ઉતર્યા છે. તમે ત્યાં આવશો તો તમને સોબતીએ મળશે. અમે તમને સર્વ પ્રકારની ગોઠવણ કરી આપીશું. તમને કંઇ પણ અડચણ આવવા દઇશ નહી. કેમ ફાવશે કે નહી ? " પેલા ત્રણ પુરૂષમાંના પ્રથમ પ્રશ્ન કરનાર જેનું નામ આત્મારામ પંડયા હતું તેણે કહ્યું.

"ત્યારે તો હું તમારે ત્યાંજ ઉતરીશ." અરવિન્દે જવાબ આપ્યો.

આમ વાતો ચિતો કરતા હતા તેટલામાં સુંદરપુરની ભાગોળ આવી પ્હોંચી. ગાડામાંથી બધા ઉતરી ગયા. અરવિન્દનો સામાન આત્મારામે ખભે લઇ લીધો. અરવિન્દ આત્મારામની પાછળ પાછળ ચાલવા લાગ્યો. દશેક મિનીટમાં તેઓ આત્મારામના ગૃહ સમીપ આવી પ્હોંચ્યા.

આત્મારામનું ગૃહ સુંદરપુરની પૂર્વ દિશામાં આવ્યું હતું. ગામની સર્વ સુંદરતા ત્યાંથી દૃષ્ટિગોચર થાય એવું તે સ્થાન હતું. ગૃહને ફરતી ચોગરદમ થોરની વાડ હતી. એક ઝાંપામાં થઈ અંદર જવાતું હતું. ગૃહની સામે છુટી જગ્યા હતી. તેમાં ડમરો અને હઝારીના છોડ રોપેલા હતા. એક લીંબડાનું ઝાડ ગૃહ આગળ શીતળતાના સ્થાન રૂપ છાયા ફેલાવતું હતું. ગૃહની બે બાજુએ બે માંડવા બાંધેલા હતા અને તેમની ઉપર દુધી અને ગલકાંના વેલા ચઢાવેલા હતા. બારણા સન્મુખ મોટી ઓસરી હતી. તેની બે બાજુએ ચણીને ઉંચી બેઠકો બનાવેલી હતી. અરવિન્દને આ ગ્રામ્યોદ્યાન ગમ્યું તો ખરૂં.

આત્મારામના આ ગ્રામ્યગૃહને મેડા ઉપર બે ઓરડા હતા. આગલા ઓરડામાં કોઇ ગૃહસ્થ ઉતરેલા હતા. બીજા ઓરડામાં અરવિન્દને માટે ગોઠવણ થઇ ગઇ. એક પાટીનો ખાટલો ત્યાં પાથરેલો હતો. જમીનપર તાપડું બિછાવ્યું હતું. એક ખુણામાં પાણીનું માટલું ગોઠવવામાં આવ્યું અરવિન્દનો સર્વ સામાન આત્મારામે આ ઓરડામાં ગોઠવી દીધો.

અરવિન્દને આ ઓરડામાં મુકી આત્મારામ ચાલતો થયો. અરવિન્દને આ નૂતન ગૃહ શૂન્યમય દિસતું હતું. તેનું મન મુંઝા-

ણું હતું. હૃદયની વ્યથાનું તેમાં સંમેલન થતું હતું. વિચારમાં તે ડોલતો હતો તેવામાં કોઇ માણસ ઉપર આવ્યું.

આવનાર મનુષ્ય શરીરે ભરાવદાર હતો. તેનું વય ત્રીસેક વર્ષનું હશે. તેનું લલાટ ભવ્ય અને મ્હોટું હતું. તેના શરીરનો રંગ ઘઉંવર્ણો હતો. તેની મુખાકૃતિની સુંદરતામાં તેની ભવ્ય શ્મશ્રુ વૃદ્ધિ કરતી હતી.

"તમેજ અહીં નવા રહેવા આવ્યા છો કે ?" આવનાર મનુષ્યે પ્રશ્ન કર્યો.

"હાજી. આપ કોણ છો ?" અરવિન્દ બોલ્યો.

"હું આ ઓરડામાં રહું છું." તે માણસે પ્રત્યુત્તર વાળ્યો.

"એમ કે ? વારૂં, આપનું નામાભિધાન ?"

"મારૂં નામ સુમંતરાવ. આપનું નામ શું છે. ?"

"મારૂં નામ અરવિન્દપ્રસાદ."

"તમે અમદાવાદથી આવો છો કેમ ?"

"હાજી."

"ઠીક. અરવિન્દભાઇ ! આપણે બન્ને સાથે રહીશું. મને આપની સંગતિથી બહુજ મઝા પડશે." સુમંતરાવે કહ્યું.

"મનેય પણ ગમશે." અરવિન્દ બોલ્યો.

સુમંતરાવ અને અરવિન્દપ્રસાદ તેજ દિવસથી મિત્ર બની ગયા. તેઓ બન્ને સાથે ફરતા હતા અને સાથે જમતા હતા. ઉભયને એક બીજા વિના ગમતું નહતું. તેઓનું વાંચનગૃહ પણ એકજ હતું. તેઓ સુઇ જતા પણ એકજ ઓરડામાં. તેઓના આશયો, તેઓના ભાવો, અને તેઓના ગુણો એક બીજાને આકર્ષણ કરતા હતા. એક બીજાના સહવાસથી તેઓનાં હૃદયો આનંદમાં લુબ્ધ રહેતાં હતાં.

આમને આમ લગભગ દશેક દિવસ ચાલી ગયા. અરવિન્દે હજી સુધી સ્નેહલતાની શોધ શરૂ કરી ન હતી. આજરોજ ગુણવતીનો પત્ર આવ્યો હતો. તે પત્ર એ વાંચતો હતો અને ગુણવતીના હસ્તાક્ષરોમાંથી મળી આવતાં ગુણવતીનાં હૃદયસૌન્દર્યોને એકત્ર કરી પોતાના અંતરમાં ભરતો હતો. પુનઃ પુનઃ તે પત્ર વાંચતો હતો, તેમાંના ભાવોનું નિરીક્ષણ કરતો હતો અને તેમાંથી અનહદ અત્યુત્તમ આનંદ તે મેળવતો હતો.

શાન્તિસદન, અમદાવાદ.
તા. – –

પરમ પ્રિય ભ્રાતાશ્રી અરવિન્દપ્રસાદ !

મારા જીવનને ઉન્નત બનાવી, તેમાં વિદ્યાસુવાસનું મિશ્રણ કરી, ગુણજ્ઞાનનાં સુવર્ણાલંકારોથી વિભૂષિત કરનાર, ગુરૂવર્ય ભાઇ ! આપના ગમનથી ગુણવતી–આપની શિષ્યા અને ભગિની ગુણવતી સદા ઉદ્વેગમાં ડુબી રહી છે. ભાઇશ્રી ! આપનાં શિક્ષા વચનોનું સ્મરણ કરૂં છું, આપની જ્ઞાન વિષયોની ચર્ચા યાદ લાવું છું અને આપનો મારા તરફનો ભ્રાતૃપ્રેમ સંભાળું છું ત્યારે મારાં ચક્ષુમાંથી અશ્રુ સરી પડે છે. આપ જેવા ગુરૂ, નેતા અને સહૃદય ભ્રાતાની ખોટ ગુણવતીને બહુજ લાગે છે. બંધુશ્રી ! પત્રદ્વારે આપનું સહૃદય હૃદય ખોલી ગુણવતીને જરા આનંદિત બનાવવા કૃપા બતાવશો. ગુણવતી તેથી આપની અતિ ઉપકૃત થશે. આપના તરફના સમાચાર લખી જણાવશો.

વધુ તો શું લખું ? પરંતુ,

( શિખરિણી) 'ગુરૂ ! બંધુ ! નેતા ! જીવન મુજ માંહી ભરી અતિ,
સુગંધી મોંઘો કૈં હૃદયહરણી સદ્‌ગુણ તણી,
બનાવ્યું તેં મીઠું જીવન નવલું દિવ્યજ ખરે;
કૃપા એ તારી કૈં ભગિની તુજ ભુલી નહીં જશે.

એજ.

લી. વધુ કૃપાકાંક્ષી સ્નેહાધીન ભગિની.
ગુણવતીના પ્રણામ.

અરવિન્દે પત્ર વાંચ્યો. તેમાંના સ્નેહ સુત્રોનું ગાન તેના હૃદયમાં સરવા લાગ્યું. તુરતજ ગુણવતીને પ્રત્યુત્તર આપવા લખવાનાં સાધન હસ્તમાં લીધાં. અલ્પ સમય વિચાર કરી કાગળ અનુપમ હૃદયઉદ્‌ગારોથી ચિત્રી કાઢયો.

સુંદરપુર.
તા. – –

પ્રિય ભગિની ગુણવતી !

હું જાણું છું કે મારી શિષ્યા ગુણ મન્દિરજ છે. પ્રિય ભગિની ! તારા પત્રના અક્ષેરે અક્ષરમાં તેની પ્રતીતિ દૃષ્ટિગોચર થાય છે. શિક્ષા

વચનો કટુ હોય છે; પરંતુ મારી શિષ્યાને તે મીષ્ટ અને મધુર લાગે છે તે જાણી હું ઘણોજ હર્ષ પામ્યો છું. ગુણાલંકૃત ગુણવતી ! જેમ કડવી ઔષધિ વ્યાધિ વિદારક હોય છે તેમ કટુ શિક્ષા વચનો અજ્ઞાન-ઉપાધિ નિવારક હોય છે એ તું સારી પેઠે સમજે છે. એટલે તે વિષય ઉપર હવે કંઇ અધિક કહેવાનું રહેતુંજ નથી.

પ્રિય બ્હેન ! તારી સ્નેહમૂર્તિ મારા હ્રદયમાં બિરાજે છે તે કદી પણ ચલિત થશે નહીં. બ્હેન ! તારા વિના વીરાનાં વારણાં કોણ લે ? તારો પત્ર વાંચી શ્રીયુત્ કવિ ન્હાનાલાલનું 'વીરાનાં વારણાં' નામક કાવ્ય સ્મૃતિપટપર આલેખાયલું દ્દષ્ટિએ પડે છે. એ કાવ્યની સ્મૃતિ તારી અનન્ય પ્રેમ ભરી મૂર્તિ મારી દ્દષ્ટિ સન્મુખ ખડી કરે છે.

'હા એજ શુભ ગુણ ભૂષિત મુજ બેની.'

વિનયશીલ ગુણવતી ! તારી આ અમૂલ્ય બાલ્યાવસ્થાનો સદુપયોગ કરી સર્વગુણ સંપન્ન બનજે. ગૃહિણી અવસ્થામાં તને તે સહાય રૂપ થઇ પડશે. આજે તને તેજ માટે એક નૂતન શિક્ષા આપું છું. આ શિક્ષાવચનો શકુન્તલાને જ્યારે તે શ્વસુરગૃહે સિધાવતી હતી ત્યારે તેના પાલક પિતા કાશ્યપે કહ્યાં હતાં. જ્યારે તું ગૃહિણી બનીશ ત્યારે તને પણ તે ઉપયોગી થઇ પડશે.

( શાર્દૂલવિક્રીડિત. )

शुश्रूषस्व स्वगुरून्कुरु प्रियसखीवृत्तिं सपत्नीजने
भर्तुर्विप्रकृतापि रोषणतया मास्म प्रतीपं गमः ।
भूयिष्ठं भव दक्षिणा परिजने भाग्येष्वनुत्सेकिनी
यान्त्येवं गृहिणीपदं युवतयो वामाः कुलस्याधयः ॥

( शाकुन्तला. )

( ભાવાર્થ:—તારાં વડીલ વર્ગની સેવા કરજે; સપત્નીજન તરફ પ્રિયસખીભાવ દર્શાવજે. પતિ તને સંતાપે તોય પણ તું ક્રોધ લાવી તેની ઇચ્છા વિરૂદ્ધ કંઇ પણ કાર્ય કરીશ ના. તારા પરિજન વર્ગ તરફ અતિ સભ્યતા વાપરજે. તારા સારા ભાગ્યને લીધે તું ફુલાઇ જતી ના. આવાં આચરણ આચરવાથી યુવતીઓ ગૃહિણી પદ પ્રાપ્ત કરે છે. આથી વિરૂદ્ધ આચરણ આચરનારી સ્ત્રી કુળને શાપ રૂપ બને છે. )

આ અનુપમ શિક્ષાને મળતીજ શિક્ષા મહાન્ લેખક શેકસ્પીઅર

વિરચીત ( કર્કશા ને કેળવણી ) 'Taming of the shrew.' નામક નાટકના અંતમાં 'કેથેરાઇન ધી શ્રૂ ( કર્કશા કેથેરાઇન )' ના શબ્દોમાં મલી આવશે. એ શિક્ષા વચનો પણ આ શિક્ષા સહ અંતરમાં ઉતારજે; તારા હૃદય પટપર કોતરી રાખજે અને તું ગૃહિણી બને ત્યારે એનો ઉપયોગ કરજે.

હું અહીંયાં સુખરૂપ છું. સુમન્તરાવ નામના એક માણુસ સાથે મારે મિત્રાચારી થઇ છે. તેમની સંગતિ મને ફલદાયક છે.

સુંદરપુરનાં ગ્રામ્ય સૌન્દર્યો નિરખવા યોગ્ય છે.

હાલ તો આટલું અતિ રૂચિકર થશે. અસ્તુ.

લી. શુભેચ્છક બંધુ અરવિન્દ.

પત્ર લખી પરબિડીયામાં બિડી આત્મારામ સાથે પોષ્ટ ઓફિસમાં મોકલાવી દીધો. સુમન્તરાવ બહાર ગયા હતા એટલે તે એક પુસ્તક લઇ વાંચવા બેઠો. અલ્પ સમયમાં આત્મારામ પોષ્ટ ઓફિસમાંથી પાછો ફર્યો. આત્મારામ અને અરવિન્દ વાતો કરવા લાગ્યા.

"આત્મારામ! અહીં 'પ્રમાદભુવન' નામનું મકાન છે?" સ્નેહલતાની શોધનું પ્રથમ પગથીયું અરવિન્દે ચણવા માંડયું.

"હા જી. તમારે તેનું શું કામ છે?" આત્મારામે કહ્યું.

"મારો એક મિત્ર લખે છે કે તે જોવા લાયક છે." અરવિન્દ બોલ્યો.

"હા ઘણુંજ જોવા લાયક. આ પેલો સામો બાગ દેખાય છે ત્યાંજ પરમાદભવન આવ્યું. પેલી ટેકરીથી તેનો ભાગ જરાક ઢંકાઇ જવાથી પૂરેપૂરૂં દેખાતું નથી. મકાન પુરાણું છે. મકાનને ફરતો મોટો બાગ છે. બાગને ફરતો કોટ છે. કોટમાં સાત તો દરવાજા છે. તમે જુઓ તો ખુશ ખુશ થઇ જાવ. શું કહું અરવિન્દભાઇ! ત્યાંની શોભા? જાણે ઈંદ્રિ રાજાનું વિલાસભવન. એ મકાન એક રાજાએ બંધાવેલું. એ રાજા પછી તે ગાયકવાડ સરકારના હાથમાં આવ્યું. હાલ તે તમારા અમદાવાદની એક બાઇના તાબામાં છે. આ આખું ગામ એ બાઇનું ગણાય છે. ગાયકવાડ સરકારે એના ધણીને વંશપરંપરા માટે આ ગામ ઇનામ આપેલું છે હો. એ બાઇનો ધણી મરી ગયો. હવે આ આખા ગામનો વહીવટ એ બાઇનાં માણુસો કરે છે" આત્મારામે લાંબુ વિવેચન કર્યું.

"એમ કે? કયા રાજાએ એ મકાન બંધાવેલું?" અરવિન્દે ઐતિહાસિક બિના જાણવાની ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

"વાત તો બહુજ લાંબી છે, પણ હું તમને ટુંકામાંજ કહું છું. કેટલાક વરસો ઉપર વિશળદેવ કરીને રાજા હશે. તેમને બે રાણીઓ હતી. એકનું નામ ચંપાવતી હતું અને બીજીનું નામ કમળાવતી. ચંપાવતી પટરાણી હતી; પરંતુ તેને એક પુત્ર કે પુત્રી ન હતી. કમળાવતીને પ્રભુ કૃપાથી એક પુત્ર અને પુત્રી એમ બે બાળક હતાં. આ બે બાળકોને ચંપાવતીએ ઇર્ષ્યાથી મારી નંખાવવા માટે છુપી રીતે મારાઓ મોકલ્યા. મારાઓ તે બે બાલકોને જંગલમાં ઉપાડી ગયા. ત્યાં તેઓ તેમને મારવા જતા હતા તેવામાં એક સિંહે આવી તે મારાઓને મારી નાખ્યા. બાળકો તો ભયથી ધ્રુજતા ધ્રુજતા મુર્છા પામ્યા. એવામાં રામસિંહ પરમાર નામનો વિશળદેવનો ભાયાત શિકારે નિકળેલો તે ત્યાં આવી ચડયો. બાળકોને જોઇ તે આશ્ચર્ય પામ્યો. રામસિંહ પરમાર બાળકોને પોતાને ઘેર લઇ ગયો. જ્યારે તે ઘેર આવ્યો ત્યારે તેને માલુમ પડયું કે રાજબાળકોનું કોઇએ હરણ કર્યું છે એવી ગામમાં અફવા ઉડી હતી તે તુરતજ બાળકોને વિશળદેવ પાસે લઇ ગયો, અને સર્વ હકીકત રાજાને તેણે જણાવી. કાચા કાનના રાજાને ચંપાવતીએ ભંભેર્યા ને કહ્યું કે રામસિંહને જાગીર જોઇએ છીએ તેથી તે બાળકોને ઉપાડી ગયેલો. આથી રામસિંહનું કહ્યું નહિ ગણકારતાં વિશળદેવે તેને દેશપાર કર્યો. અરવિન્દભાઇ! તે વખતે રામસિંહ કેટલાક દુહા બોલ્યો હતો. તે એવા તો સરસ છે કે આખા સુંદરપુરના લોકોને એ દુહા મ્હોંડે છે. રામસિંહે રાજાને કહ્યું કેઃ—

(સોરઠા) 'રાણી! કાચા કાન, આજ પછી ના કીજીએ,
જુઠી નારી જાણ, અથા અંકુ શું કહું.
રાણી: નારિ ચરિત, પિંછયું કોઇએ ન કદા,
થાશે બહુ વિપરિત, પ્રમદા બુદ્ધિ પાનીએ.
મ્હાડે મીઠું જાણું પણ અંતરમાં ઝેર છે;
ઉપર ફુલમાળાન પણ નહીં ઝેરી સાપ છે.
જઉં છુ આજે આપ? પણ મુજ હૈડું દાઝતું;
ભોળા રાજા બાપ? અગમ વિચાર. ચાલાખ.
રાજા તું વિશ્વાસ નારીના કરતો નહીં;
લાગે હૈડે ત્રાસ તેથી હું તુજને કહું.'

રામસિંહ પછી તો પોતાનું અપમાન થવાથી બ્હારવટે નિકળ્યો. તે માત્ર વિશળદેવના રાજ્યને સતાવતો હતો. વિશળદેવે તેને પકડવાનું બહુએ કર્યું પણ ફાવ્યો નહિ. થોડા કાળમાં ચંપાવતીએ કમળાવતીને ઝેર દઇ મારી નાખી. આથી બંને બાળકો માતા વિનાનાં બની ગયાં. ચંપાવતી તે બાળકોને અનેક રીતે હેરાન કરવા લાગી. થોડાક વખત પછી તેણે પોતી પુત્રીને પણ ઝેર દીધું. પુત્રી મરી ગઇ અને એકલો પુત્ર જીવતો રહ્યો ચંપાવતીએ તેને મારવાની ગોઠવણ કંઇક જુદીજ કરી. તેણે રામસિંહ ઉપર એક કાગળ લખ્યો. તેમાં મેં તમને દેશવટો દેવડાવવામાં ભુલ કરી છે વિગેરે લખી રામસિંહની તેણે માફી માગી, અને લખ્યું કે જો તમે કુમાર ભીમસિંહને મારી નાખશો તો તમને અરધું રાજ્ય અપાવીશ; ભીમસિંહ આજે શિકારે જનાર છે ત્યાંજ તમે તેને મારી નાખજો. રામસિંહે આ પત્ર ભીમસિંહ ઉપર મોકલાવ્યો. ભીમસિંહ પ્રપંચનો તે ક્યારે પણ ભોગ થશે એવું ધારી પોતાના પિતાને ત્યાંથી છાનોમાનો નિકળી ગયો અને અહીં આવી એણે ગામ વસાવ્યું. પ્હેલાં તો ગામનું નામ ભીમપરૂં રાખવામાં આવ્યું હતું પણ પછીથી તેમની રાણી સુંદરબાના નામ ઉપરથી આનું નામ સુંદરપુર પાડવામાં આવ્યું. ભીમસિંહે રામસિંહને બોલાવી તેને પોતાના રાજ્યનો સેનાપતિ નિમ્યો. ભીમસિંહના બાપને રામસિંહે લખી મોકલ્યું કે.

(સોરઠા) 'રાણા! તુજને કીધ 'નારી જુઠી જાણજે;
તોયે થઇને અંધ નારીમાં રમતો રહ્યો.'

ચંપાવતીનાં બધાં પોગળ ખુલ્લાં પડયાં. વિશળદેવે તેને મારી નાખી. ભીમસિંહને તેણે પાછો વતન ફરવાનું બહુએ સમજાવ્યું પરંતુ ભીમસિંહ અહિંથી પાછો ગયોજ નહીં. આથી વિશળદેવ પોતાનું રાજ્ય તેને સોંપી કાશીએ ગયા અને ત્યાં તે પોતાના મરણ સુધી રહ્યા. ભીમસિંહજીએ તો પોતાની ગાદી સુંદરપુરમાંજ રાખી. એ ભીમસિંહજીનો ત્યાં મ્હેલ હતો. જુના વખતનું મકાન છે. એની કારીગરી બહુજ જોવા લાયક છે. બધા બહુએ માણુસો જોવાને આવે છે." આત્મારામે 'પ્રમાદભુવન' ની સ્થાપના વિષેની અથઇતિ વાત જણાવી.

"હાલ ત્યાં કોઇ રહે છે?" અરવિન્દ પુછ્યું.

"હા, એક રાધાબાઇ નામની બાઇ રહે છે. તેની સાથે વિશેક વર્ષની છોકરી છે. એ બાઇ કેટલોક સમય થયાં અહીંજ રહે છે. પ્રમાદસુંદરીનો ખાસ હુકમ છે કે કોઇએ ત્યાં જવું નહીં. દરેક દરવાજે એકેક પ્હેરેગીર મુકેલો છે. આટલો બધો જાપ્તો રાખવાનું કારણ કોઇ સમજી શકતું નથી. ધણીને સુઝયું તે ઢાંકણીમાં. આપણે શું?"

"ત્યારે કોઇ જોવા આવે તો તેને અંદર પેસવા દે છે કે નહી?"

"ના, હમણાં અંદર જવાની મનાઇ છે."

"અંદર જવું હોય તો?"

"એ રાધાબાઇનો પરવાનો જોઇએ."

"વારૂ."

એટલામાં સુમન્તરાવ આવી પ્હોંચ્યો. આત્મારાવ અને અરવિન્દની વાતોમાં તે પણ ભળી ગયો.

"હા, અરવિન્દભાઇ! મેં પણ સાંભળ્યું છે કે મકાન જોવા લાયક છે. પરંતુ કોઇ અંદર રહેવા આવ્યું છે એટલે અંદર જવાની મના થઇ છે. આત્મારામ! તમે જાણતા હશો. અંદર કોણ રહે છે?" સુમન્ત બોલ્યો.

"રાધાબાઇ નામની કોઇ બાઇ છે." આત્મારામે જવાબ આપ્યો.

રાધાબાઇ નામ શ્રવણ કરતાંજ સુમન્તરાવ ચમક્યો. અરવિન્દ તેની આ અસ્વસ્થતા જોઇ ગયો. બીજીજ પળે સુમન્ત સ્વસ્થ બની ગયો. વાત બદલાઇ. અન્ય વાતોમાં ત્રણે જણ લીન થયા.

સંધ્યા સમયે અરવિન્દ એકલો ફરવા નિકળ્યો. સુમન્તરાવ આજે કાંઇ કારણસર ગૃહમાંજ રહ્યો. આત્મારામ પણ પોતાના કાર્યમાં ગુંથાયો. આથી અરવિન્દને આજે એકલુંજ ફરવા જવું પડયું.

અરવિન્દ પ્રમાદભુવન પાસે આવેલી ટેકરીની ટોચ ઉપર ચઢી ઉભો રહ્યો. પ્રમાદભુવનનું રમણીય દૃશ્ય ચક્ષુદ્વારાએ પોતાના અંતરપટ પર આલેખવા લાગ્યો. પ્રમોદદાયક વૃક્ષ રાજીથી પરિવૃત્ત પ્રમાદભુવન આ સંધ્યા સમયે અનુપમ દિવ્ય રંગથી રંગાયું હતું. ઉપવનનાં વિધવિધ જાતનાં કુસુમાકરો અનુપમ, અનહદ અને અલૌકિક આનંદ અર્પતાં હતાં. પ્રમાદભુવનની અગાસીમાં કેટલીક ખુરશીઓ પડી હતી.

પ્રમાદભુવનના પુરાણા રૂપને આધુનીક રૂપમાં લાવવા સારૂ તેમાં અનેક ફેરફારો કર્યા હતા અને તરેહવાર શણગારોથી તેની ભવ્યતા વધારી હતી. બારીઓ ઉપર ચક નાખેલા હતા. ટેકરી ઉપરથી નીચે ઉતરી અરવિન્દ પ્રમાદભુવનના કોટ પાસે આવ્યો. કોટની નજીક નજીક તે ચાલવા લાગ્યો. એક દરવાજા પાસે ઉભા રહી તેણે અંદર દૃષ્ટિ કરી. કંઇક ખડખડાટ સાંભળી તે ચાલતો થયો. બીજીજ પળે તેણે પાછળ દૃષ્ટિ કરી તો એક માણસ હસ્તમાં બંદુક લઇ તેની પાછળ પાછળ આવતો હતો. અરવિન્દ કંઇ પણ ધ્યાન આપ્યા સિવાય ચાલવા લાગ્યો. પેલો મનુષ્ય ઝપાટાબંધ તેની પાસે આવી પ્હોંચ્યો.

"એ મ્હેરબાન! ક્યાં ફરો છો? અહીંથી ચાલ્યા જાવ. અહીં ફરવાની મના છે." અરવિન્દને ઉદ્દેશી તે પુરૂષ બોલ્યો.

"હું અજાણ્યો છું ભાઇ! હું અહીં આ મકાન જોવા આવ્યો છું." અરવિન્દ બોલ્યો.

"હમણાં મકાન જોવાની મનાઇ છે. જો અંદર પરવાના સિવાય છાનામાના પેસશો તો ગોરી બહાર થશો."

આટલું બોલી પાસેના દરવાજામાં થઇ દરવાન અંદર ચાલ્યો ગયો. અરવિન્દ મુગોમુગો આગળ ચાલવા લાગ્યો. થોડી વાર પછી તે પાછો ફર્યો અને દરવાજા આગળ કાન માંડી ઉભો રહ્યો. કાંઇ પણ નહિ સાંભળવાથી દરવાજાની બારીમાંથી અંદર ડોકીયું કર્યું. ત્યાં પણ કોઇ જણાયું નહીં. એટલે તુરતજ તે બારીમાં થઇ અંદર દાખલ થઇ ગયો. છાનોમાનો આમતેમ દૃષ્ટિ કરતો પ્રમાદભુવન તરફ ચાલવા લાગ્યો. ઘડીકમાં કોઇ વૃક્ષને ઓથે સંતાઇ જતો અને ઘડીકમાં તે કોઇનો ધસારો સાંભળી કુસુમાકરમાં છુપાતો હતો. કોઇ સમય બેઠો બેઠો ચાલતો હતો અને કોઇ સમય ઝડપથી દોડતો હતો. કોઇ પણ તેને જોઇ શકે એમ હતું નહીં તોય પણ તે આમ સાવચેતીથી ચાલતો હતો.

પ્રમાદભુવનમાંથી દીપકોનો પ્રકાશ બાગમાં પડતો હતો. દરવાજે દરવાજે પણ દીવા થઇ ચુક્યા હતા. અલ્પ સમયમાં ચંદ્ર ઉદય થયો. ચંદ્રિકા પુષ્પોદ્યાનને શ્વેત તેજમા નવરાવવા લાગી; વૃક્ષરાજીમાંથી અંધકાર અસુરને હણી પોતાનું સામ્રાજ્ય સ્થાપવા લાગી. આકાશ પણ નિર્મળું હતું. અનિલ લહરીઓ પણ સાનુકુળ હતી. અરવિન્દ

આ પુષ્પોદ્યાનની અવર્ણનીય શોભાનો ઉપભોગ કરવા લાગ્યો; તેમાં લીન થવા લાગ્યો. સૃષ્ટિ સૌન્દર્યનું પાન કરી તેનું હૃદય ઘેલું બન્યું અને લવવા લાગ્યું:—

(સોરઠા.) 'હિમપતિ ગગન સુહાય, રાત્રિ શી ઉજ્વલ બની;
લાગે શી રસદાય, લહરી શીત અનિલની.
મંદ કુમુદ મલકાય, નિજ નાથ દેખી અહો;
લાજે શી મુગ્ધાય, લલિત લીલા શી કરે.
અતિ શાન્તિમય સાર, રસદા કુસુમિત વન બધાં;
પરિમળ દઇ સુખકાર, હૃદયે તૃપ્તિ શી ભરે.
પરમ શાન્તિના ભેદ, રીઝી ત્યાં ગાજે અહો;
ખલક શાન્તિમાં કેદ, નેહે ત્યાં આજે થતું.

(અનુષ્ટુપ્) "કુદરત તણાં આવાં સૌન્દર્યોને નિહાળીને,
અમે તેમાં થતાં લીન, લીન તે અમમાં થતાં.

* * *

પેખવા રૂપ સૃષ્ટિનું આવાં સૌન્દર્યથી ભર્યું
અતિ ઉત્સુક રે'છે આ ઉર કુતૂહલે ભર્યું.'

આમ લવતો બબડતો, જ્યોત્સ્ના રસથી આર્દ્ર ઉદ્યાનના સૌન્દર્યને નિહાળતો નિહાળતો, અને અંતરની દેવી સ્નેહલતાનું સ્મરણ કરતો કરતો તે આગળ ચાલ્યો. તુરતજ તેણે કંઇક સાંભળ્યું. એકદમ તે નીચે બેસી ગયો.

"રામજી ! દરવાજા ઉપર બરોબર પ્હેરો રાખજો." કોઇ સ્ત્રીનો સ્વર સંભળાયો.

જે દિશામાંથી સ્વર સંભળાતો હતો તે દિશામાં અરવિન્દે દૃષ્ટિ કરી. કોઈ નવોઢા અલૌકિક રૂપવતી લલના તેની દૃષ્ટિએ પડી. ચંદ્રિકાથી રમ્ય બનેલા આ પ્રદેશમાં રમવા આવેલી કોઇ સુરસુંદરી હોય તેમ તે દિસતી હતી. ચંદ્રિકાના શ્વેત તેજની સ્પર્ધા કરે એવી શ્વેત સાડી તેણે ધારણ કરી હતી. ચંદ્રની સ્પર્ધા કરે એવું તેનું ઉજ્વલ મુખ હતું. તેનો સ્વર અતિ મનમોહક હતો.

"રામજી ! સાંભળ્યું ને ?" પુનઃ તે બાઇ બોલી.

"હાજી." કાળી શાહી જેવા મુખવાળો એક મનુષ્ય તેની સમક્ષ આવી માથુ નમાવી બોલ્યો.

", વારૂ. જાવ ત્યારે બરોબર પ્હેરો ભરો." પુનઃ તે યુવતીએ પ્હેરેગીરને સૂચના કરી.

એટલામાં પાછળથી એક વૃદ્ધ ગૃહસ્થ અને વૃદ્ધ બાઇ તેની પાસે આવ્યાં. ત્રણે જણ્ સાથે ફરવા લાગ્યાં. અલ્પ સમય પછી સ્નેહલતા તેઓની તરફ જતી અરવિન્દની દૃષ્ટિએ પડી.

"હા લતા! આખરે તો મેં તને શોધી કાઢી છે." અરવિન્દ બોલી ઉઠ્યો.

"રાધા! રાધા! ક્યાં જવું છે?" સ્નેહલતા પેલી યુવતીની પાસે જઇ બોલી.

"જ્યાં દીનાનાથ કાકા અને સિતા કાકી કહે ત્યાં જઇએ." રાધાબાઇ બોલી.

"ચાલો કુવારા પાસેના ગુલાબના ક્યારા આગળ." દીનાનાથ કાકાએ કહ્યું.

પેલા ગૃહસ્થનું નામ દીનાનાથ અને વૃદ્ધ બાઇનું નામ સિતા-ગૌરી હતું તે આ ઉપરથી સમજાશે.

"લતા! લતા! તું એમની પાછળ જશે? હાય! પ્રભુ! એને મારાથી નહીં મળાય? આટલું સંકટ વેઠી અંદર આવ્યો તે વ્યર્થ જશે." અરવિન્દનું હૃદય લવવા લાગ્યું. તેનાં ચક્ષુ સ્નેહલતા તરફ અનિમિષ પણે જોઇ રહ્યાં હતાં. ધીમે ધીમે સંતાતો સંતાતો તેમની તરફ તે જવા લાગ્યો.

"રાધા! તમે બધાં ત્યાં જાવ. હું તો મારી વાસંતી વેલને પાણી પાવા જાઉં છું. પાણી પાઇને આવીશ." સ્નેહલતા બોલી.

"પ્રભુ કરેને તેની વાસંતી આ દિશામાં હોય તો કેવું સારૂ? વિના વિઘ્ને હું તેને મળી શકું." સ્નેહલતાનાં ઉપલાં વચનો અરવિ-ન્દના શ્રવણે પડતાં તેનું અંતર ઉછળી મારવા લાગ્યું.

"ઠીક, પાણી પાઇ તું એ બાજુએ આવજે. ચંદ્રિકા કેવી મઝેની ખિલી છે. ત્યાં તારૂં પેલું સંગીત ગાજે. અમે તો સાંભળવાને ઘણાંજ ઉત્સુક છીએ." રાધાબાઇ સ્નેહલતાના કપોલ પર ધીરેથી હસ્ત પ્રહાર કરતાં બોલી.

"વા...રૂં" સ્નેહલતાએ સ્મિત હાસ્યથી પ્રત્યુત્તર આપ્યો.

સ્નેહલતા જે દિશામા અરવિન્દ હતો તે દિશામાં આવવા લાગી. રાધાબાઇ, દીનાનાથ કાકા, અને સિતાકાકી સામી બાજુએ થઇ પ્રમાદભુવનના પાછળના પ્રદેશમાં અદૃસ્ય થયાં. સ્નેહલતાને પોતાની

બાજુમાં આવતી જોઇ અરવિન્દ હર્ષ પામવા લાગ્યો; અને તેની ચેષ્ટા જોવા એક વૃક્ષની પાછળ તટસ્થ ઉભો રહ્યો. સ્નેહલતા એક કુસુમાકર પાસે એક વેલની નજીક આવી બેઠી. વેલની આસપાસ ઉગેલા નકામા રોપા ઉપાડી નાંખી વેલનું ખામણું સાફ કર્યું. અલ્પ સમય પછી ત્યાંથી ઉઠી. નજદીકમાં એક ઝારો પડયો હતો તે લઇ હોઝમાંથી પાણી ભરી આવી. વેલને પાણી પાવા લાગી અને કોમળ મૃદુ સ્વરથી નીચેનું સંગીત લલકારવાલાગીઃ—

" ઓ...હો...મ્હારી વા...સં...તી.
*ફુલી ફાલી મધુરી સુરવેલ,
હો બ્હેની ! મ્હારી વાસંતી;
શુદ્ધ સ્નેહ ભરી ઝુલે સુરવેલ,
હો બ્હેની ! મ્હારી વાસંતી. ૧
રૂડી વસંત શી રમે અહીં,
આ ઉપવન સર્વ ખીલેલરે;
વાસંતી મુજ ખીલી રહી,
અને ખેલે મધુરા મદખેલ
હો બ્હેની ! મ્હારી વાસંતી. ૨
શાન્તિ સમિર વરસાવતા,
અને ભ્રાન્તિ હરે દુઃખ દેણુ રે;
શાન્તિ સુધારસ સિંચતી,
ખિલી ચંદ્રિકા વેલ તણી બ્હેન;
હો બ્હેની! મ્હારી વાસંતી. ૩
શાન્તિ વરસાવે મ્હારી વેલડી,
ધીરે ઝુલાવી પલ્લુતણી પાંખરે;
શાન્તિ ઝરે શુભ પુષ્પથી,
ભરે શાન્તિથી સ્નેહભાંની આંખ;
હો બ્હેની ! મ્હારી વાસંતી. ૪
અમૃતમય મુજ વેલના,
સુર સૌન્દર્યે કુંજ આ બાલાયરે;
અમૃત રસે ઉર ભીંજવે,
એવી શીળી મુજ વેલતણી છાય.
હો બ્હેની ! મ્હારી વાસંતી. ૫
મીઠી અનેરી દિવ્ય વાસથી,
કરે ઘેલાં આ ભૃંગ તણાં વૃંદરે;

*( રાહ. ઝીણા ઝર. વરસે મેહ. )

મેલું ! અને મુજ ઉર ! આ,
ઝુલે ઝુલે આનંદે મંદ મંદ;
હો બ્હેની ! મ્હારી વાસંતી. ૫
આહો...મ્હા...રી...વાસં...તી,
હો બ્હેની !...મ્હા...રી વાસં...તી.

સ્નેહલતાનો કોમળ સ્વર આજે અરવિન્દને કર્ણગોચર થયો. ગુણવતીની સંગીતકલાની સ્પર્ધા કરનાર આ સ્નેહલતાનું સંગીત, સ્વર અને ઢબ વધુ મનમોહક અને આકર્ષક જણાયાં. તેનું હૃદય સંગીતદેવી સરસ્વતી રૂપ સ્નેહલતાને ભેટવા તૈયાર થયું અને એ તો સંગીત રસના,

(શિખરિણી) ' મદે ઘેલો ત્યાં તો, નવીન ઉરમાં ભાવ વિલસે,
જઇ ભેટું ભાવે હૃદય નવરાવું પ્રીત રસે.'

બીજીજ પળે તે વૃક્ષને ઓથેથી બ્હાર આવી બોલી ઉઠયોઃ—

" લતા ! સ્નેહલતા ! "

તુરતજ સ્નેહલતા પાછળ ફરી. અરવિન્દને જોઇ તે ચમકી.

" લતા ! અંતે તો મેં તને શોધી કાઢી છે." અરવિન્દ સ્નેહલતાનો હસ્ત પકડી બોલ્યો.

# પ્રકરણ ૯ મું.

## સ્નેહલતા સમાગમ.

" Love is the rose of all the flowers of the soul,–but it is a rose with thorns ! It has its

* ભાવાર્થ :—આત્માના કુસુમોમાં ગુલાબનું પુષ્પ પ્રણય—પરંતુ તે ગુલાબનું પુષ્પ કંટકથી પરિવૃત હોય છે. જેટલી તેમાં ઉત્તેજક આશાઓ તેજ પ્રમાણમાં તેમાં ત્રાસનું અસ્તિત્વ હોય છે. જેટલી તેમાં મઝા હોય છે તેજ પ્રમાણમાં તેમાં વ્યથાનું અસ્તિત્વ હોય છે.

જી. ડબલ્યુ. એમ. રેનોલ્ડઝ વિરચિત 'મેરી પ્રાઇસ' નામક નોવેલમાંથી.

poignant fears as well as its exultant hopes: It has its pain as well its pleasure.

G W. M. Reynolds.

વિશ્વમાં વિશ્રામ સ્થાન, પરમ પ્રેમ રૂપ નિદાન,
ભક્તિ શક્તિ ગુણ સ્વરૂપ, અખંડ દિવ્ય જ્યોતિરૂપ,
સ્નેહ મંત્ર સાધનાર, વ્યાધિ તંત ટાળનાર,
સકળ સૃષ્ટિની વિભુતિ, વિમળ વૃત્તિરૂપ નાર.
દિલ શરણ તાપ હરણ, સ્નેહ સાદ મુદભરણ,
કાલનીધિ તરણ; કરણ પ્રેમવૃષ્ટિ મધુર જીવન;
પરમ પૂજ્ય એ અનુપ, મહત દિવ્ય લક્ષ્મીરૂપ,
સ્નેહધામ સ્વર્ગરૂપ, નારી છે હા સુખકુપ.

ભુવનના આનંદમાં જનસમાજને પ્રેરનાર, દિવ્ય શીતલતા પ્રસારનાર અને વિરહી જનોને બાળનાર શશિરાજ વ્યોમમાંથી શ્વેત કિરણોવડે ભૂમિદેવીને શણગારતા હતા. અલૌકિક સૌન્દર્ય પૂર્ણ કૌમુદીરૂપ શ્વેત સાડીમાં તિમિરનાં શ્યામ ચિહ્નો વસુધરાદેવીની સુંદરતામાં અધિક સૌન્દર્ય રેડતાં હતાં. સમિર લહરિઓ પણ શીતલ અને શાન્તિદા હતા. કુંજનાં વૃક્ષો, વેલો, અને પુષ્પના છોડોમાંથી એ શીતલ હૃદય આહ્લાદક સુવાસનું વહન થતું હતું. આવી શીતળ શાન્તિ ભરી રાત્રિમાં સ્નેહલતાની મનોહર લતા સ્નેહલતાના સ્નેહ સૌન્દર્યને નિરખી હર્ષ પામી ડોલતી હતી. સ્નેહલતાનું મુખ ગૌરવ ચંદ્રનાં કિરણોથી વધુ ઉત્તેજીત બન્યું હતું. દિવ્ય સુરાંગના રૂપ સ્નેહલતાનું મુખ સૌન્દર્ય, તેનું દીવ્ય સંગીત અને તેનો કોમળ કંઠ સર્વ ઉપવનને પ્રસાદ દર્શાવતું હોય તેમ ભાસતું હતું. વનદેવી યાતો વિવિધ રમ્યસ્થાનોમાં વિહાર કરનાર અપ્સરા સમાન સ્નેહલતાની મૂર્તિ અત્યારે દિસતી હતી.

"સ્નેહલતા! અંતે મેં તને શોધી કાઢી છે" અરવિન્દ હજી પણ સ્નેહલતાનો હસ્ત પકડી રાખી બોલ્યો.

"કોણ અરવિન્દપ્રસાદ ?" ઝીણા કોમળ સ્વરમાં પ્રશ્ન ઉપસ્થિત થયો.

"હા, હું અરવિન્દપ્રસાદ." અરવિન્દ બોલ્યો.

"અરવિન્દપ્રસાદ ! અહીં આવવાનું પ્રયોજન ?" સ્નેહલતા પોતાનો હસ્ત મુક્ત કરી બોલી.

"લતા ! હજી પણ પ્રયોજન પુછે છે ? મારા આગમનનું પ્રયોજન તારાથી નથી સમજાતું ?" અરવિન્દ સ્નેહલતાને પાસે પડેલી એક બેન્ચ સમીપ લઇ જતાં બોલ્યો. બેન્ચને એક છેડે સ્નેહલતા બેઠી. તેની પાસેજ અરવિન્દ બેઠો.

"ના, ના. અરવિન્દપ્રસાદ ! તમારી કાર્યગાતને હું અનુલક્ષી શક્તી નથી. તમે કેવી રીતે ત્યાં પ્રવેશ કરી શકયા ? કંઇપણ વિઘ્ન ન નડયું ? અહીં આવતાં કંઇપણ ભય ન લાગ્યો ?" સ્નેહલતાએ કહ્યું.

"લતા ! સ્નેહદેવી સ્નેહલતા ! હજી ન સમજી ? મારા અંતઃકરણમાં ભય ? તારી સમક્ષ આવવામાં ભય ? મારી હૃદયદેવીની ઉપાસના કરવા આવું તેમા મને ભય લાગે ? ના, કદી નહી. મારી સ્નેહમૂર્તિ, મારી અનુપમ હૃદયરાજ્ઞી, તારી સમીપ આવવામાં ગમે તેવાં વિઘ્ન નડે તોય પણ હું તે ગણકારૂં એમ નથી. તું મારૂં હૃદય હજી સમજતી નથી ?' અરવિન્દે જવાબ આપ્યો.

"અરવિન્દપ્રસાદ ! તમારૂં હૃદય હું સમજું છું. તમે મને ચાહો છો. પણ મને તમે શુ કરવા ચાહો છો ?" સ્નેહલતાએ પુછયું.

"દેવી ! હું શો પ્રત્યુત્તર દઉં ? હું તને શા કારણથી ચાહું છું ? મારૂં મન તને ચાહે છે અને તેથીજ હું તને ચાહું છું. પરંતુ શા કારણથી હું તને ચાહું છું તે મારાથી સમજી શકાતું નથી. જ્યારે મારૂં હૃદય તેનું કારણ સમજી શકતું નથી ત્યારે હું તને તારા પ્રશ્નનો શો પ્રત્યુત્તર આપુ વારૂ ? તને ચાહવાનાં અનેક કારણો છે પણ તે મારાથી ગૃથી શકાતાં નથી, કથી શકાતા નથી. લતા ! પણ તું એક સમય બોલ, તું મને ચાહે છે કે નહી ?" અરવિન્દે કહ્યું.

સ્નેહલતા અરવિન્દનાં વચનો એકાગ્રચિત્તે સાંભળતી હતી. તેનાં નયન અરવિન્દના મુખચંદ્ર ઉપર ઠરી રહ્યાં હતાં, અને તેના હૃદયના ભાવો ઉછળતાં હતાં. અરવિન્દ જે જે શબ્દોનું ઉચ્ચારણ કરતો તે તે શબ્દોને તે પોતાના અંતરમાં ભરતી હતી, અને તેના આશયો ગ્રહણ કરતી હતી. અરવિન્દના છેવટના પ્રશ્ને તેને કિંચિત્ અસ્વસ્થ બનાવી.

" અરવિન્દપ્રસાદ! હું તમને ચાહું છું કે નહી તે વાત હમણાં કરવાની નથી. પણ હું તમને જે કંઇ પુછું તેનો યથાર્થ પ્રત્યુત્તર આપો. પ્રથમ કહો, તમારૂં અહીં આવવાનું પ્રયોજન? તમને કોણે મારૂં આ ગુપ્ત સ્થાન બતાવ્યું?" સ્નેહલતા અરવિન્દનો હસ્ત પોતાના હસ્તમાં લઇ સ્નેહ ચેષ્ટા કરતી બોલી.

" લતા! મારૂં અહીં આવવાનું પ્રયોજન? તારા શિરપર ભયનું આક્રમણ થાય એમ છે. એ ભયમાંથી તને બચાવવા સારૂ હું અહીં આવ્યો એ પ્રયોજનનું વજન જોઇ પ્રમાદસુંદરીએ મને આ તારૂં ગુપ્ત સ્થાન બતાવ્યું." પોતાના હસ્તને સ્નેહલતાના અંકમાં સ્નેહલતાના કોમળ હસ્તની સંગતમાં રહેવા દઇ અંતરમાં કાંઇક ઉન્નત ભાવ અને હર્ષ ગ્રહણ કરતો કરતો અરવિન્દ બોલ્યો.

" હાં હાં હવે સમજી. અરવિન્દપ્રસાદ! હું એક નિરાધાર બાળા, તેની સાહાય્યાર્થે આપ આ વિઘ્ન માથે લઇ અહીં પધાર્યા તેથી હું આપની અતિ ઉપકૃત બની છું હાં. હું આપના ઉપકારનો બદલો આપવા અશક્ત છું." દરવાજા તરફ હસ્ત લંબાવી વિઘ્નની સૂચવણી કરતી સ્નેહલતા બોલી. બીજીજ પળે તે અરવિન્દનો હસ્ત ત્યજી બેન્ચને અઢેલી ટટ્ટાર થઇને બેઠી અને અરવિન્દનું હૃદય ઉકેલતી હોય તેમ ગંભીરતા ધારણ કરી અરવિન્દ તરફ તીવ્ર દૃષ્ટિથી જોવા લાગી.

" ઉપકારનો બદલો? લતા! એ ઉપકારનો બદલો વાળવાનો માત્ર એકજ ઉપાય છે."

" શું?" કટાક્ષ કરી સ્નેહલતાએ પુછ્યું.

" તુ મને ચાહે છે?"

" હું તે જાણુતી નથી." સ્મિત હાસ્ય કરતાં સ્નેહલતાએ પ્રત્યુત્તર વાળ્યો.

અરવિન્દના હૃદયોદધિમાં તોફાન શરૂ થયું હતું.

" લતા! દેવી! ઉપકારનો બદલો વાળવાનો માત્ર એકજ માર્ગ હું તને દર્શાવું છું. તુ મને નહીં ચાહે?" પોતાના વક્ષસ્થળપર હસ્ત નાખી અરવિન્દે જણાવ્યું.

" વારૂં, અરવિન્દપ્રસાદ! હું પુછું તેનો પ્રથમ જવાબ આપો. તમે મને ચાહો છો તે શું મારા રૂપને લીધે?" સ્નેહલતા બોલી.

" ના, માત્ર રૂપને લીધે નહિં. રૂપ અને ગુણ ઉભયના સહ-

વાસથી સંસ્કારિત બનેલી તારી મૂર્તિ પામવા હું કેમ મુગ્ધ ન થાઉં ?" અરવિન્દે પ્રત્યુત્તર આપ્યો.

"મારામાં શા ગુણ આપને દૃષ્ટિગોચર થાય છે ?"

"તે ગૃહી શકવાની હાલ મારામાં શક્તિ નથી. સ્ત્રી પુરૂષ સહવાસમાં આવતાંજ અન્યોન્યના ગુણના પૂર્ણ ભોક્તા બની શકે છે." અરવિન્દે કહ્યું.

"મારામાં જે ગુણ છે તેને આપ પ્રાપ્ત કરી શું કરશો ?"

"સ્નેહમય જીવન વ્યતિત કરીશું. સંસાર સાગરમાં વિના સાથી પાર જવાનું નથી. પુરૂષોમાં અમુક ગુણોની ન્યૂનતા હોય છે અને સ્ત્રીમાં પણ અમુક ગુણોની ન્યૂનતા હોય છે. જે ગુણો પુરૂષોમાં હોતા નથી તે ગુણો સ્ત્રીમાં હોય છે; અને જે ગુણ સ્ત્રીમાં નથી હોતા તે ગુણો પુરૂષમાં હોય છે. ઉભયનાં સ્નેહમય જીવન એક થતાં તેઓના ગુણની પણ ઐક્યતા થાય છે. ગુણની ઐક્યતા થતાં સંસાર સાગરની ઉપાધિ સહજમાં તરી શકાય છે અને ઉન્નત જીવને સુરધામ પ્હોંચાય છે." અરવિન્દે ઉંડું રહસ્ય સમજાવ્યું.

"ત્યારે મને તમે ચાહો છો તે આપનો સ્વાર્થ સાધવા." સ્નેહલતા બોલી.

"તેને તું સ્વાર્થ કેવી રીતે કહી શકે ? અન્યોન્ય એક બની સ્નેહમય જીવન ગાળીશું એટલે સ્વાર્થનો તો ધ્વંસજ થવાનો."

"ના, ના હું તે ન માનું."

"કેમ ?"

"સ્નેહલતાને જોવું છે કે સંસારોદધિ એકલે હાથે તરાય છે કે નહીં." સ્નેહલતા દૃઢતાથી બોલી.

"વ્યવહારિક દૃષ્ટિથી નજર કર, લતા ! પાણીમાં તરવું હોય તો ઉભય હસ્તનો ઉપયોગ કરવો પડે છે અને બન્ને પગની પણ સાહાય્ય લેવી પડે છે."

"મારે તો બન્ને હસ્ત છે."

"ના, ના, લતા ! તું ભૂલે છે. પુરૂષ અને સ્ત્રીના અંગ અર્ધજ મનાય છે. પુરૂષ અને સ્ત્રીનું ઉભયનું અંગ મળે, એટલે તેમના સ્નેહ જીવનની ઐક્યતા થાય ત્યારેજ તે એક અંગ કહેવાય. સ્ત્રીને અર્ધાંગના કહે છે તેનું કારણ તું નથી સમજતી ?" અરવિન્દે કહ્યું.

" હા, સમજુ છું. "

" તો વિના સાથી સંસાર યાત્રામાં પ્રયાણ કરવા તું કેમ ઇચ્છા રાખે છે ? "

" મારે પરણવું નથી તેથી. " તીવ્ર દૃષ્ટિપાત કરી સ્નેહલતા બોલી.

" દેવી ! લતા ! હજી પણ મને હતાશ કરીશ ? " નિશ્વાસ નાખતાં અરવિન્દ બોલ્યો.

" હતાશ ? કેવી રીતે ? "

" તું મને નહીં ચાહે ? "

" હા, હું તમને ચાહુ છું; પરંતુ પ્રિય અરવિન્દપ્રસાદ ! હું તમને પરણી શકું એમ નથી. એવા સંયોગોમાં મારૂં જીવન વહન થતું આવ્યું છે, હજી પણ એવા સંયોગોમાં મારૂં જીવન વહી જાય છે, અને એવા સંયોગોમાં તે વહી જશે કે જે સંયોગો આપણા ઉભયના જીવનમાં વિષ ભેરવી આપણાં જીવન વિષ સમાન બનાવી દે. વ્હાલા ! વ્હાલા અરવિન્દ ! હું તમને પ્રથમથીજ ચાહતી આવી છું, હજી પણ ચાહુ છું અને ભવિષ્યમાં પણ તમનેજ ચાહીશ. પરંતુ એવા સંયોગોમાં મારૂં જીવન વ્યતિત થાય છે એટલે હું લાચાર છું. આ હતભાગિણી તમારા જીવનને, તમારા સ્નેહમય હૃદયને હતાશ કરવા સરજાયલી છે. શું કરૂં વ્હાલા ! અંતે સ્નેહલતા સ્નેહભર્યા હૃદયથી અરવિન્દને ભેટી પડી ચક્ષુમાંથી અશ્રુ સારતી બોલી. પાષાણ હૃદય સ્નેહના નિરંતર વિપુલ જલથી પિગળ્યું.

" લતા ! રડના. તારાં વચનોએ મારા અંતરમાં અમૃત રેડયું છે. તું મને ચાહે છે તેજ મારા હૃદયની વ્યથા નિવારી હર્ષમય મન બનાવે છે. લતા ! પ્રિય લતા ! રડ ના. સ્નેહદેવી ! સ્નેહલતા ! રડના. " લતાના પાલવથી લતાનાં અશ્રુબિન્દુ લુંછતો અરવિન્દ બોલ્યો.

' વ્હાલા અરવિન્દ ! શું વદુ મારી અંતરની વ્યથા ? કહેવાતી નથી, કહેવાય એમ નથી; મને ક્ષમા આપો. મેં તમારૂં અંતર અત્યાર સુધીમાં ઘણુંજ તપાવ્યું છે, તાવ્યું છે. તમારા અંતરની મેં પૂર્ણ પરીક્ષા કરી જોઇ. આપના જેવા મહાન વિદ્વાન સહૃદય પુરૂષ મને મળે છે, પરંતુ મારૂં કેટલું કમનસીબ કે હું આપને ગ્રહણ કરી શકું એવી મારી સ્થિતિ નથી. " લતા થી સ્નેહલતા અરવિન્દના અંગને વળગી પડતાં ગદ્ગદ્ કંઠે બોલવા લાગી.

" એમ કેમ ? લતા ! શા સંયોગોના બાધને લીધે તું મને પરણી ન શકે ? "

" હું તમને તે કહી શકું એમ નથી, વ્હાલા ! "

" દેવી ! મારા જેવું વિશ્રામ સ્થાન તને કોઇ નહીં મળે. "

" જાણું છું, હૃદયનાથ ! હું જાણું છું કે તમારા જેવું વિશ્વાસ સ્થાન પ્રાપ્ત થવું મુસ્કેલ છે. પરંતુ મારે મૂકાવસ્થા ગ્રહણ કરવી આવશ્યક છે. પ્રભુ ! આથી હું આપની જીજ્ઞાસાને નિરાશ કરૂં છું. મને નિરાધારને આપે સાહાય્ય કરી છે પરન્તુ તે ઉપકારનો હું આવા અનુપકારથી બદલો આપું છું તે ક્ષમા કરજો. પ્રિય અરવિન્દ પ્રસાદ ! "

" મને તે જણાવવામાં કંઇ વાંધો છે, પ્રિય સુરબાળા ! "

" હા વ્હાલા ! જો એ ભેદ હું કહું તો ઘણા જીવનોને અપકીર્તિમાં સદાને માટે ડૂબવું પડે. "

" તો તે ભેદ મારે નથી સાંભળવો. " અરવિન્દ બોલ્યો.

" પણ હું આપને તે રહસ્ય જણાવતી નથી તેની ક્ષમા અર્પશો ને ? "

" હા, પ્રિયે ! સત્ય અવલંબીના સર્વ દોષ ક્ષમનીય હોય છે. હું તને તેમાં ક્ષમા અર્પું તે કંઇ મહત્ કાર્ય ન કહેવાય. " સ્નેહલતાના શ્વેત લલાટપર સ્નેહચુંબન અર્પતાં અરવિન્દપ્રસાદ બોલ્યો.

" અરવિન્દપ્રસાદ ! હું તમને પરણું નહી તો પણ તમે મને ચાહશો કે નહીં ? " અરવિન્દના સ્નેહ ચુંબનના પ્રત્યુત્તરમાં અરવિન્દના હસ્ત કમળને ચુંબન કરતાં લતાએ આંતરિક પ્રશ્ન કર્યો.

" લતા ! તને કેમ ન ચાહું ? મારો પ્રેમ ઐહિક નથી દૈવી છે. મારા પ્રેમને ઐહિક સુખની લોલુપતા છે તેમજ પરલોકનું સુખ પ્રાપ્ત કરવાની લાલસા છે. પરંતુ લતા ! એ ઐહિક સુખ માયિક સુખથી તદ્દન ભિન્નજ છે. સ્નેહમય જીવનમાં, શુદ્ધ સ્નેહમાં અને પવિત્ર સ્નેહમયી પ્રકૃતિઓમાં માયાનો અને માયાના અનુચરોનો યત્કિંચત્ પણ ભાવ હોયજ નહીં. " લતાને પોતાના વક્ષસ્થળ સાથે દાબતાં અરવિન્દ બોલ્યો.

" પ્રણેશ્વર અરવિન્દ ! આપનાં એકેક વાક્યો, અરે એક એક શબ્દ આપની, આપના હૃદયની મહત્તા દર્શાવે છે. હું જાણું છું, વ્હાલા ! દૈવી હૃદય પ્રેમ અને દૈહિક પ્રેમના ફેર. સ્નેહનું લક્ષણ અનુપમ હોય છે. જુઓ સાંભળો:—

'દૈહિક પ્રેમ તણો વિનાશ, હૃદયનો પ્રેમ સનાતન;
હૃદયનો પ્રેમ જ્યોતિ પ્રકાશ, બતાવે મારગ ભવ વન.
દૈહિક પ્રેમ નિરાશ નિદાન, સકલ જગ જાણે અંતર;
હૃદયના પ્રેમ વિકાસ સમાન, મલે નહીં સુખ નિરંતર.
દૈહિક પ્રેમ દુઃખમય સાર, નડે નિશદિન હૃદયને;
હૃદયનો પ્રેમ સુખ અંબાર, પ્રભુ કાપે ભવ ભયને.
દૈહિક પ્રેમ તમોમય હોય, સુમારગ ભૂલે જગ જન;
હૃદયનો પ્રેમ પ્રભામય હોય, બનાવે ઉજ્વલ જીવન.'

સ્નેહલતાનું કોમળ સ્વરભર્યું સંગીત અરવિન્દના કર્ણમાં પુનઃ અમૃત રેડતું હતું. તે સંગીતના તાનમાં પોતાના પગપર તાલ આપવા લાગ્યો. સંગીત બંધ થયું. લતાના મીષ્ટ અધરમાંથી વરસતી અમૃત ધારા બંધ પડી. અરવિન્દના તાલ પણ બંધ પડયા. પરંતુ સ્નેહલતાના પ્રવાલસમાન ઓષ્ટમાં વરસતાં રહી ગયેલ અમૃતનું પાન અરવિન્દ બીજીજ પળે કરવા લાગ્યો.

"લતા! આજેજ હું તારૂં ઉન્નત હૃદય સમજ્યો." અરવિન્દ સ્નેહલતાને આલિંગન દેતાં બોલ્યો.

"હા, સમજ્યા તો ખરા, પરંતુ આપનું હૃદય હજી મને પૂર્ણું ક્યાં સમજાવો છો." સ્મિત હાસ્ય સહ નયન કટાક્ષ કરી સ્નેહલતા બોલી.

"જો તું ત્યારે સાંભળ."

બીજીજ પળે અરવિન્દ પણ પોતાની મનોહર મેનાના સંગીતનું ઉપહાસ્ય કરતો હોય તેમ શુદ્ધ સ્વરથી પોતાના હૃદય રવ સ્નેહલતાને સંભળાવવા લાગ્યોઃ—

(મંદાક્રાન્તા.) "વ્હાલી! વિશ્વે વિકટ પથ છે કાપવા ધીરથીએ;
સ્નેહાયુધો કર ગૃહી મહા જીબવી દુષ્ટ માયા;
વ્હેતાં વ્હેતાં જીવન નવલું મીષ્ટતાથી ભરેલું,
આવું નિત્યે, ઇશ મય ખરે અંતમાં તે બને છે."

સ્નેહમયી દૃષ્ટિથી, અનુપમ હૃદયાનુરાગથી, સ્નેહલતા પોતાના પ્રિયતમના સ્વરો શ્રવણ કરતી હતી. છેલ્લા શબ્દોનું ઉચ્ચારણ કરતાં સ્નેહલતાને ગાઢાલિંગન કરી અરવિન્દે તેના કપોલપર ચુંબન કર્યું.

"જાઓ, જાઓ, આમ શું કરો છો?" ભ્રલતા વક્ર કરી અરવિન્દને દૂર કરતાં સ્નેહલતા બોલી.

અરવિન્દ દૂર ખસી ગયો. પ્રણય કલહની પ્રભુતા ઉદ્દભવી. અરવિન્દને માઠું લાગ્યું જાણી સ્નેહલતા અરવિન્દ પાસે આવી. સ્મિત-હાસ્યથી અરવિન્દનો હસ્ત પોતાના હસ્તમાં લઇ દબાવ્યો.

"વ્હાલા! ખોટું લાગ્યું? માફ કરજો. પણ આવા શબ્દોથી જ્યાં આમ ખોટું લાગે છે તો તમે મને પરણીને કેવું સ્નેહમય જીવન ચલાવવાના હતા? જાઓ, જાઓ, આમ રિસાઓ છો શું?" ઉપાલંભથી અરવિન્દને સમજાવતી સમજાવતી સ્નેહલતા સ્મિત હાસ્ય કરવા કરવા લાગી.

"ખોટું કોને લાગે? લતા! તારા શબ્દોથી મને કદી જરાપણ ખોટું લાગ્યું નથી, લાગવાનું નથી. જો ખોટું લાગતું હોય તો તારી પાછળ અહીં લગી આવું ખરો?" અરવિન્દ બોલ્યો.

અલ્પસમય ઉભયનાં નયનની તારામૈત્રી ચાલી; મુખારવિંદ વિકસ્યાં; નયનમાં નૂતન તેજ આવ્યું; હૃદય ઉન્નત બન્યાં. સ્નેહલતાએ આવી મૂકાવસ્થાનો ભંગ કર્યો.

"હાં, હાં, અરવિન્દપ્રમાદ! હું તો તમને પુછવાનું ભૂલીજ ગઇ હતી. ઠીક યાદ આપી. તમે અહીંયાં આવ્યાં તેનું પ્રયોજન પ્રમાદમાસીને શું બતાવ્યું હતું?" સ્નેહલતાએ પૂછ્યું.

"હું પણ તને તે જણાવવાનું ભૂલી ગયો હતો. પ્રિય દેવી! કૃષ્ણરાવનું ખૂન થયું તે રાત્રિએ તું અમારે બંગલે આવી હતી તે મારા સિવાય અન્યના જાણવામાં છે. તે વાત જણાવવા સારૂંજ હું અહીં આવ્યો હતો. પ્રમાદસુંદરીને પણ એજ પ્રયોજન જણાવ્યું હતું."

"ઓ પ્રભુ! અરવિન્દપ્રસાદ! તમારો કેટલો બધો ઉપકાર! તમે મને આભાર ના ભાર તળે દાબી નાંખી છે. લાચારછું કે તમારા આવા અનહદ ઉપકારનો બદલો હું પૂર્ણ રીતે આપી શકતી નથી."

"લતા! બદલો મળી ચુકયો. તું મને ચાહે છે તેજ મને રૂચિકર છે."

"વ્હાલા અરવિન્દ! પ્યારા અરવિન્દ! હવે મને સમજાયછે કેઃ—
'નિરાળા પ્રેમના રાહો, નિરાળા પ્રેમના પંથી;
નિરાળા સ્નેહના ભાવો, નિરાળા સ્નેહના બંધી.'

"હા, લતા! પ્રેમનો નિરાળો પંથ ગ્રહણ કરવાથી હું તારો સ્નેહ પામી શકયો છું." અરવિન્દે જણાવ્યું.

"અને તોય પણ હું હતભાગિણી આપને હતાશ કરૂં છું."

"ના, એમ નહીં. તું અડગપણે ફરજ બજાવે છે."

"આપના વિના ખરૂં સત્વ કોણ ગ્રહણ કરે ? પ્રભુ !" સ્નેહલતાએ કહ્યું.

"પ્રેમીઓજ અન્યોન્યનાં હૃદયના ભાવ લહી શકે, દેવી !" અરવિન્દે પ્રત્યુત્તર આપ્યો.

"લતા ! સ્નેહલતા !" ઓચિંતાની પ્રમાદભુવનની પેલી બાજુએથી કોઇએ બૂમ મારી.

સ્નેહલતાએ એ સ્વર ઓળખ્યો. રાધાબાઇ તેને બોલાવતી હતી. સ્નેહલતાનું મુખ મ્લાન થઇ ગયું. અરવિન્દની મુખાકૃતિ પણ વિષાદપૂર્ણ બની. સ્નેહલતા સહ અનુપમ સ્નેહસુખ પૂર્ણ સ્વર્ગની સિડી ઉપર તે ચડતો હતો. પ્રથમ પગથીયે વિરહકંટક નડવાનો સમય આવ્યો. પ્રથમ પ્રેમ સમાગમે વિખુટાં પડતાં પંખીઓનાં મુખ દીન બનેજ.

"આવું છું, અરવિન્દપ્રસાદ ! અલ્પ સમયમાંજ હું અહીં આવું છું. લો આ મુદ્રિકા તમારી પાસે રાખો. હું અહીં આવું તે દરમ્યાન કોઇ તમને પુછે તો તમે તે બતાવજો. કોઇ તમારૂં નામ નહી દે." સ્નેહલતાએ મુદ્રિકા આપી. અરવિન્દે પ્રત્યુત્તરમાં પોતાની મુદ્રિકા સ્નેહથી સ્નેહલતાની અંગુલિ ઉપર સેરવી દીધી.

બીજી પળે લતા ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ જે બાજુમાંથી સ્વર આવતો હતો તે તરફ ગઇ. અરવિન્દ એકલો તરંગ ઝુલે ઝુલવા લાગ્યો.

સ્નેહલતા રાધાબાઇ પાસે આવી ઉભી રહી.

"કેમ, રાધા ! શું કામ છે ?" લતાએ પ્રશ્ન કર્યો.

"ક્યારની તું આવી નહી તેથી બુમ પાડી. અત્યાર લગી શું કરતી હતી ?" દીનાનાથ કાકા બોલ્યા.

"મારી વેલને પાણી પાઇ કૌમુદીમાં આમ તેમ ફરતી હતી." લતાએ જવાબ આપ્યો.

"તને એકલાં ફરવાનું કેમ ગમે છે ?" સિનાકાકીએ કહ્યું.

"મને એકાન્તમાંજ મઝા પડે છે." ઠંડે પેટે લતા બોલી.

"એનો સ્વભાવજ એવો છે." રાધાબાઇ વચ્ચે બોલી ઉઠી.

"રાધા ! બોલ, મારૂં શું કામ હતું ? મારે હજી કામ છે મારે જવું છે." અધીરી બની સ્નેહલતા કહેવા લાગી.

" એટલી બધી શી ઉતાવળ આવી છે ? ", રાધાએ સામો પ્રશ્ન કર્યો.

સ્નેહલતા કાંઇ પણ બોલી નહી. અલ્પ સમય સર્વ શાન્ત રહ્યાં.

" લતા ! દીનાનાથ કાકા કાલે અમદાવાદ જવાના છે. તારે કંઇ કહેવડાવવું છે ? " રાધા બોલી.

" પ્રમાદ માસીને મ્હારા પ્રણામ કહેજો, બસ એજ. " સ્નેહલતાએ સંદેશો જણાવ્યો.

" બીજુ કંઇ ? " દીનાનાથ કાકા બોલ્યા.

" બીજું કશુંય નથી. પણ દીનાનાથ કાકા ! એકદમ જવાનું કેમ રાખ્યું ? " સ્નેહલતાએ કહ્યું.

" પેલા કેસમાંજ. " જવાબ મલ્યો.

" ઠીક. "

આટલું બોલી સ્નેહલતા પોતાની વાસંતી લતાના મંડપ તરફ ચાલી નિકળી. કોઇએ તેને રોકી નહિ. સ્નેહલતાના જક્કી સ્વભાવથી સર્વ પરિચિત હતાં.

સ્નેહલતાના ગયા પછી અરવિન્દ પોતાના મનમાં વિશાળ સૃષ્ટિ સૃજતો હતો. અભેદ્ય અંતરમાં વિધવિધ આશ્ચયો ઉદ્‌ભવતા હતા. સૃષ્ટિ સરજી તેમાં અનંત અગમ્ય સુખ વૃક્ષો રોપવા લાગ્યો. વૃક્ષો નવપલ્લવથી વિભૂષિત બન્યાં; કુસુમ કળીઓ આવી; કળીઓ પણ સ્ફુરી, ખીલી; કુસુમમાંથી ફલ આવ્યાં. પણ........તે ફલ ........ મીષ્ટ હતાં કે કડુ ? હજી ફલ તેણે ચાખ્યાં ન હતાં. વળી પુનઃ તે સ્નેહલતાના અકથનીય સયોગોનું મંથન કરવા લાગ્યો. પરંતુ તે અકથનીય સંયોગો તેનાથી સમજાતા ન હતા. " શું લતા ખૂતી હશે તેથીજ તે મને પરણવાની ના પાડતી હશે ? ના, ના. તે નિર્દોષ છે. ત્યારે શું તે કોઇ અન્યને ચાહતી હશે ? ના, ના, તેનાં વચન, ચેષ્ટા અને ગુણ સાક્ષી પુરે છે કે તે મનેજ ચાહે છે. ત્યારે શું મારામાં તેને કંઇક દોષ દૃષ્ટિગોચર થતો હશે ? પ્રભુ જાણે. મારામાં કોઇ પણ દોષનું અસ્તિત્વ હોય એવું મને લાગતું નથી. ત્યારે શું હશે ? એવા કેવા સંયોગો હશે ? પણ એ કહે છે કે તેથી ઘણાં જીવનોને અપયશમાં ડુબવું પડે. ત્યારે એ સંયોગો શા હશે ? ઓ પ્રભુ ! તું માર્ગ બતાવ. મારાથી આ ભેદ નથી સમજાતો. " આ પ્રમાણે પ્રશ્નો-

તારો તેના હૃદયન્યાયાસને ઉપસ્થિત થતા હતા. વળી પાછાં તરંગનાં મોજાં ઉછળ્યાં અને તેના હૃદયને નૂતન મનોસૃષ્ટિ પાસે તાણી ગયાં. સ્નેહલતાનું એ સૃષ્ટિમાં સામ્રાજ્ય જણાયું. સ્ત્રી ગૌરવ દૃષ્ટિએ પડ્યું. હર્ષિત હૃદય તુરતજ ગાવા લાગ્યું;—

'જીવનના ઉચ્છ્વાસ મધુરા,
અંતરના રસભાવ અનેરા,
સુખદ સુધાસમ શાન્તિ પીવા,
સ્નેહમયી શુભ નાર
અંતરનાં દુઃખ કહેવા રોવા,
અંતરનાં આંસુ કૈં લ્હોવા,
પુનિત પ્રેમથી ન્હાવા ધોવા,
સ્નેહમયી શુભ નાર.
રસ અંતરના લેવા દેવા,
પરમ પ્રેમની સાત્વિક સેવા,
જ્યોતિ અખંડ, અનુપમ મેવા,
સ્નેહમયી શુભ નાર.
જીવનમાં નવલું શુભ લ્હાણું,
જીવનમાં સુખમય કૈં વહાણું,
વિમલ સ્નેહનું રસમય ભાણું,
સ્નેહમયી શુભ નાર.
વિશ્વ રાત્રીએ નેતા દિપક,
પરમ સ્નેહની પૂરણ પોષક,
અનુપમ અમૃત અમૃતનું રસ રૂપક,
સ્નેહમયી શુભનાર.
વિશ્વ વિષે રસધામ મધુરું,
સ્વર્ગ સમાન અભીષ્ટ અનેરૂં,
સત્ય જીવનનું સાધન રૂડું,
સ્નેહમયી શુભ નાર.
દિવ્ય દયા રસ અમૃત ઝરણી,
સ્વર્ગ તણી સુખદા નિસરણી,
મીષ્ટ રસે જીવન દુઃખ હરણી,
સ્નેહમયી શુભનાર.

ગાવાની ધૂનમાં અરવિન્દ પોતાનું ભાન ભૂલ્યો. પાછળ સ્નેહલતા આવી ઉભી રહી તેનું પણ તેને ભાન ન રહ્યું. પુનઃ પુનઃ તે સ્ત્રીના મહત્ ગુણોનું પ્રશંસા ગીત ગાવા લાગ્યો.

"પ્રમદા છે પ્રીતિ ભાજન, મનરંજન, ભીડભંજન,
જુક્તિથી કરીએ જતન, જોઇએ નિત્ય ચઢતો દન.—

*　　　　*　　　　*

ચિંતામણિ રત્ન છે રમણી, વળી પારસમણિ, મનહરણી,
કોમળ ને કાંચન વરણી, ધીર, ગભીર, વચન રસ ધરણી.*"

અરવિન્દના અંતર ધ્વનિને શ્રવણ કરતી સ્નેહલતા શાન્તિનો ભંગ કરી તુરતજ અરવિન્દની સન્મુખ આવી ઉભી રહી.

"દેવ! નારીનાંજ વખાણ? પ્રભુ! અમે સ્ત્રીઓ તો પુરૂષના બળેજ બળવતી બની ભવસાગર તરવા શક્તિવાન થઇએ છીએ. તો અમારે તમારો આભાર માની તમારા ગુણ ગાવા કે તમારે અમારા?"

"લતા! ઉભયને અન્યોન્ય સહાયતા વિના ભવસાગર તરવાનું કાર્ય ઘણુંજ કઠીણ છે."

"પણ અમારે તો પતિજ ભવસાગર તરવાનું નાવ છે. જુઓ સાંભળો;

'ભવસાગર તરવાનું નાવ શુભ પતિ સદાએ ગણવારે;
અંતરના ઉમળકાથી એ પતિ તણા ગુણ ભણવા,
　　　　　　　　　　　　સજની! સ્નેહે સદા.—
હૈયાના હેતે ભીંજવવા શાન્ત વચન સુધા રસથી,
પ્રભુ ગણી પૂજા નિત્ય કરવી પદામ્બુજે શિર ધરી, સતી!
શુદ્ધ જીવન કરવું, સંચરવું શુભ પથે બની ધૈર્યવતી,
ઉત્તમ જીવન, ઉત્તમ કાર્યે, સતી થવું શુભ બની અતિ.
　　　　રસ ભરવારે, સ્નેહ સ્વર્ગે સંચરવા,
　　　　ગુણ ધરવારે, અક્ષય સુખને વરવા,
ઉત્તમ રીતિ ધરી, સતી! નિજ પતિ અતિ રિઝવવા,
　　　　　　　　　　　　સજની! સ્નેહે સદા.—"

"સ્નેહલતા! તારા સંગીતની તો અવધિજ." સ્નેહલતાના સંગીતની પ્રશંસા કરતો અરવિન્દ બોલ્યો.

---

* "ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી."

"જાઓ, જાઓ, મશ્કરી શું કરો છો? ક્યાં આપનો કંઠ અને ક્યાં મારો?" શરમિંદી બની સ્નેહલતા બોલી.

"સ્ત્રીનો કંઠ સદા પુરૂષના કંઠ કરતાં કોમળતરજ હોય છે."

"આપનું બોલવું સત્ય છે. પરંતુ માધુર્ય તો પુરૂષના સ્વરમાં અધિક."

"એય પણ તારી ખોટી માન્યતા. અધિક મધુરતા તો સ્ત્રીના કંઠમાં."

"ના હું ના માનું. મને આપના કંઠમાં અધિક માધુર્ય જણાયછે."

"ત્યારે આપણે ઉભય સમાન, કેમ હવે?"

"હા, તેમજ."

"વારૂ એમ."

"પણ બળ્યુ હું વાતોમાં ને વાતોમાં તમને પુછવાનું તો તદ્દન ભૂલી જાઉં છું. તમને અહીં આવવામાં કંઇપણ વિઘ્ન નડયું?" આતુરતાથી સ્નેહલતાએ પ્રશ્ન કર્યો.

અરવિન્દે પ્રમાદભૂવનના ઉપવનમાં આવતાં જે જે મુશ્કેલી વેઠી હતી તે અથઇતિ સ્નેહલતાને જણાવી દીધી. લતા વિસ્મયતા પૂર્ણ આલોલ લોચને સર્વ બીના શ્રવણ કરતી હતી.

"ઓહો હો, એટલું બધું? ખરેખર મારે માટે આપે ઘણું સંકટ માથે ઉઠાવ્યું હો." સ્નેહલતાએ કૃતજ્ઞતા પૂર્ણ હૃદયે કહ્યું.

"એથી એમ ન ધારતી કે *'Love is blind.' દિવ્ય સ્નેહની પ્રસાદીથી દિવ્ય ચક્ષુ ઉઘડે છે. તેના પ્રકાશ આગળ સર્વ તેજોમયજ છે. દૈહિક પ્રેમ હોય તોજ 'પ્રેમ આંધળો' ગણાય." અરવિન્દ બોલ્યો.

"પણ તમે પ્રમાદમાસી પાસેથી પત્ર લાવ્યા હોત તો તમારાથી વિના મુશ્કેલીએ અહીં અવાત."

"પણ તેથી તારો સ્નેહ આટલો ન પમાત." અરવિન્દે જવાબ આપ્યો.

એટલામાં પ્રમાદભૂવનના ઘડીઆળમાં બારનો ટકોરો થયો. અરવિન્દ જવા ઉભો થયો.

"અરવિન્દપ્રસાદ! તમે ક્યાં આગળ રહો છો?" સ્નેહલતાએ અરવિન્દનો હસ્ત પકડી પુછ્યું.

---

* પ્રેમ આંધળો છે.

"સામી બાજુએ આત્મારામ પંડયાના ગૃહમાં." આત્મારામના ગૃહની દિશા તરફ હસ્ત લંબાવી અરવિન્દે કહ્યું.

"ફરી ક્યારે મળશો ? વ્હાલા !" સ્નેહલતા અરવિન્દને ભેટી પડી.

"પ્રભુ મેળવે ત્યારે, દેવી !" સ્નેહથી સ્નેહલતાના મુખકમળપર ચુંબન કરતાં અરવિન્દ બોલ્યો.

"પણ કાલેજ હું તમને મળીશ. તમને રાધાબાઇ તરફથી નિમંત્રણ થશે. તમે અહીં જરૂર પધારજો."

"જેવી તારી મરજી, લતા !"

ઉભય અન્યોન્ય ભેટયાં. અન્યોન્ય અધરોષ્ટ પાન થયાં. પછી તો;

(માલિની)-હૃદય હૃદય સાથે પ્રેમથી જ્યાં દબાયાં,
વિરહી યુગલ કેરાં દુઃખડાં ત્યાં સમાયાં;
નવનીત સુખ માંહી જોડલું એહ ડોલે,
હૃદય હૃદય પાસે દિલનાં દર્દ ખોલે.
અધર રસ સુધાથી સ્નેહી અન્યોન્ય કેરાં,
દીલ દરદ નિવારી સુખ બિન્દુ અનેરાં,
ફરી ફરી રસ રાગી ભેટ લેવા મચેલાં,
ગૃહી ગૃહી ઉરમાંહી નાચતાં હર્ષ ઘેલાં.

પરંતુ બીજીજ પળે વિખુટા પડવાનો સમય આવ્યો. લતા તો અરાવન્દને અશ્રુથી ભીંજાવતી હતી, તેને ગાઢ આલિંગન દઇ જતો જતો અટકાવતી હતી, અને કોમળ સ્વરથી તેનું હૈયું પિંગળાવતી હતી. પણ અંતે શું કરે ? તેને જવા દીધા વિના છુટકો ન હતો.

સ્નેહલતા અરવિન્દની સાથે સાથે ઝાંપા સુધી આવી. સુભાગ્ય ઝાંપા આગળ કોઇ હતું નહીં. અરવિન્દ દરવાજા બ્હાર નિકળી ગયો.

"વ્હાલા ! પધારજો હોં. જરૂર કાલે નિમંત્રણ આવે તે સ્વિકારજો."

"વા-રૂ, લતા !" અરવિન્દે જણાવ્યું.

રડતી રડતી સ્નેહલતા પાછી ફરી. અરવિન્દ પણ પોતાના નિવાસ સ્થાન તરફ ચાલવા લાગ્યો. ગૃહે આવી કપડાં બદલી નાખ્યાં. સુમન્તરાવ હજી પણ અરવિન્દની રાહ જોઇ જમ્યા સિવાય બેસી રહ્યા હતા. ઉભયે જમી લીધું. જમ્યા પછી પોતાના ઓરડામાં આવી બન્ને જણ વિવિધ વાર્તાલાપ કરવા લાગ્યા.

આ બાજુ સ્નેહલતા પોતાનું મુખ શીતલ જલથી ધોઇ નાખી

સ્વસ્થ બની, રાધાબાઇ વિગેરે બેઠાં હતાં ત્યાં ગઇ. સ્નેહલતાને જોઇ સર્વ કોઇ આશ્ચર્ય પામ્યાં.

"કેમ, લતા! ક્યાંથી પાછી ફરી?" રાધાએ પ્રશ્ન કર્યો.

"હું ક્યાંથી પાછી ફરી? આ ઉપવનમાં હતી અને ત્યાંથી અહીં આવી." સ્નેહલતા બોલી.

"અમે જાણ્યું કે તું સુઇ ગઇ હઇશ." દીનાનાથ કાકા બોલ્યા.

"તમે સુઇ ન જાવ અને હું સુઇ જાઉં. મને એકલું સુવું ગમતું નથી."

"ત્યારે બેકલી થા." ધીરેથી મૃદુ સ્વરમાં સ્નેહલતાના કર્ણમાં રાધાએ સ્વરગુંજન કર્યું.

"ચુપ, રાધા! એવી વાત કરવી નહીં." લતાએ રાધાના કપોલપર હસ્ત પ્રહાર કરતાં કહ્યું.

"વા......રૂ." રાધા બોલી.

"રાધા! તને એક વાત પુછવા આવી છું." પોતાના મનનો ભાવ જણાવવા સ્નેહલતાએ કહ્યું.

"શું."

"આજે પ્રમાદ માસીનો પત્ર હતો. તેમાં તે લખે છે કે શેઠ સુંદરરામ સદારામની મીલના મેનેજર અરવિન્દપ્રસાદ ત્યાં આવ્યા છે તેમને નિમંત્રણ આપજે. હવે તેમને નિમંત્રણ આપવું કે નહીં?" સ્નેહલતાએ પુછ્યું.

"અરવિન્દપ્રસાદ? પેલા કૃષ્ણરાવના ખૂનમાં જેની તપાસ થઇ હતી તેજ કે?" દીનાનાથ કાકા બોલ્યા.

"હા, તેજ. પ્રમાદ માસીને ત્યાં એ ઘણીવાર આવતા હતા. એ અતિ ઉચ્ચ અને શાન્ત પ્રકૃતિના છે. મેં એમની સાથે પ્રમાદ માસીને ત્યાં ઘણી એ વાર વાતચિત્ કરી તેની પ્રતીતિ મેળવી છે." લતાએ અરવિન્દની પ્રશંસા કરી.

"પણ એ ક્યાં ઉતર્યા છે? તેમનું ઠેકાણું?" રાધાએ પુછ્યું.

"આત્મારામ પંડ્યાને ત્યાં ઉતર્યા છે એવું લખે છે.' લતા બોલી.

"ત્યારે કાલે સાંજે ગાડી લઇ તું ત્યાં જજે અને તેમને અહીં બોલાવી લાવજે." રાધાએ કહ્યું.

લતાએ ડોકું ધુણાવ્યું. પોતાને મન ભાવતું થયું. સર્વ જણ અલ્પ સમય પછી વાર્તાલાપ કરતાં કરતાં પ્રમાદ ભૂવન તરફ ચાલ્યા. સર્વ પોતપોતાના શયનાલયમાં ગયા અને નિદ્રા દેવીને આધીન થવા લાગ્યા.

"અરવિન્દ જેવું રત્ન હું હતભાગિણી ગ્રહણ કરવા ના પાડું છું. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે મુખ ધોવા જાઉં છું, પણ પ્રભુ! પ્રભુ! હું શું કરૂં? તેમની સાથે પરણી હું તેમના જીવનમાં ઝેર ભેરવું? ના, ના, હું કદી પણ હું એવું નીચ નિંધ કર્મ નહિ આચરૂં." આમ અંતરમાં લવતી લવતી સ્નેહલતા પણ નિદ્રા દેવીના અંકમાં વિરાજવા લાગી.

---

## પ્રકરણ ૧૦ મું.

### રજની—વિલાસ.

(ઉપેન્દ્રવજ્રા.)

મીઠી મધુ પ્રેમ ભરી સરિતા,
સદા ભલે સાગર માંહી પ્રીતે;
નહીં કદાએ નીર એ વહેતાં,
અતિ શ્રમે કાંઈ જરા ખરાયે.
ઉદિત ભાનુ શુભ પ્રેમ કેરો,
પ્રતાપ ઉગ્રે ઉર તો પ્રજાળે;
વિકાસ પામે નલિની તથાપિ,
પ્રભાવ એ હા 'રતિકાન્ત' કેરો.

Who, in the course of his life, hath not been so bewitched, and worshipped some Idol or another? Years after this passion hath been dead and buried, along with a thousand other worldy cares and ambitions, he who felt it can recall it out of its grave, and admire, almost as fondly

as he did in his youth, that lovely queenly creature. I invoke that beautiful spirit from the shades and love her still; or rather I should say such a past is always present to a man; such a passion once felt forms a part of his whole being, and can-not be separated from it; it becomes a portion of the man of to-day, just as any great faith or conviction, the discovery of poetry, the awakening of religion, ever afterwards influence him; just as the wound I had at Blenheim, and of which I wear the scar, hath become part of my frame, and influenced my whole body, nay, spirit subsequently, though 'twas got and healed forty years ago. Parting and forgetting! What faithful heart can do these? Our great thoughts, our great affections, the Truths of our life, never leave us. Surely, they cannot separate from our consciousness; shall follow it whithersoever that shall go; and are of their nature divine and immortal.

*From 'Henry Esmond' by W. M. Thackery*



પ્રભાતની નવલી સુંદરતાથી, પંખીગણના મધુરા કિલરવથી, કૃષિવલોનાં અનેરાં ગ્રામ્ય સંગીતથી, લીલી છમ જેવાં જુવારનાં ક્ષેત્રોથી સુંદરપુરની સુંદરતા અતિ રમણીય બની હતી; આવી સુંદરતા, મધુરતા જોઇ કોઇ પણ હૃદય મુગ્ધ થયા વિના રહેજ નહીં. કૃષિકારો પોતાના કાર્યમાં અતિ ઉત્સુકતાથી પ્રવૃત્ત થતા હતા. અન્ય જનસમાજ પણ શૌચાદિક કર્મથી પરવારી પોત પોતાના કાર્યમાં લીન થતો હતો. સ્ત્રીનાં મંડળો ઉજ્જ્વલ ત્રાંબા પિત્તળનાં બેડાં લઇ વાતો કરતાં, હાસ્ય સુહાસ્ય કરતાં, પરની નિંદા યા પ્રશંસા કરતાં અને હસ્ત નયનની અનેક ચેષ્ટાઓ કરતાં, ધીર યા ચંચલ ગતિથી જલાશય તરફ જતાં આવતાં હતાં. અરવિન્દ અને સુમ

ન્તરાવ પણ નિત્ય નિયમથી પરવારી ઓસરીમાં બેસી ચહા પીતા હતા. આત્મારામ તેમને ગ્રામ્ય કથાઓ કહેતો હતો, અને પોતાની ગ્રામ્ય અને અશ્લીલ ભાષાથી ઉભયને આનંદ આપતો હતો. અલ્પ સમય પછી આત્મારામ શાક લેવા સારૂ પટેલની વાડીએ ગયો. અરવિન્દ અને સુમંત આથી એકલા પડયા.

" અરવિન્દપ્રસાદ ! કાલે તમે ક્યાં ગયા હતા ? " એકાંત મળતાં અરવિન્દને સુમંતે પ્રશ્ન કર્યો.

અરવિન્દે સુમંતને રાત્રિની બિના જણાવી ન હતી. રાત્રિએ તે સબંધી વાત નિકળતાં પ્રભાતમાં જણાવવાનું અરવિન્દે સુમંતને વચન આપ્યું હતું. અરવિન્દે સુમંતને પોતાનો જીવન ઇતિહાસ કહ્યો નહતો. સુમંત અને અરવિન્દ મિત્ર બન્યા હતા પરંતુ પરસ્પર અંતર ઉઘડયાં ન હતાં. અરવિન્દને સુમંત વિશ્વસનીય જણાવાથી આજે તેને તેણે પોતાની જીવન કથા કહેવા માંડી. પોતે અહીં શા કાર્યને લીધે આવ્યો હતો તે પણ જણાવ્યું. ગતરાત્રિની હકીકત પણ તેણે કેટલેક અંશે જણાવી.

સ્નેહલતાનું નામ સાંભળી, કૃષ્ણરાવના ખૂનમાં તેનું નામ સંયુક્ત જાણી સુમંતે ગાઢ નિશ્વાસ મુકયા હતા. અંતે અરવિન્દનું જીવન વૃત્તાંત પૂર્ણ થતાં સુમંતનાં ચક્ષુમાંથી દડદડ અશ્રુબિંદુ નિકળવા લાગ્યાં. અરવિન્દે તેને શાન્ત પાડયો.

" સુમંતરાવ ! તમે મારો સર્વ ઇતિહાસ સાંભળ્યો. હવે તમારૂં વૃત્તાંત કહેવા કૃપા કરશોજી. તમને મારૂં વૃત્તાંત સાંભળી અશ્રુ કેમ આવ્યાં ? " અરવિન્દ સુમંતને શાન્ત જોઇ બોલ્યો

" અરવિન્દપ્રસાદ ! તમે મને મારૂં જીવન વૃત્તાંત પુછતા ના. અંતરનાં અશ્રુ અંતરમાં સમાય તેજ મને સુખરૂપ છે. " સુમંતે કહ્યું.

" એમ કેમ ? બાઇ ! શું હું વિશ્વાસપાત્ર નથી ? તમારી ગુપ્ત વાત મારે મુખેથી અન્યકને કદી પણ જશે નહીં. એનો પૂર્ણ ભરૂંસો રાખો. " અરવિન્દે જણાવ્યું.

' તમને હું અવિશ્વસનીય કહેતો નથી. તમારા જેસા મિત્ર પાસે મારૂં હૃદય ખાલી કરૂં તો તે કદી પણ અયોગ્ય સ્થાને કહેવાય નહી. વિશ્વાસપાત્ર તમારા સિવાય હજી સુધી કોઇ મને મલ્યું નથી અને મલશે પણ નહિ. પણ શું કરૂં ? બાઇ ! મારૂં વૃત્તાંત અકથનીય છે; ગુપ્ત રાખવાની આવશ્યકતા છે. " પોતાનાં ચક્ષુ લુછતાં સુમંત બોલ્યો.

"ભલે ત્યારે તે ગુપ્ત રાખો. પણ તમે સ્નેહલતાનું નામ શ્રવણ કરી અશ્રુ કેમ સારો છો ? જો તમે સ્નેહલતાને ચાહતા હો તો તે મને જણાવો. હું તેની ઉપરથી મારૂં હૃદય ઉઠાવી લેવા પ્રયત્ન કરીશ, તમારે માટે હું સ્વાર્પણ કરીશ. બોલો, બોલો, હું તમને કેવી રીતે સહાયતા કરી શકું ?" અરવિન્દ બોલ્યો.

"ના, ના. બંધુ ! એવું કાંઇ છેજ નહીં. ભાઇ ! વધારે તો શું કહું ? પણ સ્નેહલતાને તમે ચાહો, તમે તેનાથી યુક્ત બનો, અને તેની સાથે તમે દિવ્ય પ્રેમના સુખોપભોગો ભોગવો એવી મારી હૃદયની ઇચ્છા છે."

અરવિન્દ કંઇ બોલ્યો નહીં. તેના હૃદયમાં કંઇક જુદીજ તરંગમાળા ઉભરતી હતી. "સ્નેહલતા સુમંતને ચાહતી હશે ? તેથી તે મને પરણવાની ના પાડતી હશે ? સુમંત સ્નેહલતાનું નામ શ્રવણ કરી અશ્રુ પાડે છે તો ખરેખર તેનું હૃદય સ્નેહલતા તરફ આકર્ષાયેલું હોવું જોઇએ. શું ખરૂં હશે ? પ્રભુ ! પ્રભુ !" આવા તેના હૃદયના સાગરના તરંગોમાંથી આવા ધ્વનિ સ્ફુરતા હતા.

"અરવિન્દપ્રસાદ ! માત્ર મારી એક ગુપ્ત બિના તમને જણાવું છું. મારૂં સત્ય નામ ગુણવંતરાય છે. પરંતુ કેટલોક સમય થયાં હું સુમંત નામ ધારણ કરી જ્યાં ત્યાં ફરૂં છું. મારા નામથી તમે મને બોલાવતા ના, તમે વિશ્વસનીય છો તેની ખાત્રી આપવાજ મેં તમને મારૂં સત્ય નામ જણાવ્યું છે. હું તમને મારૂં જીવન વૃત્તાંત કહેતો નથી તેથી ખોટું લગાડશો નહીં." અરવિન્દની મૂકાવસ્થા જોઇ સુમંત બોલ્યો.

ઉભય આવી સ્નેહ ગોષ્ટિમાં સમય વ્યતિત કરતા હતા. આત્મારામ હજી શાક લઇ પાછો ફર્યો ન હતો. સુવર્ણ રંગી પ્રકાશથી જગત્ અતિ ઉજ્વલ જણાતું હતું. લીંમડાની છાંય તળે એક દોરીનો ખાટલો પાથરી સુમંત અને અરવિન્દ બેઠા. એટલામાંજ ઝાંપામાં થઇ ફાટલું પાટલુન, ફાટલો સાંધેલો હાફકોટ, અને જુની ટોપી અને જુના બુટથી વિભૂષિત એક ઠીંગણો અને જરાક જાડો મનુષ્ય તેમની પાસે આવ્યો. તેના હસ્ત ટુંકા હતા. તેનું મુખ ગોળ અને ગાલ ફુલેલા હતા. તેની મુખાકૃતિ પર શીતળાના એટલા બધા ડાઘ હતા કે જોનારને તેથી અણગમો ઉપજે. તેનું નાક બેસી ગયલું હતું. તેની આંખો ઉંડી પેસી ગયલી હતી. તેનું કપાળ નાનું અને મસ્તક લાંબુ

હતું. તેના કેશ વાંકડી વાળા હતા. તેના બગલમાં ફોટા પાડવાનો કેમેરો અને હસ્તમાં એક નાની પોટલી હતી. અરવિન્દ અને સુમંત-ની પાસે આવી તે સલામ કરી ઉભો રહ્યો. અરવિન્દે અને સુમંતે સામી સલામ કરી. સુમંતનાં ચક્ષુએ નવા આવનારને ટીકી ટીકી નિરખતાં હતાં.

" સાહેબ ! આખુ ગામ ફરી વળ્યો પણ કંઇ એ વિશી નથી. બ્રાહ્મણનું ઘર પુછતાં મને આ ઘર બતાવ્યું. મને અહીં ઉતારો મળશે ? " પેલા મનુષ્યે પુછ્યું.

" ઘરનો માલીક આવે ત્યારે તેને પુછી જો જો. " અરવિન્દે જવાબ આપ્યો.

" આ ગામથી તો ભાઇ તોબાહ. સાલું, આખા ગામમાં એકજ બ્રાહ્મણનું ઘર. તમે આહના રહેનાર છો કે પરદેશી છો ? " પેલા મનુષ્યે બગલમાંનો કેમેરો તથા હસ્તમાંનું પોટલુ નીચે મુકી જમીન ઉપર બેસતાં કહ્યું.

" અમે પરદેશી છીએ. અમે અહીં ઉતારો રાખ્યો છે. " અરવિન્દે જણાવ્યું.

" ત્યારે તો હું પણ અહીં તમારી સાથે રહીશ. હું ફોટોગ્રા-ફર અને પેઇન્ટર છું. આ ગામનાં કેટલાંક સ્થાનો ઘણાંજ જોવા લાયક છે. તેના ફોટા લેવાનો અને ચિત્ર દોરવાનો મારો વિચાર છે." પેલા મનુષ્યે જણાવ્યું.

એટલામાં આત્મારામ પણ આવી પહોંચ્યો. આત્મારામે પેલા ફોટોગ્રાફરને કેટલીક સુરતે ઉતારો આપવાની હા પાડી; પછીથી તે રસોઇની સામગ્રી તૈયાર કરવા ગયો. ફોટોગ્રાફર પોતાનો સામાન ગૃહમાં મુકી આવ્યો, અને અરવિન્દ અને સુમંતની પાસે પડેલા એક લાકડા ઉપર આવી બેઠો. સુમંતનાં નયન હજી પણ એ મનુષ્યની ચેષ્ટા નિ-હાળતાં હતાં.

" મીસ્ટર ! આ પેલું દેખાય છે તે મકાન કોનું છે ? " પ્રમાદ ભૂવન તરફ હસ્ત લંબાવી ફોટોગ્રાફરે પુછ્યું.

" અમદાવાદની કોઇ વિધવા બાઇનું છે. " અરવિન્દે ઉત્તર દીધો.

" પરમાદભુવન કહે છે તે એજ કે ? " ફોટોગ્રાફરે દ્વિતીય પ્રશ્ન કર્યો.

જવાબમાં અરવિન્દે શિર ધુણાવ્યું.

" એ પરમાદ ભુવનમાં એક મહાદેવનું દહેરૂં છે. કહે છે કે તે ઘણુંજ જોવા લાયક છે. મારે તેની છબી લેવી છે. તમે તે જોયું છે ?" ફોટોગ્રાફર બોલ્યો.

" ના, ત્યાં જવાની મનાઇ છે. " સુમંત બોલ્યો.

" એમકે ? ઠીક, કાંઇ વાંધો નહીં. " આટલું બોલી તે માણુસ મનમાં ને મનમાં કાંઇક બબડયો. થોડીકવાર પછી અલ્પ સમયમાં પાછા ફરવાનું જણાવી, મસ્તક ખંજવારતો ખંજવારતો તે બહાર ચાલતો થયો. અરવિન્દ અને સુમંત તેને જોઇ રહ્યા. તે દૃષ્ટિ મર્યાદા બહાર ગયો એટલે સુમંત અરવિન્દ તરફ આતુર હૃદયે ફર્યો અને કહેવા લાગ્યો;—

" અરવિન્દ પ્રસાદ ! ચેતતા રહેજો. "

" કેમ, સુમંત ! શું છે ? શાથી ચેતતા રહેવાનું છે ? " અરવિન્દ આશ્ચર્ય પામી બોલ્યો.

" પેલા ફોટોગ્રાફરથી. "

" શા માટે ? તમે તેને ઓળખો છો ? " જીજ્ઞાસાથી અરવિન્દ પુછવા લાગ્યો.

" મને કારણુ પુછતા ના. હું એને ઓળખું છું. તે અમદાવાદમાં મી. કાવસજી સુતરીયાની પ્રાઇવેટ ડીટેકટેવ ફર્મ છે તેનો માણુસ છે. તે આ ગામમાં ઘણી વખત આવી ગયો છે. તે ઘડીકમાં સાધુના વેષમાં, ઘડીકમાં મુસલમાનના વેષમાં, અને ઘડીકમાં ભીખારીના વેષમાં ફરે છે. આજે તે ફોટોગ્રાફર તરીકે અહીં આવ્યો છે."

" પણુ આપણે શા માટે બ્હીવું જોઇએ ? આપણે શો ગુન્હો કર્યો છે ? " અરવિન્દે કહ્યું.

" ગુન્હો કર્યો નથી. પરંતુ તમે જેને ચાહો છો તેની ખાતર તમે એનો વિશ્વાસ કરતા ના. "

અરવિન્દને આશ્ચર્ય અને તરંગમાં તણાતો રહેવા દઇ સુમંત ત્યાંથી બહાર ચાલ્યો ગયો. અરવિન્દની વિચારશ્રેણીનાં પગથીયાં વધવા લાગ્યાં. એક પગથીયું ચડે અને બે દૃષ્ટિ સમક્ષ ખડાં થાય. અરવિન્દ આ ભેદનું કારણુ સમજી ન શકયો. " શું નવનીતે સ્નેહલતાના પાછળ ડીટેકટીવ મોકલ્યો હશે ? " તેનું મન ચકડોળે ચઢવા લાગ્યું. ભેદ જરાપણુ કળી શકાયો નહીં.

અલ્પ સમય પછી સુમંત આવ્યો. રસોઇ તૈયાર થઇ ગઇ હતી. ઉભયે જમી લીધું અને આરામ લેવા પોતાના ઓરડામાં ગયા. અરવિન્દને કાંઇપણ ચેન પડતું ન હતું. સુમંતના મનની દશા પણ અરવિન્દના જેવીજ હતી. પેલો ફોટોગ્રાફર હજી પાછો ફર્યો ન હતો. આથી તે તેની માર્ગપ્રતિક્ષા કરતો બારીએ જઇને બેઠો. અલ્પ સમય થતાં તેય પણ આવ્યો એટલે સુમંત નિશ્ચિંત હૃદયે સૂઇ ગયો. અરવિન્દ એક ચોપડી વાંચતો હતો. પરંતુ તેમાં તેનું ચિત્ત ગોઠવું ન હતું. "હજી સુધી સ્નેહલતા તરફથી નિમંત્રણ કેમ ન આવ્યું? શું તેણે કૃત્રિમ સ્નેહ દર્શાવી મને ઠગ્યો હશે?" વિગેરે વિચારોની પરંપરા તેના મનમાં ચાલતી હતી. એટલામાં પોષ્ટમેન આવી અરવિન્દને ત્રણ પત્ર આપી ગયો. એક પત્ર હસમુખરાયનો હતો, દ્વિતીય રમણભાઇનો અને તૃતીય ગુણવતીનો હતો.

હસમુખરાયે પોતાના પત્રમાં અમદાવાદની ખબરો અને પોતાની સ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું હતું. રમણભાઇનો પત્ર કેટલેક અંશે હસમુખરાયના પત્રને મળતો હતો. પરંતુ તેમાં વર્તમાન સ્થિતીની સમાલોચના જરાક વધારે હતી. સર્વથી ઉત્કૃષ્ટ પત્ર ગુણવતીનો હતો. અંતરના ઉદ્‌ગારોથી આદર્શ ભાવે ગુણવતી પત્રદ્વારા અરવિન્દને વધાવતી હતી. પુનઃ પુનઃ પત્ર વાંચી અરવિન્દ હર્ષાદ્ર બની ગયો. તેની વિચારમાળા દૂર ચાલી ગઇ. સર્વથી વિશેષ તો ગુણવતીની યોજેલી પદ પંક્તિઓ અરવિન્દને વધારે મુગ્ધ બનાવતી હતી. અરવિન્દ એ પદો ગાવા લાગ્યો.

તન, મન, ધન, ગુરૂને ચરણે;
ઉત્તમ શિક્ષણ અર્પી તારે એવા સદ્‌ગુરૂ શરણેઃ—તન.
સંગીત રવ સંસરતો ઉરમાં અભિનન્દે ગુરૂવરને;
ગાન મીઠડાં ગુરૂ ગુણ કેરાં અમૃત રેડે કર્ણેઃ—તન.
તિમિર ગાઢ અજ્ઞાનજ કેરૂં જ્ઞાન તણા શુભ કિરણે,
નિવારી અંતર કરે અલંકૃત દિવ્ય જ્યોતિ આભરણેઃ—તન.
રસમય વિદ્યા, રસમય શિક્ષા, રસ યાચક અંતરને,
અર્પી નિરંતર ભરે હૃદયમાં શાન્તિ અનુપમ જલનેઃ—તન.
ધનિક બનાવે દીન અંતરને સદુપદેશ સુવર્ણે;
સ્નાન કરાવે નિશદિન પ્રેમે પુનીત જ્ઞાનરસ ઝરણે:
અહો એ દિવ્ય ગુરૂ શરણેઃ—તન.

અરવિન્દના અંતરમાં પણ ગુણવતીની પ્રશંસાનું ગાન ઉદ્ભવ્યું. ગુણવતીની ગુણમય આકૃતિ તેનાં ચક્ષુ સમીપ તરવા લાગી. તેનું સ્મિત ભર્યું વદન અરવિન્દના હૃદયને હર્ષમય કરવા લાગ્યું. પરંતુ આવું દિવ્ય સુખ ક્ષણ ભંગુર નિવડયું. સુમંત આ સમયે જાગી ઉઠયો. એટલે તેના મનો રાજ્યમાં શિથિલતા પેઠી.

"કેમ, અરવિન્દપ્રસાદ ! કાંઇ નવીન સમાચાર ? શાથી આટલા બધા હર્ષિત બની ગયા છો ?" સુમંતે પુછ્યું.

અરવિન્દે તેને પોતાની શિષ્યાનું પ્રશંસનીય પત્ર બતાવ્યું. સુમંતે પણ ગુણવતીનાં વખાણ કર્યા.

"અરવિન્દપ્રસાદ ! જુઓ તો, પેલો માણસ છે કે નહીં ?" ધીમેથી સુમંતે કહ્યું.

અરવિન્દે બારીએ જઇ ડોકીયું કર્યું. પેલો ફોટોગ્રાફર નીચે આત્મારામ સાથે વાતો કરતો હતો.

"આત્મારામ સાથે વાતો કરે છે." અરવિન્દે પાછા ફરી સુમંતના પ્રશ્નનો જવાબ આપ્યો.

"ઠીક."

તુરતજ સુમંત પથારીમાંથી નીચે ઉતરી, શીતલ જલથી મુખ-ક્ષાલન કરી નીચે ચાલ્યો ગયો. આથી આત્મારામ અને પેલા મનુષ્યની વાતોમાં ખલેલ પડયું; પરંતુ અરવિન્દને પોતાનું હૃદય ખાલી કરવાનો અવકાશ મળ્યો. એક પત્ર ગુણવતી ઉપર પોતાના હૃદયનો આનંદ દર્શાવવા ચિત્રી કાઢયો. હસમુખરાય અને રમણભાઇના પત્રોના પ્રત્યુત્તર પણ લખી દીધા.

ગુણવતી જેવા શિષ્ય વર્ગની અને અરવિન્દ જેવા ગુરૂ વર્ગની જગતને આવશ્યકતા છે. શિક્ષણ આપનાર ઉચ્ચ પ્રકૃતિનો હોવો જોઇએ. તેનું શિક્ષણ તેના ઉચ્ચજીવનનું રૂપાંતર હોવું જોઇએ. શિક્ષણ ગૃહણ કરનાર પણ ઉચ્ચ આશયોથી પૂર્ણ અને ઉત્સાહી હોય તો તે અનુપમ શિષ્ય બની શકે. અંધ શ્રદ્ધાથી શિક્ષણ ગૃહણ કરવું એવી કંઇ ફરજ નથી; પરંતુ શિક્ષણ ગૃહણ કરતી વેળાએ શાન્તિ ધારણ કરી તેનું રહસ્ય સમજવું અને નિરર્થક નિવડે એવો ભાગ ત્યજી દઇ ઉચ્ચ શિક્ષણને પોતાના હૃદય પટપર ચિત્રી લેવું જોઇએ. ગુણવતી આ પ્રકારની શિષ્યા હતી અને અરવિન્દ તેને યોગ્ય ગુરૂ હતો. ગુરૂ શિષ્યાની અન્યોન્ય યોગ્યતાના પરિણામે ગુણવતી ઉત્તમ

શિક્ષણ ગ્રહણ કરી શકી. જનસમાજમાં ગુરૂ શિષ્ય આ પ્રકારના ક્યારે થશે ?

ગુણવતી ઉપર લખેલો પત્ર બહુ લાંબો ન હતો; પરંતુ તેમાં ટુંકામાં ઉચ્ચ જ્ઞાન અર્પેલું હતું. એ ઉચ્ચ જ્ઞાન રસનું ગુણવતી પાન કરે અને વિશિષ્ટ હૃદયની બની જગત્માં તે ઉચ્ચ પદ મેળવે એવો અરવિન્દનો આશયઁ હતો. પોતાના શિષ્ય યા શિષ્યાની ઉત્કર્ષ ઉન્નતિ કયો ગુરૂ ન ઇચ્છે ? શિષ્ય યા શિષ્યા જગતમાં મહત્ પદ મેળવે તેનું માન તેના ગુરૂનેજ છે. અરવિન્દની આકાંક્ષા પૂર્ણ કરે તેવીજ ગુણવતી હતી. અરવિન્દને એ વિષયમાં ગુણવતીનો પૂર્ણ વિશ્વાસ હતો.

ઘડીઆલમાં પાંચ વાગ્યા હતા. ટપાલનો સમય થવાથી આત્મારામને બોલાવી કાગળો ટપાલમાં નાખવા મોકલાવી દીધા. અલ્પ સમયમાં સુમંત ઉપર આવ્યો. ઉભય વાતો કરવા લાગ્યા. એટલામાં આત્મારામ કાગળ નાખી પાછો આવ્યો. અરવિન્દની પાસે તે આવીને ઉભો રહ્યો અને બોલ્યો:—

" અરવિન્દભાઇ ! નીચે એક ગાડી આવી છે. તમને કોઇ બોલાવે છે. "

અરવિન્દ સમજ્યો. સ્નેહલતા તરફથી નિમંત્રણજ હોવું જોઇએ. તુરતજ તે નીચે ગયો. સુમંત પણ બારીએ જઇ જોવા લાગ્યો.

અરવિન્દ ગાડી પાસે આવ્યો. ગાડીમાંથી સ્નેહલતાએ ડોકીયું કરી અરવિન્દને ગાડીની બીજી બાજુએ આવવાનું સૂચવ્યું. અરવિન્દ બીજી બાજુએ ગયો.

" અરવિન્દપ્રસાદ ! નિમંત્રણ સ્વિકારશો ને ? " સ્મિત હાસ્ય કરતાં સ્નેહલતાએ પ્રશ્ન કર્યો.

" કેમ નહીં ? "

" ત્યારે સજ્જ બન્યા સિવાય ક્યમ આવ્યા ? જાણતા ન હતા કે નિમંત્રણ આવવાનું છે ? " સ્નેહલતાએ પુછ્યું.

લતાના પ્રશ્નનો અરવિન્દે માત્ર સ્મિત હાસ્યથી પ્રત્યુત્તર આપ્યો. અરવિન્દ કપડાં પહેરવા પાછો ફર્યો. બારી સામી દૃષ્ટિ ગઇ. સુમંતનાં ચક્ષુમાંથી આંસુ ટપકતાં હતાં. અરવિન્દને દેખી સુમંત અંદર ચાલ્યો ગયો.

પેલો મનુષ્ય, પેલો ઠીંગણો ફોટોગ્રાફર, આ સર્વ ચેષ્ટા નીરખ-

ડાની ઓથે છુપાઇને જોયા કરતો હતો, અને પોતાના મન સાથે કંઇક બબડતો હતો.

અરવિન્દ વસ્ત્ર બદલી સજ્જ થઇ આવ્યો. સ્નેહલતાની સાથે તે ગાડીમાં બેસી ગયો. ગાડી પ્રમાદભૂવન તરફ ચાલવા લાગી.

" અરવિન્દપ્રસાદ! તમારે ત્યાં કેવી રીતે વર્તવાનું છે તે જાણો છો ?" સ્નેહ કટાક્ષ ફેંકતાં સ્નેહલતા બોલી.

" કેમ, મારે ત્યાં શું કરવાનું છે ?" અરવિન્દે સામો પ્રશ્ન કર્યો.

"જુઓ ત્યારે,-હું કહું તે પ્રમાણે તમારે વર્તવું. રાધાબાઇ સાથે તમારે બહુ વાતો કરવી નહીં. તે પુછે તેનોજ તમે પ્રત્યુત્તર આપજો."

" એમ કેમ ? હું તેમની સાથે કંઇ પણ વાતચિત્ કરૂં તેની તને ઇર્ષ્યા આવશે." હાસ્ય કરતાં અરવિન્દ બોલ્યો.

" ના, ના, ઇર્ષ્યા શું ચીજ છે તે હું સમજતી નથી. અન્ય સ્ત્રીઓ ઇર્ષ્યાવાન હશે પરંતુ સ્નેહલતામાં ઇર્ષ્યાને સ્થાન મળવું અતિ મુસ્કેલ છે." સ્નેહલતાએ જવાબ આપ્યો.

" ત્યારે તું મને આવું વર્તન ચલાવવાનું કેમ કહે છે ?"

" રાધાબાઇ કોઇની સાથે વધુ સમય વાતચિત કરતાં નથી. અપરિચિત પુરૂષો સાથે વધુ સમય વાત કરવી તેમને પસંદ નથી. રાધાબાઇને ખોટું ન લાગે તેથી હું તમને ચેતાવું છું." સ્નેહલતાએ પ્રયોજન સમજાવ્યું.

" તારો આભાર. સ્નેહલતા ! હું તારા જણાવ્યા પ્રમાણે વર્તીશ."

ગાડી પ્રમાદભુવન પાસે આવી પહોંચી. અરવિન્દ અને સ્નેહલતા ગાડીમાંથી ઉતરી પ્રમાદભૂવનમાં દાખલ થયાં. રાધાબાઇએ તેમની સામે આવી અરવિન્દને આવકાર આપ્યો. ત્રણે જણ પછી દિવાનખાનામાં ગયાં.

નવાં ફેન્સી ફરનીચર અને દીપકોથી દિવાનખાનું શણગારેલું હતું સ્વચ્છતા અને સુંદરતામાં આ દિવાનખાનું પ્રથમ પંક્તિનું હતું. 'Cleanliness is next to godliness' એ આંગ્લ કહેવતનું માહાત્મ્ય અહીં દૃષ્ટિગોચર થતું હતું. ટેબલો ઉપર રાધાબાઇ અને સ્નેહલતાના હસ્તથી ગુંથાયલા સુશોભિત રૂમાલો પાથરવામાં આવ્યા હતા. એક ખુણામાં એક મોટા કબાટમાં પુસ્તક સંગ્રહ કરેલો

હતો. દ્વારપર સ્નેહલતાનું નામાભિધાન મોટા અક્ષરોમાં ચિત્રેલું દષ્ટિએ પડતું હતું. અરવિન્દ દિવાનખાનાની રચના અને તેની અંદરનાં વિધવિધ પ્રકારનાં સૌન્દર્યો નિહાળી આશ્ચર્ય મુગ્ધ બન્યો. પરંતુ સર્વત્ર સ્નેહલતાના સૌન્દર્યની સાક્ષીભૂત કેટલીક ચીજો જોઇ તે વિશેષ આશ્ચર્ય પામ્યો. બીજીજ પળે તેણે ગાઢ નિશ્વાસ મુકયો અને મનમાં બબડવા લાગ્યો:—" આવી સૌન્દર્ય પૂર્ણ અને ગૃહિણીકાર્યમાં મહત્ નિવડે એવી સ્નેહલતા શું પ્રાપ્ત નહીંજ થાય ?'

રાધાબાઇ અને અરવિન્દને દિવાનખાનામાં રહેવા દઇ સ્નેહલતા સિતાકાકીને બોલાવવા ચાલી ગઇ. રાધાબાઇ અને અરવિન્દ એકઠાં દિવાનખાનામાં સામસામી ખુરસી નાખી બેઠાં.

" અરવિન્દપ્રસાદ ! તમારા આગમથી પ્રમાદભુવન પાવન થયું છે." રાધાબાઇ અરવિન્દને ઉદ્દેશી બોલી.

" તમે નિમંત્રણ આપ્યું તે તમારો ઉપકાર." અરવિન્દે સામો આભાર માન્યો.

"પ્રમાદસુંદરીએ આપના આ ગામમાં આવ્યાના સમાચાર અમને લખી જણાવ્યા હતા. તેથીજ અમે તમને નિમંત્રણ આપ્યું. હું તમને ઓળખતી નથી. પરંતુ સ્નેહલતાનો આપની સાથે વધુ પરિચય જણાય છે. તેણે આપનાં ઘણાં વખાણ કર્યાં હતાં." રાધાબાઇએ કહ્યું.

" એમ કે ? સ્નેહલતાનો પણ હું તે પરત્વે ઉપકાર માનું છું."

એટલામાં સિતાકાકીને તેડી સ્નેહલતા દિવાનખાનામાં આવી. સિતાકાકીને અરવિન્દે પ્રણામ કર્યા. સિતાકાકીએ પ્રત્યુત્તરમાં આશીર્વાદ દીધો. સર્વ જણાં દિવાનખાનામાં સુભાષિત ગોષ્ઠિ ચલાવવા લાગ્યાં. વાતોમાંને વાતોમાં સાડાસાત થઇ ગયા હતા. ભોજન સમય થયો હતો. સર્વ જમવા સારૂં નીચે રસોડામાં ગયાં.

અરવિન્દને નિમંત્રેલો હોવાથી રાધાબાઇએ આજે મીષ્ટાન્ન બનાવડાવ્યાં હતાં. જમી રહ્યા પછી સર્વ પુનઃ દિવાનખાનામાં ગયાં. સ્નેહલતાએ આજે પુનઃ અરવિન્દને મુખવાસ આપ્યો. પ્રમાદસુંદરીને ત્યાં અરવિન્દને મુખવાસ આપતી વેળાએ સ્નેહલતાનું મુખારવિન્દ સ્નેહભર્યા સ્મિતથી આકર્ષક બન્યું હતું. આજે સ્નેહલતા સ્મિતાનનથી શોભતી હતી, પરંતુ તેના હસ્ત કમ્પાયમાન થયા હતા. અરવિન્દ તેની આ પ્રકૃતિ સમજી ગયો. અરવિન્દે આભાર સહિત સ્મિતહાસ્યથી

મુખવાસ ગૃહણુ કરતાં સ્નેહલતાંના સ્નેહભર્યાં સ્મિતનો પ્રત્યુત્તર આપ્યોઃ—
" લતા ! દેવી ! " ઝીણો મધુર ગુંજારવ સ્નેહલતાના કર્ણમાં થયો.

સિતાકાકીની તબીયત જરાક નરમ હોવાથી તેઓ પોતાના ઓરડામાં ચાલ્યાં ગયાં. સ્નેહલતા અગાસીમાં ખુરસીઓ ગોઠવવા સારૂ નોકરને આજ્ઞા કરવા નીચે ગઇ; અરવિન્દ અને રાધાબાઇ પુનઃ એકલાં પડયાં.

" અરવિન્દ પ્રસાદ ! કેટલાક સંયોગોથી માલુમ પડે છે કે તમે સ્નેહલતાંને ચાહો છો." રાધાબાઇ બોલી.

આશ્ચર્ય ચકિત દૃષ્ટિથી અરવિન્દ રાધાબાઇના સામું ટગર ટગર જોઇ રહ્યો શું બોલવું યા ન બોલવું તે તે ભૂલી ગયો.

" અરવિન્દભાઇ ! આશ્ચર્ય પામશો નહીં. સ્નેહનાં લક્ષણુ સ્ત્રી અતિ ઉત્તમ રીતે સમજી શકે છે. તમે સ્નેહલતાને ચાહો છો કે નહીં ? " રાધાબાઇ એ પ્રશ્ન કર્યો.

અરાવન્દ તો નિરૂત્તર રહ્યો.

" બોલો, બોલો, અરવિન્દપ્રસાદ ! અહીં શરમાતા ના. મારામાં વિશ્વાસ રાખો. સ્નેહલતાને તમે ચાહો તેજ મારી અભિલાષા છે. તમે એને ચાહો છો કે નહીં." પુનઃ આતુર હૃદયે રાધાબાઇ પુછવા લાગી.

" હા..." અતિ ધીમા સ્વરે અરવિન્દે પ્રત્યુત્તર આપ્યો.

" અરવિન્દપ્રસાદ ! સ્નેહલતા તમને ચાહે છે ?"

" હા, તે મને ચાહે છે. પણુ કોણુ જાણે શાથી તે મારી સાથે યુક્ત થવાના પાડે છે. તમે તેને નહીં સમજાવો ?" અરવિન્દે જણાવ્યું.

" હું મારાથી બનતો પ્રયત્ન કરીશ. પરંતુ જેટલું એ તમારૂં કહ્યું માનશે તેટલું મારૂં નહી માને. એ જરાક હઠીલી છે."

" એ તો કહે છે કે મારે તો બ્રહ્મચારિણી બનવું છે. આનું કારણુ તમે સમજો છો ?"

" હા, કેટલેક અંશે. "

" મને તે નહીં જણાવો ? શું સ્નેહલતા કોઇ અન્યને ચાહે છે?"

" ના, તેમ નથી. "

" ત્યારે ? "

" કેટલાક અકથનીય સંયોગોના પરિણામે. "

" જો તે મારી સાથે જોડાય તો હું તે અકથનીય સંયોગો

સંબંધી એને કોઇ દિવસ પ્રશ્ન કરી દુઃખી કરીશ નહિ." અરવિન્દે કહ્યું.

"તો તમે એ વાત સ્નેહલતાને જણાવો અને તેને સમજાવી તેની સાથે લગ્ન કરો." રાધાબાઇએ સૂચવ્યું.

"એ માનશે ?"

"તમે જુઓ તો ખરા. વાગ્યું તો તીર નહી તો તુકો. અત્યારે તે અગાસીમાં હશે. તમે એને સર્વ વાત જણાવી તેના મનનું સમાધાન કરો. હું પણ એને બનતા પ્રયત્ને સમજાવીશ." રાધાબાઇએ કહ્યું.

અરવિન્દ તુરતજ સ્નેહલતાને મળવા અગાસીમાં ગયો. સ્નેહલતા અગાસીમાં ખુરસીઓ નંખાવી બેઠી હતી. ખુરસીઓ ગોઠવી નોકર ચાલ્યો ગયો હતો.

આકાશમાં ચંદ્રદેવ ઉદિત થયા હતા. અને પોતાના વિપુલ શીતલ શ્વેત પ્રકાશથી જગતને આહલાદક બનાવતા હતા. સ્નેહલતા પોતાના અંતરના આગનને શાન્ત કરવા બેઠી હતી. પરંતુ તેનો અંતર અગ્નિ ચંદ્રની શીતલ સુધા ધારાઓથી શાન્ત થવાને બદલે પ્રચંડ જવાલામય બની તેના કોમળ હૃદયને દગ્ધ કરતો હતો. તેને ચંદ્રની શીતલ કૌમુદી ઉત્કટ ઉષ્ણ જણાતી હતી.

"શું કરૂં પ્રભુ ! તું સમજાવે તો સારૂં. અરવિન્દપ્રસાદ જેવું રત્ન મળે છે પણ હું એ રત્નની કિંમત ભુલી તેને ધુળમાં નાખી દઉં છુ. અહા ! સંયોગો ! કષ્ટમય સંયોગો ! તમારે લીધેજ આ વ્રત. પ્રેમની વ્યથા ભોગવવાનું શિક્ષણ પ્રાપ્ત થયું. હું બ્રહ્મચારિણી રહીશ પરંતુ મારૂં જીવન અરવિન્દપ્રસાદમયજ બનશે. તેમના નામનું રટણ તેજ મોક્ષનો મંત્ર. એમનેજ મારા પ્રભુ બનાવી પૂજીશ. દેહ કુંવારો રહેશે પરંતુ જીવનું સંલગ્ન અરવિન્દપ્રસાદ સાથેજ થશે. પ્રેમમય લગ્ન, શુદ્ધ સાત્વિક પ્રેમમય લગ્નજ મોક્ષરૂપ ગણાય અને તે હું પ્રાપ્ત કરી શુદ્ધ પ્રેમની હરનિશ ધુન લગાવીશ કેઃ--

દૈહિક પ્રેમ તણો વિનાશ, હૃદયનો પ્રેમ સનાતન;
હૃદયનો પ્રેમ જ્યોતિ પ્રકાશ, બતાવે મારગ ભવવન.
દૈહિક પ્રેમ નિરાશ નિદાન, સકલ જગ જાણે અંતર;
હૃદયના પ્રેમ વિકાસ સમાન, મલે નહી સુખ નિરંતર.
દૈહિક પ્રેમ દુઃખમય સાર, નડે નિશદીન હૃદયને;

હૃદયનો પ્રેમ સુખ અંબાર પ્રભુ આપે ભવ ભમને.
દૈહિક પ્રેમ તમોમય હોય, સુમારગ ભૂલે જગ જન;
હૃદયનો પ્રેમ પ્રભામય હોય, બનાવે ઉજ્વલ જીવન.
હા ! દેવ અરવિન્દ ! પછી તો હું ધુન લગાવીશ કેઃ—
'પ્રિતમની પાછળ જોગણું બની' *"

પુનઃ પાછી દેહના અને હૃદયના પ્રેમની ધુન ચાલી. સ્નેહલતા એ ધુનમાં પોતાનું રૂપ ભુલી શુદ્ધ પ્રેમમય બની ગઇ. પરંતુ અરવિન્દના પગના ધબકારાથી તે પોતાની વિચાર નિદ્રામાંથી જાગૃત થઇ. અરવિન્દને નિહાળી તે અંતરમાં ક્રજવા લાગી. અરવિન્દ તેની પાસે આવ્યો. તેના ઉભય હસ્ત પકડી તેને ઉભી કરી પોતાના હૃદય સાથે ગાઢ આલિંગન આપ્યું.

"લતા ! દેવી ! શું વિચાર ચાલે છે ?" અરવિન્દે પ્રશ્ન કર્યો.

"વિચારમાં નિહાળું છું. પ્રભુનાં જગતને તોળવાનાં ત્રાજવાં." લતાએ જણાવ્યું.

"કોનાં જીવન તોળાય છે, લતા ! એ ત્રાજવે ?"

"તોળાય છે ત્રાજવે એ પ્રભુ ! દેહના વાસનામય અને હૃદયના દૈવી પ્રેમમય જીવનો."

"કયું જીવન મહાન નિવડયું ? લતા !"

"હૃદયી પ્રેમનું."

"લતા ! તો તું એ પ્રેમમય નહીં બને ?"

"બનું છું, વ્હાલા !" અરવિન્દને કંઠે વળગી પડતાં લતા બોલી.

"તો તું મને કેમ સ્વિકારતી નથી ?"

"અંતરથી તો મેં આપને સ્વિકાર્યા. જગત્ દષ્ટિથી સ્વિકારતી નથી. કારણ વિના ન કાર્ય બને. પ્રયોજન આપને પરિચિત છે." અરવિન્દની સ્કંધા ઉપર પોતાનું શિર મુકી અરવિન્દના મુખારવિન્દ સામું અનિમિષ સ્નેહમય લોચને જોઇ રહેતાં સ્નેહલતા બોલી

"લતા ! તું કોઇ અન્યને ચાહે છે તેથી ના પાડે છે ?"

"ચાહું છું, વ્હાલા ! અંતરથી એક આપનેજ."

"તો પછી મને હતાશ કરીશ ?"

"હતાશ કરૂં તેજ ઉત્તમ છે. તમને પરણી તમારા જીવનમાં

---

* ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી.

ઝેર ભેળવું તે અતિ અધમ ગણાય. અરવિન્દપ્રસાદ! તમે અહીંથી જાવ અને કોઈ અન્ય રમણીનું પાણિ ગ્રહણ કરી સુખી થાવ. તમે હવે મને શોધતા ના. તમે મને ભૂલી જજો." સ્નેહલતાના ચક્ષુમાં ઝળઝળીયાં આવી ગયાં.

"દેવી! તારાં વચન વજ્ર સમાન છે."

"લતાને ક્ષમા કરો, વ્હાલા! તમે મને કદી પણ વિસ્મૃત થશો નહીં પરંતુ તમે મને વિસારજો." અરવિન્દ બોલતો હતો તેવામાં લતા બોલી ઉઠી.

"લતા! લતા! તું આ શું કહે છે? તને વિસારૂ? અશક્ય, દેવી! તેમ થવું અશક્ય છે. જો તને એવો ભય રહેતો હોય કે પરણ્યા પછી હું તને તારા અકથનીય સંયોગો સંબંધી પ્રશ્ન કરીશ તો તુ નિર્ભય બન. હું તને વચન આપું છું કે કોઈ દિવસ એ વિષયમાં હું તને પ્રશ્ન કરીશ નહિ." અરવિન્દે કહ્યું.

"પણ, વ્હાલા! તોય પણ હું તમને નહિ પરણી શકું."

"લતા! હું તારો પ્રેમ પ્રાપ્ત કરી શક્યો પરંતુ તને પ્રાપ્ત ન કરી શકું એ મારા અંતરને વ્યાધિ રૂપ થશે."

લતા રોઈ પડી. અરવિન્દ તેનાં અશ્રુ લુછવા લાગ્યો.

"વ્હાલા! આકાશમાં જુઓ, કેટલાક તારાઓનાં પતન અને કેટલાક તારાઓની સ્થિરતા; સ્નેહ આકાશમાં વાસનામય તારાઓનું પતન થાય છે અને શુદ્ધ હૃદયી પ્રેમના તારાઓજ અચલ બની ચળકતા રહે છે." લતાએ રડતાં રડતાં જવાબ આપ્યો.

"લતા! આવું સ્નેહભર્યું જગત્ તેમાં તું સ્નેહમયી મૂર્તિ તો તું જે ઉત્તમ સ્નેહનું શિક્ષણ આપે તે યોગ્યજ હોય."

સ્નેહલતા કાંઈ બોલી નહીં.

"લતા! જો રાધાબાઈ અને પ્રમાદસુંદરીની સંમતિ હોય તો તું મને પરણીશ કે નહીં?"

"ના, તોય હું તમને નહિં પરણું." લતાએ નિશ્ચય જણાવ્યો.

"લતા! યાદ છે તું જ કહેતી હતી કે હું તમને ચહાતી નથી. હવે તું મને ચાહે છે."

"એ તો જાણો છો ને કેઃ—

Hearts are not flint, and flints are rent;
Hearts are not steel, and steel is bent.*"

*From Scott's Rokeby C. I. XVII.

"હા, જાણું છું, લતા! તારા અક્ષરે અક્ષર દિવ્ય સ્નેહનું શિક્ષણ આપે છે. દેવી! હું પણ બ્રહ્મચારી જ રહીશ. પરણીશ તો તનેજ પરણીશ."

"અકથનીય સંયોગોનું નિવારણ થશે તો લતા તમારી થશે. પણ પ્રભુ! પ્રભુ! તે દૂર થાય તેમ જણાતું નથી."

"§God is ever gracious towards true lovers." અરવિન્દ સ્નેહલતાના શ્વેત લલાટપર ચુંબન કરતાં બોલ્યો.

અગાસી ઉપર કોઇ આવતું હોય એવો ભણકારો ઉભયને શ્રવણે પડયો. ઉભય પ્રેમીજન સ્વસ્થ બન્યાં. રાધાબાઇ ઉપર આવી.

"લતા ! અરવિન્દ પ્રસાદને તું સ્વિકારીશ ને?" રાધાબાઇએ અગાસીમાં આવતાં વારજ પ્રશ્ન કર્યો.

"ના." મક્કમ પણે સ્નેહલતાએ પ્રત્યુત્તર આપ્યો.

રાધાબાઇની દૃષ્ટિ અરવિન્દ તરફ ફરી. અરવિન્દના મુખ ઉપર કેટલાંક વિજયનાં ચિહ્ન જણાયાં. રાધાબાઇએ એ વાત વિષે પુછવાનું માંડી વાળ્યું.

"ચાલો, આ ચંદ્રિકામાં જરા ઉદ્યાનમાં ફરીએ." રાધાબાઈ બોલી.

ત્રણે જણ ઉદ્યાનમાં જવા સારૂં ચાલ્યાં. વિધવિધ વાર્તાલાપ કરતાં તેઓ વૃક્ષરાજી પસાર કરી પુષ્પલતાઓના મંડપ સમીપ આવી બેઠાં. સ્નેહલતાના મુખ ઉપર જરાક ગાંભીર્ય છવાઇ રહ્યું હતું. તેનું મન વિહ્વલ બન્યું હતું.

"લતા ! અરવિન્દપ્રસાદને જરા સંગીતથી આવકાર તો આપ. જા તારી સારંગી લઇ આવ." રાધાબાઇ બોલી,

રાધાબાઇની આજ્ઞા સર્વમાન્ય હતી. સ્નેહલતા રાધાબાઇની આજ્ઞાથી પોતાની સારંગી લઇ આવી.

સ્નેહલતાએ સારંગીના તાર મેળવ્યા. સારંગીના સ્વર સાથે તેના કંઠમાંથી ગાન સ્રોત વ્હેવા માંડયું.

(ચામર—છંદ.)—

હું બની દિવાની પ્રેમપાન મીષ્ટ પી અહો;<br>
શુદ્ધ બુદ્ધ ભુલી હું ભમું અહીં તહીં અહો.<br>
વિશ્વ આ જણાય ચાલતુંજ પ્રેમ મંત્રથી;<br>
વિશ્વમાં હું થાઉં લીન શુદ્ધ પ્રેમ યંત્રથી-

---

§ભાવાર્થ—પ્રભુ સત્ય પ્રેમીઓ તરફ સદા કૃપાદૃષ્ટિથી જુએ છે.

હું દૂર વને વને તિહાં નિહાળું પ્રેમને
વ્યોમમાં હું દષ્ટિ નાખું ત્યાં જણાય એ મને.
વારિનિધિમાં નિહાળું હું મહા અગાધ હા,
શક્તિ દિવ્ય સ્નેહની રમી રહેલ સર્વદા.
જ્યોતિ સ્નેહની અખંડ અંતરે વિરાજતી,
માર્ગ વિશ્વ સાગરે અહો સદા બતાવતી.

મધુર સંગીતનું પ્રબળ સામ્રાજ્ય જગત્ ઉપર પથરાયું. અરવિન્દ અને રાધાબાઇ સંગીતમાં તલ્લીન થઇ ગયાં. ઉદ્યાનની વનસ્પતિઓ પણ સંગીતના શાન્તિ મંત્રથી શાન્ત બની ગઇ. સમીર પણ શાન્ત બન્યા. વિયત્‌માં ચંદ્ર અને તારાઓ પણ સ્થિર બની ગયા. સંગીતે શાન્તિ પ્રસારી તેમાં સર્વ શાન્તિમય બની ગયું. સઘળી કુદરત સંગીતની શાન્તિમાં ભાગ લેવા લાગી. સંગીતની સબળ અસર ક્યાં નથી થતી ? સંગીતના મધુર સ્વરે સત્યુગમાં મહારથીઓ એક શરનાં અનેક શર બનાવતા હતા. સંગીતના મધુર સ્વરે ઝેરી સર્પ અને વિંછીના ડંશ પણ ઉતારી શકાય છે; મૃત્યુ વશ બનેલાં સજીવન થાય છે. જયદેવે ગીત ગોવિંદના અષ્ટ પ્રબન્ધના સંગીતથી પોતાની પત્નિને સજીવન કરી હતી એ આદર્શ દ્દષ્ટાંત જગત્ પરિચિત છે. એવું સબળ સંગીત અરવિન્દને, રાધાબાઇને અને સર્વ કુદરતને પોતાના મોહિની મંત્રથા સ્તબ્ધ અને સ્થિરં બનાવે તેમાં નવાઇ શી ?

સંગીતની મધુરતા, શીલતા, દિવ્યતા અને અવર્ણનીય કોમળતાનું અરવિન્દ આમ પાન કરતો હતો, તેવામાં તેની પાછળ લતાઓને ઓથે કંઇક ખખડાટ થયો. અરવિન્દ ચમકી પાછળ ફર્યો. જુએ છે તો કોઇ આકૃતિ છુપાતી તેની નજરે પડી. અરવિન્દ ઉભો થયો. સ્નેહલતા અને રાધાબાઇ પણ ચમકી ઉઠયાં. અરવિન્દ બીજીજ પળે પેલી આકૃતિની પાછળ દોડયો. પણ તે વ્યક્તિ તેને થાપ આપી અદ્દશ્ય બની ગઇ.

રાધાબાઇએ નોકરોને બુમ પાડી. આખા ઉદ્યાનમાં ગડબડાટ થઇ રહ્યો. નોકરો આમ તેમ દોડવા લાગ્યા. દરવાનો પણ સજ્જ થઇ ગયા. ચોરોથી કોઇ ઉદ્યાનમાં દાખલ થયું છે એવું તેઓના જાણવામાં આવ્યુ ત્યારે તેઓ બહુજ ગભરાયા. ભયંકર શિક્ષાને પાત્ર થઇશું એવો ડર તે સર્વેના મનમા વ્યાપી ગયો. કોની દુર્લક્ષતાથી

તે મનુષ્ય ઉદ્યાનમાં દાખલ થયો તે તે બાજુઓનું દૂર રાખી તેઓ પેલા ચોરને શોધવા લાગ્યા. અરવિન્દ નિષ્ફળ બની રાધાબાઇ અને સ્નેહલતા પાસે આવી ઉભો રહ્યો.

"અરવિન્દપ્રસાદ! તમે અહીંજ ઉભા રહો. નોકરોને આજ્ઞા કરી છે. તેઓ તસ્કરને શોધી કાઢશે." સ્નેહલતા બોલી.

અરવિન્દ, રાધાબાઇ, અને સ્નેહલતા ચોદિશામાં અનિમિષ લોચને જોવા લાગ્યાં. એટલામાં એક માણસ આગળ દોડતો અને તેની પાછળ તેને પકડવા દોડતો બીજો મનુષ્ય તેમની દૃષ્ટિએ પડયો એકાદ મીનીટમાં તો પેલા ચોરને પેલા બીજા મનુષ્યે પકડયો અને તેને લઇ તે રાધાબાઇ સમક્ષ આવી ઉભો.

"આ અમદાવાદના શ્યામલાલ શેઠનો જાસુસ." પેલા બીજા મનુષ્યે પેલા ચોરને અરવિન્દના હસ્તમાં સોંપતાં કહ્યું.

"કોણ સુમંત?" આશ્ચર્ય વશ બની પેલા બીજા મનુષ્યને ઉદ્દેશી અરવિન્દ બોલ્યો.

"હા."

આટલું બોલી પેલો બીજો મનુષ્ય ત્યાંથી અદૃશ્ય થઇ ગયો. રાધાબાઇ સુમંતને જોઇ ચમકી હતી. તે મુર્છા વશ બની ગઇ. સ્નેહલતાની સ્થિતિ પણ કેટલેક અંશે રાધાબાઇના જેવીજ હતી.

અરવિન્દે સમય સુચકતા વાપરી બુમ પાડી નોકરોને બોલાવી તેઓના હસ્તમાં પેલા ચોરને સોંપી દીધો.

"મી. ફોટોગ્રાફર! ફોટા આવી રીતે રાત્રિએ ન લેવાય સમજ્યા?" પેલા ચોરને ઉદ્દેશી અરવિન્દે કહ્યું.

નોકરો કેદીને લઇ ચાલતા થયા. સ્નેહલતામાં ભાન આવ્યુ હતું. અરવિન્દની સાહાય્યથી સ્નેહલતાએ રાધાબાઇને સચેત કરી.

"ગુણવંત! ગુણવંત! તમે અહીં ક્યાંથી?" બેભાનમાં રાધાબાઇ લવવા લાગી.

"બ્હેન! ગુણવંત અહીં ક્યાંથી હોય?" લતા બોલી.

"હમણાંજ તે અહીં હતા. ક્યાં ગયા?" રાધાબાઇ સચેત થતાં બોલી.

"ના, એ તો ગુણવંત ન હોય." સ્નેહલતાએ કહ્યું.

"લતા! તું એમને ન ઓળખી શકી? ગમે તેટલા દિવસ જાય પરંતુ અંતરમાં કોતરાયલી મૂર્તિ કેમ ભુંસાય?"

અરવિન્દ આ સર્વ લીલા નિહાળતો હતો. તે રાધાબાઈ પાસે આવ્યો અને બોલ્યોઃ—"રાધાબાઈ ! એતો મારા મિત્ર સુમંતરાવ હતા. તેઓ મારી સાથેજ રહે છે. તેમનું બીજું નામ ગુણવંતરાય છે તે હું જાણું છું."

રાધાબાઈ અરવિન્દનું કથન સાંભળી વધારે ચકિત બની. તે કાંઈપણ બોલી નહિં. સ્નેહલતાને ટેકો દઈ તે પ્રમાદભુવનમાં ચાલી ગઈ. અરવિન્દ પણ પાછળ પાછળ ગયો. રાધાબાઈને તેના ખાનગી ઓરડામાં સુવાડવામાં આવી; સ્નેહલતા અને અરવિન્દ, સુમંત અને ફોસબાદરના વાતો કરવા લાગ્યાં. અંતે સાડાબાર થયા હોવાથી સ્નેહલતાની રજા લઈ અરવિન્દ ચાલતો થયો.

---

## પ્રકરણ ૧૧ મું.

### રાધાબાઈની આત્મકથા.

A heavier task could not have been imposed
Than I to speak my griefs unspeakable.
Yet that the world may witness that my end
Was wrought by nature, not by vile offence
I'll utter what my sorrow gives me leave.
*From 'Comedy of errors' by W. Shakespeare.*

(સોરઠા.) શા શા વેદ ભણાય, અંતર કેરા ભેદના ?
અંતર માંહી સમાય, અંતર કેરી વેદના.
ગુણીજન ગૂહે અપાર, દુઃખી દીલ તણી વ્યથા;
સમજે નહીં ગમાર, દુઃખીને દુઃખી કરે.
દુઃખી હૃદયનો ભાર, સ્નેહી જન ઓછો કરે;
દિલાસા દુઃખહાર, સ્નેહી અંતરમાં સ્ફુરે.

× × ×

(હરિગીત)—આલેખ્યું જીવનનું ચિત્ર,
પૂરી રંગ પરમ પવિત્ર;
સોંપુ સજ્જનો! તમ હાથ,
નિરખો આકૃતિ મુદ સાથ.
દોરી દુઃખની સૌ રેખ,
વિધીના લખેલા લેખ;
આલેખ્યા હૃદયના ભાવ;
આલેખ્યા જીવનના લ્હાવ.
પૂર્યા પ્રેમના મહીં રંગ,
વ્યાધિ વ્રેહના પટ સંગ;
રસમય ચિતર્યા ઉર તાપ,
નિરખો નેહથી સહુ આપ.
પ્રભુતા શીલની જયવંત,
ચિતરી નિરખો હે સંત!
અંતરનાં ઉઘાડી દ્વાર,
અંતર ભેદ કાઢયા બ્હાર.

× × ×

(સોરઠો.) જીવન ચિત્ર અનુપ, સ્નેહી! તમ હસ્તે ધરૂં;
દયા તણા કુપ રૂપ સ્નેહીજન! સ્વિકારશો.

મધ્ય રાત્રિ વિતી ગઇ હતી. સર્વ જગત શાન્તિવશ બની નિદ્રામાં ડોલતું હતું. શીતલ અનિલના મંદ મંદ પ્રવાહો કોઇક સમયે અશાન્તિમય બની સુસવાટા કરતા હતા અને વૃક્ષનાં પર્ણને મધુર સંગીત શિખવતા હતા. કેટલાક સુકાઇ ગયેલાં વૃક્ષનાં ઠુઠાં મનુષ્યવત્ બની ભય ઉપજાવતાં હતાં. નિશાચરો આ શાંતિના સામ્રાજ્યમાં અશાન્તિ ફેલાવતા હતા. ઉલૂકાદિ હિંસક પક્ષીઓ અમંગલ શબ્દથી અને પાંખોના ફફડાટથી ભય ઉપજાવતા હતા. ચંદ્રની મધુરી સુધાવૃષ્ટિ અનવરત ધારાએ પૃથ્વીને આર્દ્ર બનાવતી હતી. જ્યોત્સ્નાના અલૌકિક આકર્ષક પ્રકાશમાં જગતપણ મુદપ્રકાશક બનતું હતું, મધુરતામાં લીન થતું હતું, અને અપરિમિત સ્વર્ગીય સત્વમાં પ્રવેશ કરતું

હતું. આવા વિશ્વમાધુર્યથી આકર્ષાતો, આવી શાન્તિમય કૌમુદીમાં નિમંજન કરતો, આહ્લાદ પામતો, અને મન સાથે અનેક તરંગો ઉપજાવતો ઉપજાવતો અરવિન્દ પોતાના ઉતારા તરફ જતો હતો. રાધાબાઇની અકથનીય સ્થિતિ, સુમંતની અને રાધાબાઇની દૃષ્ટિ એક થતાં રાધાબાઇને આવેલી મુર્છા, રાધાબાઇ અને સુમંતનાં જીવનમાં સમાયલું અભિન્ન રહસ્ય, અને સ્નેહલતાના હૃદયમાં સુમંતને જોઇ ઉપજેલી તે સમયની પરાકાષ્ટા તેની નજર આગળ તરતાં હતાં. સુમંત અને જાસુસ ફોટોગ્રાફર ઉભયનું પ્રમાદભુવનના ઉદ્યાનમાં આગમન ક્યાંથી, સુમંત ફોટોગ્રાફરનો હેતુ ક્યાંથી સમજે, શા શા સંયોગે તેનો અને ફોટોગ્રાફરનો મેલાપ, વિગેરે પ્રશ્નો તેના મગજમાં પ્રસરતા હતા.. ઉતાવળો ઉતાવળો તે ગૃહ આગળ આવ્યો. આત્મારામને તેણે બુમ મારી જગાડયો.

"કોણ અરવિન્દભાઇ! ઉભા રહો ઉઘાડું છું." અંદરથી આત્મારામે જવાબ આપ્યો. આત્મારામે દીવો સળગાવી બારણું ઉઘાડયું.

"સુમંતભાઇ આવ્યા છે?" અરવિન્દે તીવ્ર જીજ્ઞાસાથી આત્મારામને પ્રશ્ન કર્યો.

"ના. એતો આજ સાંજે અહીંથી ગયા."

"ક્યાં ગયા?" અરવિન્દે ગભરાઇ પુનઃ પુછયું.

"એતો કહેતા હતા કે હું મારે દેશ જાઉં છું. જતી વેળાએ એ તમને બહુ સંભાળતા હતા. તેઓ સાંજની ગાડીમાં જવાના હતા." આત્મારામે કહ્યું.

"પાછા ફર્યા નથી?"

"ના."

અરવિન્દ ચમકયો. સુમંત ગયો જાણી તેનું મન અનિવાર્ય વિચારોને વશ થઇ ગયું.

અરવિન્દ મેડા ઉપર પોતાની રૂમમાં ચાલ્યો ગયો. આત્મારામે બારણાં વાશી દીધાં. અરવિન્દે રૂમમાં તપાસ કરી. સુમંતનો કંઇ પણ સામાન જણાયો નહીં. પોતાની શય્યા ઉપરથી નીચેનો પત્ર મળી આવ્યો.

સુંદરપુર—તા.

પરમ પ્રિય સુહૃદવર અરવિન્દ !

જીવનની મીષ્ટતા, સૃષ્ટિની સુંદરતા, અને વ્યવહારિક યોગ્યતા પ્રાપ્ત કરવાનું સ્થાન મિત્ર ગણાય છે. મેં અનેક મિત્રો પ્રાપ્ત કર્યા હતા, પરંતુ તમારા જેવો સત્ય હૃદયસ્નેહી મિત્ર મળ્યો નથી. અન્ય તમારા જેવો એક મિત્ર હતો, છે, પરંતુ તે મને અપ્રાપ્ય છે અને રહેવાનો પણ તેમજ. તમે પણ......લખાતા નથી હૃદયના ભાવ. પણ બંધુ! તમારો સ્નેહ મને કોઇ દિન વિસ્મૃત થશે નહિં; જીવન પર્યંત તમે સાંભળશો. અનિવાર્ય અને અકથનીય સંયોગોમાં મારૂં જીવન ઘસડાતું જાય છે. એ સંયોગોના યોગે તમને મળ્યા સિવાય ચાલ્યો જાઉં છું તેની ક્ષમા આપશો. ભવિષ્યમાં જો પ્રભુ કૃપા હશે તો મળીશું; પરંતુ હાલ તો આપણે એક બીજાથી સદાને માટે દૂરજ. પ્રભુ આપની સવ આકાંક્ષાઓ સફલ કરો એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. અસ્તુ.

લી. સ્નેહાધીન સુમંતના

પ્રણામ.

પત્ર વાંચ્યો; પુનઃ વાંચ્યો. કંઇક અંશે સુમંતનો ભેદ સમજ્યો. રાધાબાઇ અને સુમંતની જીવન સૃષ્ટિ તેની દૃષ્ટિમાં આવવા લાગી. રાધાબાઇ અને સુમંત અન્યોન્યને ચાહતાં હોવાં જોઇએ. ત્યારે સુમંત આમ અચાનક કેમ ચાલ્યો ગયો હશે એ વિચાર તેના મગજમાં ખુંચવા લાગ્યો. પરંતુ તેના વિચારોનું કંઇપણ સાર્થક થયું નહીં. અંતે પોતાના વિચારો દૂર કરી, કપડાં ઉતારી, શય્યાદેવીના અંકમાં તે સુઇ ગયો. સમય ઘણો વિતી ગયેલો હોવાથી નિદ્રા આવતાં વાર લાગી નહીં. અલ્પ સમયમાં તે ગાઢ નિદ્રામાં ઘોરવા લાગ્યો. નિદ્રામાં પણ રાત્રિના પુર્વાર્ધમાં બનેલા બનાવો તેની દૃષ્ટિએ ચડવા લાગ્યા. અરવિન્દ એ સ્વપ્નમાં બબડતો હતો, લવતો હતો, અને ગત બનાવોનું પુનરાવલોકન કરતો હતો.

આવા આવા સ્વપ્નમાં રાત્રી ચાલી ગઇ. પ્રભાતની અવનવી પ્રભા અરવિન્દના ઓરડામાં પ્રવેશ કરવા લાગી. અરવિન્દ જાગૃત થયો. દંતધાવનાદિ ક્રિયામાંથી પરવારી તે ચા પીવા બેઠો.

" અરવિન્દભાઇ ! કોઇ બે બાઇઓ તમને મળવા આવી છે. "

આત્મારામે અરવિન્દના ઓરડામાં આવી કહ્યું. અરવિન્દ આવનારને ઓળખી ગયો. આત્મારામને તેણે મળવા આવનારને ઉપર બોલાવી લાવવાનું કહ્યું. આત્મારામ નીચે ગયો. બે એક મિનીટમાં અરવિન્દની રૂમમાં બે યુવતિઓએ પ્રવેશ કર્યો. ઉભય યુવતિઓને અરવિન્દે સન્માન આપી બેસાડયાં. અરવિન્દ તેઓના આગમનનું પ્રયોજન પુછે ત્યાર પ્હેલાં રાધાબાઇએ બોલવું શરૂ કર્યું.

"અરવિન્દ પ્રસાદ ! અનેક સંયોગોના યોગથી આપણે મિત્ર બન્યાં છીએ. આપણી વચ્ચેથી હૃદયની સંકોચતા દૂર થઇ ગઇ છે. અમે આમ અણચિંતવ્યાં આપને મળવા આવ્યાં તેથી આપ હવે કંઇ પણ આશ્ચર્ય પામતા ના. હું આપની પાસે એસી મારૂં હૃદય ખોલવા અહીં આવી છું. હું આપને વિશ્વસનીય મિત્ર સમજું છું અને તેથી આપને મારૂં જીવનવૃત્તાંત સંભળાવવા ઇંતેજાર છું. આપ હવે અમારા આગમનનું પ્રયોજન સમજ્યા હશો ?"

રાધાબાઇનાં વચન શ્રવણ કરી અરવિન્દ આશ્ચર્યબદ્ધ બની ગયો. તે કાંઇ પણ બોલી શકયો નહી. રાધાબાઇના પ્રશ્નનો પ્રત્યુત્તર માત્ર શિરની સંજ્ઞાથી આપ્યો. સ્નેહલતા તો અરવિન્દના ખાટલા પર પડેલું એક પુસ્તક લઇ બારીએ જઇ વાંચવા બેઠી.

"અરવિન્દભાઇ ! તમારા મિત્ર કયાં છે ?" રાધાબાઇએ પ્રશ્ન કર્યો.

"કોણ સુમંત ?" અરવિન્દે સામું પુછયું.

"હા." રાધાબાઇએ જણાવ્યું.

"તેઓ અહીંથી ગત રાત્રિએજ ચાલ્યા ગયા છે. કયાં ગયા છે તેની મને ખબર નથી." અરવિન્દ બોલ્યો.

" શું તેઓ ચાલ્યા ગયા ? ઓ પ્રભુ ! મેં પૂર્વે શાં પાપ કર્યાં હશે કે હજી પણ અમારે શિર દુઃખને દુઃખ. પ્રભુ ! પ્રભુ ! હવે તો કાંઇ કૃપા કર." રાધાબાઇ આક્રંદ કરવા લાગી. તેનું નિશ્વાસ પૂર્ણ રૂદન બલઅમા કઠોન હૃદયના મનુષ્યના હૃદયમાં દયા ઉપજાવે એવું હતું. અરવિન્દે તેને ભગીરથ પ્રયત્ને શાન્ત પાડી.

" અરવિન્દભાઇ ! તમે એમનું વૃત્તાંત તો સાંભળ્યું હશે .તેમના જીવનવૃત્તાંત સાથે મારી જીવનકથા સંયુક્ત છે."શાન્ત પડતા રાધાબાઇ બોલી.

" એમણે મને પોતાનું જીવન વૃત્તાંત જણાવવા ના પાડી હતી; પરંતુ એમના પત્ર ઉપરથી તમારો ઉભયનો ઇતિહાસ કંઇક અંશે હું સમજી શકયો છું." અરવિન્દે જણાવ્યું.

" ક્યાં છે એ પત્ર ?" પત્ર જોવાની પ્રબળ ઉત્કંઠાથી રાધાબાઇએ પ્રશ્ન કર્યો.

અરવિન્દે સુમંતનો પત્ર રાધાબાઇના હસ્તમાં સોંપ્યો. રાધાબાઇએ તે પત્ર વાંચ્યો; પુનઃ વાંચ્યો. ગૂઢ ભેદનો આવિર્ભાવ તેની દષ્ટી કેન્દ્રમાં થવા લાગ્યો. ચિર પરિચિત હસ્તાક્ષર ઓળખ્યા. રાધાબાઇનાં ચક્ષુમાંથી અશ્રુબિંદુ ટપકવા લાગ્યાં.

" હા તેજ હસ્તાક્ષર. અરવિન્દભાઇ! મારી આત્મકથા સાંભળવા કૃપા કરશો ? મારૂં હૃદય ઠાલવવાનું વિશ્વાસ પાત્ર આપજ છો. મારા વૃત્તાંતથી ઘણા રહસ્યનો સ્ફોટ થશે." રાધાબાઇ બોલી.

"જો આપને કાંઇ બાધ ન હોય તો નિર્ભય બની આપની જીવનકથા સંભળાવો" અરવિન્દે પ્રત્યુત્તર આપ્યો.

રાધાબાઇ પોતાનાં ચક્ષુ લોહી નાંખી સ્વસ્થ બની. અલ્પ સમય મૌનાવસ્થા ધારણ કરી ગત સમયના બનાવોની સ્મૃતિ લાવતી હોય તેમ વિચારનાં આંદોલનોમાં ઝુલવા લાગી. અને પોતાની વાત શરૂ કરી. અરવિન્દ રાધાબાઇની જીવન કથા પ્રબળ ઉત્કંઠા અને કુતૂહલતાથી શ્રવણ કરવા લાગ્યો.

"અરવિન્દભાઇ ! જુઓ, આ તમારી સમક્ષ પોતાની આત્મકથા કહેનાર અન્ય કોઇ નહી પરંતુ અમદાવાદના પ્રખ્યાત શેઠ સત્યેન્દ્રરાવની પુત્રી શાન્તા." રાધાબાઇ બોલી.

" શું તમેજ સત્યેન્દ્રરાવની પુત્રી ?" આશ્ચર્ય પામી અરવિન્દે પુછ્યું.

" હા."

" અમદાવાદની સેશન્સમાં કેસ ચાલે છે તે તમારાજ માટે ?" પુનઃ અરવિન્દે પુછ્યું.

" હા, મારા માટે. અરવિન્દપ્રસાદ ! હાલ તે બિના દૂર કરો. સમયાનુસાર તે બીના હું આપને સમજાવીશ. અને જરાક પાણી પીવાનું આપશો. ?"

અરવિન્દે શીતલ જલ લાવી આપ્યું. રાધાબાઇ પાણી પી સ્વસ્થ બની. પોતાના હૃદયમાં થતી વ્યથા અલ્પ સમય દૂર કરી પોતાનું જીવન વૃત્તાંત કહેવું શરૂ કર્યું. સ્નેહલતા તો અરવિન્દના પુસ્તકમાં લીન થઇ ગયેલી જણાતી હતી. અરવિન્દ સિવાય રાધાબાઇની કથની અન્ય કોઇ સાંભળતું હતું નહિ.

" અરવિન્દપ્રસાદ ! તમારા કર્ણને જરા તસ્દી આપી તીવ્ર બનાવજો. હું સત્યેન્દ્રપ્રસાદની પુત્રી થાઉં. મારૂં મૂળ નામ શાન્તા છે. મારી માતા સુગુણમંજરી મને પાંચ વર્ષની મૂકી સ્વર્ગે સિધાવી. મને મારા પિતાએ લાડકોડથી ઉછેરવા માંડી. એક કન્યાશાળામાં મને મુકવામાં આવી. હું ત્યાં પ્હેલો નંબર રાખતી. મારા પિતાએ મારે માટે એક સ્ત્રી શિક્ષક રાખી હતી. તે મને ધાર્મિક વિષયો અને પાકશાસ્ત્રનું જ્ઞાન આપતી. હું કન્યાશાળાનો અભ્યાસ ક્રમ પૂર્ણ કરી રહી એટલે મને ટ્રેનીંગ કોલેજમાં મોકલવામાં આવી. અહીંથી મારી જીવન કથનીનું પ્રથમ પગથીયું શરૂ થયું.

" પ્રમાદસુંદરી મારી મામી થાય અને સ્નેહલતાની માસી થાય. અમો પ્રમાદસુંદરીને ત્યાં એક બીજાને મળતાં હતાં; પરંતુ અમે અન્યોન્ય મિત્ર બન્યાં ન હતાં. સ્નેહલતા પોતાની માતાના મરણ પછી પ્રમાદસુંદરીને ત્યાંજ રહેતી હતી. હું કન્યાશાળાનું પ્રાથમિક જ્ઞાન મેળવી કોલેજમાં દાખલ થઇ તે સમયે સ્નેહલતા પણ કોલેજમાં દાખલ થઇ. હું સ્નેહલતા કરતાં ત્રણ વર્ષે મોટી છું તો પણ અમે ઉભય ભણવામાં સાથે હતાં. કોલેજમાંથી અમે બન્ને મિત્ર બન્યાં. વર્ગમાં પ્રથમ નંબરે આવવા અમારી વચ્ચે સ્પર્ધા થતી હતી; પરંતુ તે સ્પર્ધા અદેખાઇતી ન હતી.

" આ સમયે સ્નેહલતાનો ભાઇ ગુણવંત મુંબાઇ અભ્યાસ કરતો હતો. તે રજાઓમાં અમદાવાદ આવ્યો. સ્નેહલતા અને ગુણવંત ઉભય ન્હાનપણથી પ્રમાદસુંદરીને ત્યાંજ રહેતાં હતાં. તેઓ પોતાના પિતાને ત્યાં ભાગ્યેજ જતાં. એક દિવસ હું પ્રમાદસુંદરીને ત્યાં સ્નેહલતાને મળવા સારૂ ગઇ. ગુણવંત સ્નેહલતાને તે દિવસે કોઇ રસિક કાવ્ય સમજાવતો હતો. મારામાં બાલચેષ્ટા વધુ હતી. ઉભયને આશ્ચર્ય વશ બનાવવા હું ધીમેથી તેઓની પાછળ જઇ ઉભી રહી. ગુણવંત કાવ્ય ગાતો હતો અને સમજાવતો હતો. હું તેમની પીઠે ઉભી રહી તેજ સમયે દ્વિતીય કાવ્ય શરૂ થયું. ગુણવંતે કાવ્યની પ્રથમ પંક્તિઓ ઉચ્ચારવા માંડી;

' દિલદારનાં દર્શન વિના બીજું મને ગમતું નથી;
પુતળી પેઠે નજદીકમાં, બેઠા વિના ગમતુ નથી.'*

---

* બાલાશંકર ઉલ્લાસરામ.

"આ પંક્તિઓએ મારા હૃદયને હચમચાવી નાખ્યું. હું ગુણવંતને ચહાતી હતી તે આજેજ મારા સમજવામાં આવ્યું. મારૂં હૃદય દિલદારનાં દર્શન કરવા તલપાપડ થઇ જતું. જો દર્શન થતાં નહી તો મને અલ્પ પણ ચેન પડતું નહીં. તેની સમિપ રહેવામાં મને આનંદ મળતો. વિખૂટાં પડવાનો સમય થતાં મારૂં હૃદય દુઃખી થતું; અને પુનઃ ત્વરાએ દિલદારની સાન્નિધ્યમાં દોડી આવવા મથન કરતું. એ અનુરાગી હૃદયના સત્યભાવો આજે કાંઇક સમજાયા. સમજાતાં ગુણવંત તરફ હૃદયનું અધિક આકર્ષણ થવા લાગ્યું. એજ પંક્તિઓ ગુણવંતને સંબોધી ગાવાને હૃદય તત્પર થયું. પરંતુ પુનઃ સ્નેહલતાની હાજરીને લીધે મહા મહેનતે એ ઇચ્છાને મુલત્વી રાખી. માત્ર દૃષ્ટિ વાટે ગુણવંતની આકૃતિ હૃદયમાં ઉતારવા લાગી. તેના સ્વરો હૃદયમાં કોતરવા લાગી. ગુણવંત એ પદપંક્તિઓ સ્નેહલતાને સમજાવવા લાગ્યો;

'સ્નેહલતા! સમજી. ફારસી શાયરો પ્રભુને સ્ત્રીની ઉપમા આપે છે. પ્રભુને તેઓ વલ્લભા ગણી સંબોધે છે. આ કવિ ફારસી કવિઓનું અનુકરણ કરે છે. આ પંક્તિઓનો ભાવાર્થ હવે ત્હારાથી સમજાય છે?'

"'હું બધુંય સમજુ છું, મારા પ્રભુ! હું બધુંય સમજુ છું' મારા મનમાં વિચાર ઉભરાવા લાગ્યા. તરંગમાં ડોલતાં હું ભ્રમિત બની અને મૂર્છિત થઇ એકદમ ગુણવંત ઉપર પડી. સ્નેહલતા ચમકી; ગુણવંત પણ ચકિત બન્યો. મારી અવસ્થા પણ એવીજ થઇ. લજ્જા અને આશ્ચર્ય ઉભયથી હું ઘેરાઇ ગઇ અને મુગ્ધ બની ઉભી રહી.

"'શાન્તા! આમ ચોરી કરે છે કે?' સ્નેહલતાએ મને પ્રશ્ન કર્યો. મારા મનનો ભાવ ચતુર સ્નેહલતા સમજી ગઇ એવું મને જણાયું. હું તો મૌનજ રહી. એજ દિવસથી ગુણવંત તરફ હૃદયનું આકર્ષણ વધતું ગયું. ગુણવંત પણ મને ચહાતો હતો તે ધીરે ધીરે મારાથી સમજાયું. અન્યોન્યના ભાવ એક થતાં સમયાનુસાર અન્યોન્યનાં હૃદય ઉઘડ્યાં. એકબીજાના હૃદયમાં અમે ઉભય સમાવા લાગ્યાં. એક દિવસ-ગુણવંત બીજે દિવસે મુંબાઇ અભ્યાસાર્થે જવાનો હતો તેથી રાત્રે પ્રમાદસુંદરીએ મને પોતાને ત્યાંજ રાખી હતી. રાત્રિએ અમે દિવાનખાનામાં બેઠાં હતાં. સ્નેહલતા પોતાની એક બેનપણીને મળવા સારૂ બહાર ગઇ હતી. પ્રમાદસુંદરી પાડોશીને ત્યાં સત્યનારાયણની કથા સાંભળવા ગયાં. આથી હું અને ગુણવંત એકલાંજ પડ્યાં. એકાંત મળવાથી અમારાં હૃદયને પૂર્ણ મુક્તિ મળી.

" શાન્તા ! પ્રિય શાન્તા ! તે દિવસનું અધુરૂં કાવ્ય સાંભળવું છે?" ગુણવંતે મને સ્મિતહાસ્યથી પ્રશ્ન કર્યો.

" કયું કાવ્ય ?" મેં સામો પ્રશ્ન કર્યો.

"' દિલદારના દર્શન વિના બીજું મને ગમતું નથી; " ગુણવંતે મને પ્રત્યુત્તર આપ્યો. એ પંક્તિ મારી શ્રવણેન્દ્રિયે પડતાંજ મારૂં હૃદય પ્રફુલ્લિત બની કાવ્ય સાંભળવા આતુર બન્યું. મેં હા પાડી. ગુણવંતે કાવ્ય ગાવા માંડયું—

' દિલદારના દર્શન વિના, બીજું મને ગમતું નથી;
પુતળી પેઠે નજદીકમાં, બેઠા વિના ગમતું નથી.
મુખ ચંદ્ર આપે ઝગઝગી, ઝરતું સુધા જ્યાંથી વહી;
તે મજ ગરીબ ચકોરને, પીધા વિના ગમતું નથી.
કુદરત તણી બલિહારીના, હું રમું રંગીલા રંગમાં;
પણ હાય ! ભરછક રંગ તને છાંટયા વિના ગમતું નથી.
છો માહરા નોંધે ગુન્હાઓ, નિંદકોના દફતરી;
પણ મસ્ત તુજ દરબારમાં, આવ્યા વિના ગમતું નથી.
એક જો તું દે ચુંબન મને, તો કરૂં કવિતા ફાંકડી;
પ્યારી ! તહારા ગુણના, ગાયન વિના ગમતું નથી.
મોંઘેરા તુજ ચુંબન થકી, મોંઘી કવિતા માહરી;
પણ લેખણીને તુજ છબી, લેખ્યા વિના ગમતું નથી.
શો મોહ દુનિયાનો કરૂં ? દુનિયા દીઠી દોરંગી મેં;
પણ માહરે તો તાહરા, એક રંગ વિના ગમતું નથી.
ખટકી ખટક કપૂર કરે, ઝટકી ઝટક અંચળ તણી;
છટકી છટક કળ કાળજાની, કળ વિના ગમતું નથી.
તુજ ગોર શીતળ સ્વચ્છ શર્વરિ, શરદ શર્વરિનાથના;
પિયૂષ શી ગલ બાંહતે, નાંખ્યા વિના ગમતું નથી.
ઓ ! તાહરી આશા હિમંતી રેખ સમ પીડા કરે;
રે ! ક્ષણ પ્રતિક્ષણ મધુર મુખ, નિરખ્યા વિના ગમતું નથી.
અંતર દવાનળ જ્વાળથી કરૂં ભસ્મીભૂત આખું જગત્;
પણ બાગ તે તુજ બેશનો રાખ્યા વિના ગમતું નથી.
કંઇ સ્વાર્થ કે કારણ તહારા, પ્રેમમાં મ્હારે નથી;
પ્રેમનું કારણ પ્રેમ તે વિના બીજું ગમતું નથી.
શો સ્વાર્થ પ્રણયપુષ્પને ગુલાબી રંગમાં આવી વસ્યો !

એને ઘડીભર રંગ તે, જોયા વિના ગમતું નથી.
ઝાઝું ન માગું હું ચહું, ઘડી એક મળવા કોટમાં;
પણ લેખતી ન હિસાબ તું, રોયા વિના ગમતું નથી.
પ્રતિ રાત્રિભર તુજ ભ્રાન્તિમાં, પોકાર 'બાલ' ઉંડા કરે;
ગમતું નથી ગમતું નથી, આખું જગત્ ગમતું નથી.'

હું સંગીતના રસસ્રોતમાં તણાવા લાગી, પંક્તિઓ પુનઃ ઉથલાવી. ગુણવંત મને ભેટી પડયો અને બોલવા લાગ્યો.

'શાન્તા !

તવ મુખના દર્શન વિના, બીજું મને ગમતું નથી.
પુતળી પેઠે નજદીકમાં બેઠા વિના ગમતું નથી.' ×

" આ પંક્તિઓ મને સંબોધી પુનઃ પુનઃ ગુણવંત ગાવા લાગ્યો. મારાથી પણ રહેવાયું નહીં. હું પણ એ પંક્તિઓથી તેને વધાવવા લાગી. વિકટ વિયોગ નિકટ આવતો હતો તેનું અમને ભાન ન હતું. અમે તો ગાનમાં ગુલતાન બન્યાં હતાં. અમારાં

'નયન રસીલાં ગોઠી મીઠી ચલાવી રહ્યાં હતાં.'

ખરેખર,

'ચડેલાં ઉફાળે કુદરત તણે જ્યાં ઉર વહે;
વહે વ્હેતાં એ તો જગત પ્રતિબન્ધે ન અટકે.' *

આથી અમે

'વહ્યાં વ્હેતાંએ ને શપથ પણ લીધા પ્રણયના;
હતું હયામાં તે ઠલવી પણ ચુક્યાં કુસુમડાં.
ક્ષણો એ વીતીને અધર અધરે એ દઇ ચુક્યાં;
કુમારાં બન્ને એ દિલ હજુ કુમારાં પણ હતાં.' *

પરંતુ અંતે વિખૂટાં પડવાનો સમય પાસે આવ્યો. અન્યોન્ય પત્ર લખવાના કોલ લીધા.

હું તો વિરહ દુઃખ સમજતી ન હતી; પરંતુ હવે વિરહ રાક્ષસીને નયન સમિપે આવી ઉભેલી દેખવા લાગી. વિરહનો દુસ્તર સમુદ્ર મારી અને ગુણવંતની વચ્ચે ઝુલાવા લાગ્યો. મારૂં હૈયું પિગળી ગયું. હૃદય દુઃખ અશ્રુદ્વારા બહાર કાઢવા લાગી. ગુણવંતે મારી રજા માગી. મારાથી કંઇ પણ બોલી શકાતું ન હતું. અશ્રુપૂર્ણ નયનોજ મારા હૃદયનો,

---

× બાલાશંકર. * સ્વર્ગસ્થ સા. કલાપી.

'પ્રભુ ! વ્હાલા ! ત્રાતા ! તુજ વિરહ લાગેજ અતિશે;
વ્યથા શી રીતે હુ મુજ હૃદયની દાખવી શકું ? '

ભાવ દર્શાવતાં હતાં. અંતે

' હૃદય હૃદયે ચંપાયાં ને છુટાં એ થઇ ગયાં;
પ્રણયી નયનો છેલ્લે છેલ્લી સલામ કરી ચુકયાં.'*

" ગુણવંત મુંબાઇ ગયો, પરંતુ મારૂં હૃદય તે પોતાની સાથે લેતો ગયો. મારી આસપાસના પદાર્થો મને ગુણવંત વિના નિરસ અને નિરર્થક લાગતા. અમુક સમયાન્તરે મુંબાઇથી ગુણવંતનો પત્ર આવતો તે તે દિવસે મારે સોનાનો સૂર્ય ઉગતો. ત્યારે ત્યારે મારો સર્વ સમય આનંદમાંજ પ્રસાર થતો. હું તરતજ ગુણવંતને પત્ર લખતી. અમારા ઉભયના પત્રોમાં પ્રેમની ભભક ભરી છબીઓ ચિતરાતી. વિરહનું કાલ સ્વરૂપ પણ કોઇક સમયે અતિશય પરૂષ શબ્દોના શ્યામ રંગથી વિશેષ શ્યામ આલેખાતું. આમને આમ કેટલાક દિવસ ચાલ્યા ગયા.

" હવે મારા દુ:ખની કહેણી શરૂ થાય છે.

" મારા પિતા એકાદ વર્ષથી નડીયાદ રહેતા હતા. તેઓ ત્યાં હતા તેજ અરસામાં અમદાવાદના શેઠ શ્યામલાલ પણ કાંઈ કાર્યાર્થે ત્યાં ગયા. શ્યામલાલનું વય પાંત્રીસ વર્ષનું છે. તેમની પ્રથમ પત્ની એકાદ વર્ષ થયાં મૃત્યુ પામી હતી. આથી તેઓ પુનઃ લગ્ન કરવા સારૂ કન્યા શોધતા હતા. પરંતુ એમનાં શ્યામ કાર્યોને લીધે કોઇ તેમને કન્યા આપતુ નહોતું. શ્યામલાલ શેઠે પોતાની પત્નીને કાંઇ કારણસર ઝેરથી મારી નાખી હતી એવી જનસમાજમાં અફવા ઉડી હતી અને તે વાત પણ ખરી હતી. મારા પિતા એ બિનાથી તદ્દન બિન વાકેફ હતા. શ્યામલાલના ગુમાસ્તાએ મારા પિતાને સમજાવ્યા અને શ્યામલાલ સાથે મારો વિવાહ નક્કી કર્યો. મને એ વાતની ખબર પડી ત્યારે હું અતિશય રડી. ત્યારથી મારો જીવનદીપક બુઝાયો. મારૂં હૃદય ચિંતાની ચતુરંગ સેનાથી ઘેરાઇ ગયું. હું અંતરમાં હિઝરાવા લાગી. મારા હૃદયનાથ ગુણવંતથી હું સદાને માટે દૂરજ રહેવાની તે વિચારે મને ગાંડી બનાવી દીધી. આવી ઉન્માદાવસ્થામાં મર્યાદાને તિલાંજલી આપી મેં મારા પિતાને એક પત્ર લખ્યો. ' સ્નેહ-

---

* સ્વર્ગસ્થ સા. કલાપી.

મુદ્રા' માંના 'હિંદુ લગ્ન'ની રીતિનું દૃષ્ટાંત પણ પત્રમાં મેં ટાંકી દીધું. પરંતુ મારા પિતાએ એ દૃષ્ટાંતમાંનો

'મ્હારો ક્ષમા કરે અપરાધ ! પુત્રી ! પ્રિય પ્રાણ ! ઘણી તું ડાહી !
તુજ ઉર મ્હેં ખોસી-અરે-અજાણ્યે-ખરે-કટારજ સાહી.

*　　*　　*　　*

*મ્હેં દીઠો ન સવળો પન્થ !
હું બની ગયો મતિ મન્દ !
મુજ શુદ્ધ દારિદ્રનું રત્ન
પરિણાવ્યું કરી બહુ યત્ન,
તે જાઇ મેષની પઠે લોકની પુઠે નાખ્યું દુખ દરીયે !
એનું કીધું પરાધીન જીવન જનક-વેરીયે.
પ્રિય પુત્રી ! કહે તું સત્ય, કર્યુંજ અકૃત્ય કૃત્ય મ્હેં આજે,
ત્હારા જીવન માંહે ઝેર ભેળાયું ! સાચે.

*　　*　　*　　*

નથી હવે નીષ્કૃતિ કાંઇ સુઝતી મને ! રોઇને રહેવું;
ત્હારે જનકે પાયું ઝેર મરણ સુધી રહેવું.

*　　*　　*　　*

હવે જેમ તેમ દિન કહાડ કૃતક પતિસાથ સ્નેહ કૃત્રિમમાં,
બહુ સમજુ મ્હારી તું બાળ મુકીશ તેં આળ દેવશિર મનમાં'

પ્રત્યુત્તર મને લખી જણાવ્યો. શુન્ય હૃદયે પિતાનો પત્ર વાંચ્યો. દગ્ધ હૃદય પિતાના પત્રથી અધિક દગ્ધ થવા લાગ્યું. ગુણવંતના પત્રથી કંઇક શાન્તિ મળતી. પરંતુ હવે તો હું વાગ્દાનથી અન્યની થઇ ચુકી હતી. મારૂં ભવિષ્ય નિર્માયું હતું. હું ગુણવંતથી સદાની વિખૂટી બની હતી. એ વિચારો મારા હૃદયમાં ત્રાસ વર્તાવતા હતા. ચિંતાની ચિતામાં મન ભડકે બળતું હતું. ગુણવંત સિવાય અંતરનાં આંસુ લોહનાર અન્ય કોઇ હતું નહી. આવી દયાજનક સ્થિતિમાં મારૂં જીવન વ્યતિત થવા લાગ્યું.

---

* સ્વર્ગસ્થ સાક્ષર. ગોવર્ધનરામ. મા. ત્રિપાઠી વિરચિત 'સ્નેહ મુદ્રા'માંથી અવતરણ.

"આ વાતને બન્યે એકાદ માસ થયો હશે. તેવામાં ગુણવંતનો અમદાવાદ આવવા વિષેનો પત્ર આવ્યો. હું આથી હર્ષિત બની. દગ્ધહૃદય કાંઈક શાન્ત થવા લાગ્યું. ગુણવંતને મળી શ્યામલાલ સાથેના કૃતકસંબંધથી મુક્ત થવાનો માર્ગ શોધવાની આશા બાંધી. પરંતુ હાય! અકર્મીના પડીયા કાણાજ. જે તરફથી મને શાન્તિ મળતી હતી તે ગઈ-સદાને માટે ચાલી ગઈ......"

રાધા-શાન્તા-આટલું બોલતાં રડી પડી. અરવિન્દપ્રસાદે તેને શાન્ત કરવા સારૂ પ્યાલામાં શીતલ જલ આપ્યું. શાન્તાએ જલપાન કરી હૃદયને શાન્ત પાડી પોતાની જીવનકથા ચાલુ કરી:-

"ઘટોલાની ભયંકર હોનારતમાં મારી શાન્તિ પણ ઉડી ગઈ. જે ગાડીમાં ગુણવંત અમદાવાદ આવવા નિકળ્યો હતો તેજ ગાડી એ હોનારતનો ભોગ થઈ પડી. અસંખ્ય મનુષ્યનો એ હોનારતે ભોગ લીધો. ગુણવંત પણ તે ભોગમાંનો એક હતો. ત્યારથી મારી શાન્તિ ગઈ તે ગઈજ. તે દિવસથી મારૂં હૃદય વૈરાગ્યમય બની ગયું. જગત મને શૂન્ય ભાસે છે. માત્ર ગુણવંતની ગુણી આકૃતિનાં દર્શન કરી જીવન ધારી રહી છું.

"સ્નેહલતા મારી જીવનકથા પ્રથમથીજ જાણતી હતી. પોતાના બંધુ સાથે મને યોજવા તે અંતરથી ઇચ્છતી હતી. પરંતુ પુર્વજન્મનાં કર્મ મને નડયાં તેમાં એ બિચારી શું કરે? મારૂં દુ:ખ જોઈ એ પણ રડે છે.

"ગુણવંતને આ લોકમાંથી પરલોકમાં ગયે બે માસ થયા હશે. શ્યામલાલ શેઠે મારા પિતાને લગ્ન લેવા સારૂ તાકીદ કરી. મારા પિતા હવે એ લગ્નથી તદ્દન વિરૂદ્ધ હતા. પરંતુ જ્ઞાતિ રિવાજ પ્રમાણે તેઓ બંધાઈ ગયેલા હોવાથી તેઓ નિરૂપાય હતા. તોય પણ તેમણે એક ઉપાય યોજ્યો. શ્યામલાલ શેઠ ત્રણ હજાર રૂપિઆ પ્હેરામણી અને દશ હઝાર કન્યાદાનમાં માગતા હતા. મારા પિતાએ એક પાઈ પણ આપવાની ના પાડી; અને કંકુ અને કન્યા આપવા વિચાર દર્શાવ્યો. શ્યામલાલ શેઠ ચિડાયા અને નહી પરણું એવું પણ લઈ બેઠા. મારે તો મનનું ભાવતું થયું પરંતું તેની સાથે મારા પવિત્ર જીવનને કલંકિત થવાનો સમય આવ્યો. શેઠને મારી અને ગુણવંત વચ્ચે સંભવેલા પ્રણય વ્હેવારની કોઈ ઇર્ષ્યાખોરે ચાડી કરી. જ્ઞાતિ રિવાજ પ્રમાણે-પંચના ઠરાવ પ્રમાણે-પ્હેરામણી વિગેરેના રૂપિઆ

મલે યા ના મલે તો પણ શેઠને પરણવું પડે. વળી શેઠ પૈસાના વધુ લોભી છે. પૈસા જાય તે તેમને જરાપણ ગમતું નથી. આથી મમતના માર્યા શેઠે 'એ કન્યા કલંકિત છે; માટે મને એ બાઇ સાથેના વિવાહમાંથી મુક્ત કરવો જોઇએ અને મને ખર્ચના પાંચ હજાર રૂપિઆ મળવા જોઇએ' એવો કેસ માંડયો. કેસમાં મારી ઉપર કલંક સાબિત કરવા મારા અને ગુણવંત વચ્ચે આવેલા પત્રોની શેઠે શોધ કરવા માંડી. જો એ પત્રો મળે તો હું નિર્દોષ પણ દૂષિત બનું એવો સંભવ હતો–કારણ કે અમારા પત્રમાં ઉછળતા પ્રેમની ઉર્મિઓ અનંત હતી. આ દર્મ્યાન કૃષ્ણરાવે મારા પિતાને એક પત્ર લખ્યો કે મારી પાસે ગુણવંત ઉપર આવેલા તમારી પુત્રીના પત્રો છે. જો મને વર્ષે દહાડે બે હજાર રૂપિઆ મળે તો હું એ કાગળો કોઇને આપીશ નહીં. જો આમ નહીં થાય તો હું એ પત્રો શ્યામલાલ શેઠને વેચી દઇશ."

"હા, હવે હું સમજ્યો. કૃષ્ણરાવની આવક એ પત્રો ઉપરજ હતી." અરવિન્દ વચ્ચે બોલી ઉઠયો.

"હા. મારા પિતાએ દીનાનાથ કાકાની સલાહ લઇ મને કલંકમાંથી બચાવવા વર્ષે દિવસે બે હજાર રૂપિઆ આપવાના કબુલ કર્યા. મારા પિતાએ ઉચક રકમ આપી એ પત્રો ખરિદી લેવા અતિશય પ્રયત્ન કર્યા પરતુ તેમાં તે નિષ્ફલ થયા. કૃષ્ણરાવે પોતાના કૃષ્ણ કાર્યથી પૈસા પેદા કરવા માંડયા અને તેમાં એનો પ્રાણ પણ ગયો. ચોરીનું ચંડાળે જાય અને પાપી હાથ ધસતા થાય."

"ત્યારે કૃષ્ણરાવના ખૂનીને તમે ઓળખતાં હશો." અરવિન્દે ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

"ના, હું ખૂની વિષે કાંઇપણ જાણતી નથી." રાધાબાઇ બોલી.

"ત્યારે સ્નેહલતા ખૂની ન હોય?"

"ના. ખૂની કોઇ બીજોજ હોવો જોઇએ."

"ત્યારે ખૂન તમારા તરફથી કરાવવામાં આવ્યું છે?" અરવિન્દ પ્રત્યેક શબ્દ ઉપર ભાર મુકી પુછ્યું.

"ના. એ કાર્ય અમને છાજેજ નહીં. અરવિન્દપ્રસાદ! વિચાર કરો, હું મારી જીવનકથા કહું છું અને એની નજીવી બીના તમારાથી ગુપ્ત રાખીશ: ના, કદી નહીં. અરવિન્દભાઇ! અમે કૃષ્ણરાવના ખૂની વિષે રજ પણ જાણતાં નથી. અમારા તરફથી એનું ખૂન કરાવવામાં આવ્યું નથી." રાધાબાઇએ જણાવ્યું.

અરવિન્દ શાંત પડી ગયો; વિચાર કરવા લાગ્યો પરંતુ તેના વિચારમાં તરતજ ભંગાણુ પડયું. શાંતાએ પોતાની જીવન કથા આગળ કહેવી શરૂ કરી.

"અરવિન્દભાઇ ! કૃષ્ણરાવનું ખૂન થયું તેજ રાત્રિએ સ્નેહલતા કૃષ્ણરાવને બંગલે પત્રો ખરિદવા સારૂ આવી હતી, કારણ કે અમને એવી ખબર મલી હતી કે કૃષ્ણરાવે તે પત્રો કોઇ અન્ય પુરૂષને વેચ્યા હતા. પરંતુ તે બીજુ કાંઇ પણ જાણતી નથી. કૃષ્ણરાવને ગાડીમાં તમે જે સ્થિતિમાં જોયો તેજ સ્થિતિમાં સ્નેહલતાએ તેને જોયો હતો.

"હવે આ બાજુ કેસ ધમધોકાર ચાલે છે. મારી પાસે ગુણુવંતના આવેલા પત્રો હતા. મેં તે નષ્ટ નહી કરતાં ગુણુવંતની પ્રણુય સ્મૃતિમાં મેં જાળવી રાખ્યા છે. એ પત્રો મેળવી મને કલંકિત કરવા માટે શ્યામલાલ શેઠે મારી પાછળ જાસુસો મુકયા છે. તેને લીધેજ અમે પ્રમાદભુવનની આસપાસ આટલી બધી ચોકી રાખીએ છીએ. ગઇ કાલેજ એ જાસુસોમાંનો એક તો તમે જોયો. પણ અરવિન્દપ્રસાદ ! મેં એ જાસુસને દીઠો તેની સાથે અન્ય કાંઇ અલૌકિક મારી દૃષ્ટિએ પડયું. મારૂં હૃદય માનતું નહોતું પણ દૃષ્ટિએ માની લીધું. વળી આપના કથનથી દૃષ્ટિને પુષ્ટિ મળી. હવે દૃષ્ટિને હૃદય સંમત થાય છે. સ્નેહલતાનું માનવું પણ એવુંજ છે. તમે જેને સુમંત યા ગુણુવંતના નામથી ઓળખો છો તેજ મારા હૃદયનાથ ગુણુવંત અમે તેમને શોધતાં શોધતાં અહીં આવ્યાં પરંતુ હું હતભાગિણીના કર્મમાં વિધાતાએ દુઃખ નિર્માણુ કર્યું હોય તે ક્યાંથી ટળે. ખરેખર,

'When lovers meet in adverse hour  
't is like a sun-glimpse through a shower,  
A watery ray, an instant seen  
The dark closing clouds between.*'

ક્યારે હવે મારો હૃદયનાથ ગુણુવંત પુનઃ મળશે ? કયારે હવે મારી આ દુઃખદ સ્થિતિ ટળશે ?" રાધાબાઇએ ડુસકાં ભરવા માંડયાં. તેનો કંઠ રૂંધાઇ ગયો. મુક્ત કંઠે તે રડવા લાગી.

---

*આંગ્લ કવિ સ્કોટ વિરચિત 'રોકેબી' નામક કાવ્યમાંથી

"આ રહ્યો સુમંત." બારણામાં સુમંતને પ્રવેશ કરતો જોઈ અરવિન્દ બોલી ઉઠયો. શાન્તા-રાધા પાછી ફરી. સ્નેહલતા પણ ચમકી દોડી આવી સુમંત પણ આશ્ચર્યવશ બની ઉભો રહ્યો.

સુમંત અરવિન્દને મલ્યા સિવાય ગયો હતો; પરંતુ તેનું મન તેથી શાન્ત બન્યું નહોતું. પોતાના સ્નેહી મિત્રને પોતાની જીવન કથા કહેવા તેનું મન ઘણીવાર તલપતું; પરંતુ એ વિચાર તે દબાવી રાખતો. મિત્રને મલ્યા સિવાય, પોતાની જીવન કથા કહ્યા સિવાય ચાલી નિકળ્યો, પરંતુ તેથી તેના મનના વિષાદમાં વૃદ્ધિ થઈ. અંતે પોતાના મનને તાબે થઈ પોતાના મિત્રને પોતાની જીવન કથા કહેવા અને છેલ્લી વારના પ્રણામ કરવા તે પાછો ફર્યો. પરંતુ જ્યાં તે અરવિન્દની રૂમમાં દાખલ થયો ત્યાં તેની દૃષ્ટિએ કોણ પડયું? તેની હૃદયરાણી રાધા.

"કોણ, ભાઈ ગુણવંત?" સ્નેહલતાએ સુમંતનો હસ્ત પકડી પુછ્યું.

"હા." શું જવાબ આપવો તેના ભ્રમમાં સુમંતે હા પાડી.

"ગુણવંત!" સ્નેહલતા બોલી.

"હા, હા, બેન લતા! હું તારો ભાઈ ગુણવંત," સુમંતે કહ્યું.

સર્વના ચક્ષુમાં હર્ષાશ્રુ આવી ગયાં. શાન્તાની શોકની અશ્રુધારાઓ આનંદ રસના ઝરણુમાં ફેરવાઈ ગઈ. અલ્પ સમયતો સર્વ મૌનાવસ્થામાં પરિવૃત્ત રહ્યાં. અંતે સ્નેહલતા બોલીઃ—

"ભાઈ ગુણવંત! તું જીવતો હતો છતાં ગુપ્ત રહેવાનું કારણ?"

"તમે બધાં બેસો. હું મારી સવિસ્તર જીવનચર્યા જણાવું છું." ગુણવંતે પ્રત્યુત્તર આપ્યો.

ગુણવંત અરવિન્દની પાસે જઈ બેઠો. શાન્તા તો વિકસિત હૃદયે મુગ્ધ મુગ્ધા જ બની હતી. સ્નેહલતાનો આનંદથી ઉંચી નીચી થતી હતી; પોતાની ભાઈની વાત ઉત્સુકતાથી સાંભળવા લાગી. સુમંતે —ગુણવંતે પોતાની કથા શરૂ કરીઃ—

"હું મુંબાઈમાં કૃષ્ણરાવની પડોશમાંજ રહેતો હતો. અમે બન્ને એક બીજાને સાધારણ ઓળખતા હતા. અમે ઉભય એકજ દિવસે અમદાવાદ આવવા નિકળ્યા. રસ્તામાં દૈવાધીન બનાવ બન્યો. નડિયાદના સ્ટેશને ટ્રેન બારખાના સાથે અથડાઈ પડી. હજારો માણસો

બળી મુઆં. મને સખ્ત ઇજા થઇ હતી. હું અર્ધભાનાવસ્થામાં હતો. જીવવાની મને જરા પણુ આશા હતી નહીં. કૃષ્ણુરાવ મારી પાસેજ બેઠો હતો. મેં મારા કોટમાંથી શાન્તાના આવેલા પત્રોની થોકડી કાઢી કૃષ્ણુરાવને સોંપી અને તે શાન્તાને વિના વિલંબે પ્હોંચાડવાનું જણાવ્યું. તેણે કસમ સાથે પેકેટ હસ્તમાં લીધું અને ને શાન્તાને પ્હોંચાડવા વચન આપ્યું. અલ્પ સમયમાં હું અધિક બેભાન બની ગયો. મારી એ બેભાન સ્થિતિમાં શું શું બન્યું તેની મને ખબર નથી. પરંતુ જ્યારે હું જાગૃત થયો ત્યારે મારી દૃષ્ટિએ એક ઝુંપડી પડી. કૃષ્ણુરાવ મારી પાસે ન હતો. તેને બદલે એક ગરીબ પોર્ટર અને તેની દયાળુ સ્ત્રી બેઠાં બેઠાં મારાં શિથિલ અંગને શેકતાં હતાં. તેમનાં સાધન અધુરાં હતાં પરંતુ તેમના હૃદયના સાત્વિક ભાવ અધુરા ન હતા. ધનિક મનુષ્યો અનેક સાધનો હોવા છતાં એ ગરીબ દંપતી સમાન કરૂણાકાર્ય કરતા નથી. હું તેમના એ ભાવપૂર્ણ–કરૂણાપૂર્ણ–સેવાથી—સન્માનથી–સત્કારથી સ્વસ્થ બન્યો. મને તેમણે ભેંસનું દૂધ ગરમ કરી પીવા આપ્યું. કેવો એ ગરીબ દંપતીનો પ્રેમ! રાત્રિ મેં એ આર્થિક સ્થિતિમાં ગરીબ પરંતુ સદ્ગુણરૂપી દામથી ધનિક બનેલા કુટુંબની આશ્રયદાતા ઝુંપડીમાં ગુજારી. બીજે દિવસે સવારમાં હું જરા જરા ફરી શકું એવી મારી સ્થિતિ હતી. આથા હું ત્યાંથી જો કે જવા ઇચ્છતો હતો તો પણુ તે દયાળુ દંપતીના અત્યાગ્રહને મારે માન આપી ત્યાં રહેવું પડયું. ત્રીજે દિવસે સવારમાં તે માયાળુ કુટુંબનો અનેક રીતે આભાર માની હું ચાલી નીકળ્યો હું અમદાવાદ આવ્યો. મને ખબર મળી કે શાન્તાનાં શ્યામલાલ શેઠ સાથે અલ્પ સમયમાં લગ્ન થનાર છે. હું દગ્ધ હૃદયી શાન્તાને વધુ દગ્ધ કરવા ઇચ્છતો ન હતો. શાન્તા સુખી થાય તેમાં જ હું સુખ માનતો. તેને સુખી રાખવા સારૂં જગતની દૃષ્ટિએ હું મરણુ પામ્યો. મેં નામ બદલ્યું, ઠામ બદલ્યું. વેશ બદલ્યો અને પ્રિયાના વિરહમાં પ્રેમની ઝોળી લાધી. પરદેશમાં મને શાન્તિ મળી નહીં આથી હું ત્યાંથી પાછો ફર્યો. અલ્પ સમય પછી શ્યામલાલ શેઠે શાન્તાને કલંકિત બનાવવા માંડેલો કેસ મારા સાંભળવામાં આવ્યો. શ્યામલાલ શેઠે જાસુસ વાપર્યા તેની મને ખબર મળી. શાન્તાને કલંકમાંથી બચાવવા હું જ્યાં શાન્તા રહેતી હતી ત્યાં જવા નિકળ્યો

આણંદ સ્ટેશને મેં શાન્તાને જોઇ. તે પેટલાદ તરફ આવતી ગાડીમાં બેઠી હતી. આથી હું પણ તેજ ગાડીમાં બેસી ગયો. પેટલાદથી હું શાન્તાની પાછળ પાછળ અહીં આવ્યો. અરવિન્દ ભાઇ! તમને તો ખબર હશે? હું તે દિવસે રાધાબાઇ નામ શ્રવણ કરી ચમકયો હતો. તેનું કારણ એજ કે શાન્તાને બદલે રાધા નામ સાંભળી મને ભ્રમ થઇ આવ્યો કે હું એ રાધા નામની બાઇને શાન્તા ધારી અહીં આવ્યો હઇશ. પરંતુ વિચાર કરતાં મારો ભ્રમ દૂર થયો. શાન્તાને ન્હાનપણમાં એનાં માંસાળીયા રાધા કહેતાં હતાં. અહીં મેં પેલા ડીટેકટીવમાંના એકને ફોડયો. એણે મને અથઇતિ વાત જણાવી દીધી હતી. આથી હું ચેતતો રહ્યો અને શાન્તાને કલંકમાંથી બચાવવા રાત્રિ દિવસ ફર્યા કરતો હતો. તે દિવસે રાત્રિએ મેં પેલા ફોટોગ્રાફરના વેશમાં આવેલા જાસૂસની તપાસ કરી. તેની પાછળ હું તેનો જાસૂસ બન્યો. તેની પાછળ પાછળ હુંય પણ ઉદ્યાનનાં દાખલ થયો. એણે મને જોયો અને તેથી તે દોડયો. હું તેની પાછળ પડયો. મેં તેને પકડી તમારી પાસે આણ્યો. હું ધારતો હતો કે મને કોઇ ઓળખશે નહીં. પરંતુ શાન્તાએ મને ઓળખ્યો. હું આથી ગભરાયો. શાન્તા મારી શોધમાં અહીં આવશે એવું મેં ધાર્યું હતું. અન્યની થયેલી શાન્તાને વિપથ પથે દોરવા મારૂં મન ના પાડતું હતું. આથી હું અહીંથી ચાલતો થયો. પણ અરવિન્દપ્રસાદ! તમને મલ્યા સિવાય જવાનું મને ગોઠયું નહીં. હું પેટલાદથી પાછો ફર્યો. પરંતુ અહીં તો.............જે બન્યું તે તો તમો જાણો છો."

"કૃષ્ણરાવે તો તમારા પેકેટનો દુરૂપયોગ કર્યો." અરવિન્દ બોલ્યો!

"મને તેનું ખૂન થયું ત્યારેજ એ વાતની ખબર પડી. દુષ્ટે પોતાની દુષ્ટતા ના ત્યજી. નિર્દોષને દોષત ઠરાવવા પ્હેલાં એજ પ્રભુના ન્યાય દરબારમાં જવાબ દેવા ચાલતો થયો.' ગુણવંતે કહ્યું.

"ત્યારે એ પેકેટ હાલ કયાં છે?" સ્નેહલતાએ પુછ્યું.

"હું તે જાણતો નથી." ગુણવંત બોલ્યો.

અરવિન્દ, સ્નેહલતા, ગુણવંત અને શાન્તા હર્ષોર્મિમાં તણાતાં હતાં. સુખ સમિપ આવતું હતું. પણ શાન્તાનું હૃદય હજી કંઇક ઉદ્વેગમય હતું. એટલામાં સુમનગૌરીનો નીચે સાદ સંભળાયો. સ્નેહલતા બારીએ જેવા લાગી.

"ઓહોહો ! સુમનમાસી તમે અહીં ક્યાંથી ?" સ્નેહલતાએ પ્રશ્ન કર્યો.

સુમન કંઇ પણ પ્રત્યુત્તર આપ્યા વિના ઉપર આવી. સામાસામી ખબર અંતર પુછાઇ.

"હું પેટલાદ આવી હતી. પ્રમાદ સુંદરીએ તમને કાંઇક આનંદપ્રદ સંદેશો કહેવડાવ્યો છે. તે સારૂં હું પ્રમાદભુવનમાં ગઇ હતી. ત્યાં ખબર મળી કે એતો આત્મારામ પંડ્યાને ત્યાં ગયાં છે. આથી હું અહીં આવી." સુમન ગૌરીએ પોતાનો સુંદરપુર આવવાનો ઉદ્દેશ જણાવ્યો. બીજીજ પળે સુમન ગૌરીએ પોતાનો સંદેશો જણાવ્યો:—

"શ્યામલાલ શેઠ પોતાનો કેસ હાર્યા."

સંદેશો સાંભળી સર્વ સ્તબ્ધ બન્યાં.

"એ.........મ." ગંભીર સ્વરે શાન્તા બોલી.

"શાન્તા ! બ્હીનીશ નહી. એમાં તો રાજી થવાનું છે. ન્યાયાધિશે તને શ્યામલાલ શેઠ સાથેના વિવાહમાંથી મુક્ત કરી છે." સુમન બોલી.

"મને દૂષિત ઠરાવી ?" શાન્તા ચમકીને બોલી.

"ના, ના. શ્યામલાલ શેઠ તારી ઉપર મુકેલું કલંક સાબિત કરી ન શક્યા. જજે જણાવ્યું કે જ્યાં પ્રથમથીજ પુરૂષ નિર્દોષ સ્ત્રીને દૂષિત ગણે છે તો તેઓ પરણીને ભવિષ્યમાં કાંઇ પણ સુખ પામેજ નહિ અને તેમનાં જીવન ક્લેશમયજ નિવડે. પુનઃ શાન્તા યોગ્ય વયની થઇ ગયેલી છે એટલે તેની સંમતિ સિવાય કરેલો વિવાહ માન્ય ગણાય નહીં. વળી શાન્તા જેવી સુગુણ અને કેળવાયલી બાળાને તો કોઇ વિદ્વાન અને ગુણી પુરૂષ સાથે વરાવવી જોઇયે. કાગડાની કોટે મુક્તાની માળા દીપેજ નહીં. શાન્તા જેવું રત્ન શ્યામલાલ જેવા પત્થર સાથે પટકવું ન જોઇએ. મણિ તો કુંદનમાંજ જડાય માટે શાન્તાને હું શ્યામલાલ સાથેના વિવાહમાંથી મુક્ત કરૂં છું. નિર્દોષને દૂષિત કરવાના પ્રયાસ માટે શ્યામલાલ શેઠનો સાત હજાર રૂપિઆ દંડ કરવામાં આવે છે."

સુમનનાં વચનતો શાન્તાને અમૃત ધારારૂપ થઇ પડ્યાં. તેનાં નયન હર્ષઘેલાં થઇ ગયાં. ગુણવંત તરફ તીવ્ર સ્નેહ દૃષ્ટિપાત થયો. ગુણવંતે પણ એવાજ દૃષ્ટિપાતથી હૃદયનો હર્ષ દર્શાવ્યો. કેવી આનંદપ્રદ સુભગ ઘડી !

"સ્નેહલતા! પ્રભાસુંદરી તને બહુજ સંભારે છે." સુમને કહ્યું.

"આપણે કાલેજ આંથી ભાઇને લઇ પ્રયાણ કરીશું." લતા બોલી.

"કોને, અરવિન્દપ્રસાદને?" સુમને પુછ્યું.

"નારે ના. ગુણવંત ભાઇને." હાસ્ય કરતાં સ્નેહલતાએ જવાબ આપ્યો.

"કોણ આ ગુણવંતભાઇ? ના, ના. મારી મશ્કરી કરો છો. મરેલા તે જીવતા થતા હશે?" સુમન બોલી.

"પણ આતો થયા છે." શાન્તા બોલી. એનું મૃત્યુવશ બનેલું હૃદય પણ સજીવ થયું હતું. સુમનગૌરીને ગુણવંતની જીવનકથા કહેવામાં આવી. સુમને ગુણવંતને જીવતો જાણી-જોઇ હર્ષ બતાવ્યો અને તેને દીર્ઘાયુ થવાનો આશીર્વાદ આપ્યો. સર્વ જણાંએ બીજેજ દિવસે અમદાવાદ તરફ પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો. અરવિન્દે ગુણવતી ઉપર પોતાનું આગમન સૂચવવા પત્ર લખી પોષ્ટમાં મોકલાવી દીધો.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### નવનીતલાલ.

---

..................Love is not love
Which alters when it alterations finds,
Or bends with the remover to remove:—
O no! it is an ever-fixed mark
That looks on tempests, and is never shaken;
It is the star to every wandering bark,
Whose worth's unknown, although its height
be taken.

Love's not times fool, though rosy lips and cheeks
Within his bending sickle's compass come;
Love alters not with his brief hours and weeks,
But bears it out ev n to the edge of doom:—

*W. Shakespeare.*

( હરિગીત. )

હૃદયપટપર જે પડી પ્રતિમા અનેરી પ્રેમની,
ભુંસાય ના યત્ને ઘણા, એ શુદ્ધ મૂર્તિ સ્નેહની.
આપ્યું હૃદય જે એકને અંતર તણા ઉચ્છ્વાસથી;
તે સત્ય નિર્મળ સ્નેહીઓ પાછુ ન હા લેશે કદી.

સવારના નવ થયા હશે. માણેકચોકમાં અને રીચીરોડ ઉપર નિત્ય નિયમ પ્રમાણે પ્રવૃત્તિ શરૂ થઇ ગઇ હતી. રસ્તાઓ ઉપર પાણી છંટાતુ હતું. ગાડીઓની આવજા પણ નિત્યના જેટલીજ હતી. 'કેરેજ સ્ટેન્ડ' પાસે ભાડાની ગાડીઓનો જમાવ થઇ ગયો હતો. ગાડીવાનો 'કેમ, સાહેબ ! ગાડી જોઇએ ?" વિગેરે પ્રશ્નોથી રાહદારીઓનું ધ્યાન ખેંચતા હતા. ફેરીયાઓ પણ પોતાના દીર્ઘ સ્વરથી મનુષ્ય વર્ગને આકર્ષતા હતા. નાના નાના દુકાનદારો રસ્તાની બાજુઓપર દુકાન પાથરી બેઠા હતા. પોલીસ પણ વ્યવસ્થા રાખવા છાતી કાઢી આમ તેમ ફરતા, કોઇને ઘડીક ધમકાવી દમ ભીડાવતા, અને મગરૂર બની મુછોને તાલ દેતા ઉભા રહેતા. સાઇકલીસ્ટોની દોડધામ, અને ઘંટડીઓના અવાજ પણ વિશેષ હતા. લ્હારીવાળા મારવાડીઓ " હેઠ ! આઘા ખસો." એમ બુમ મારતા મારતા લ્હારીને ખેંચતા હતા. દુકાનદારોમાં પણ પ્રવૃત્તિ એટલીજ હતી. 'આવો, સાહેબ !, પધારો સાહેબ, !' અને "બોલો, શેઠ ! શું જોઇએ ?' એવી મીઠી વાણીથી જનસમાજને બોલાવતા હતા. અલ્પમાં પ્રવૃત્તિમાં રાજનગર પ્રવૃત્ત બન્યું હતુ તેની ખાસ પ્રતીતિ રૂપજ અત્યારે બઝાર બન્યું હતું.

આ પ્રવૃત્તિ સમયે ફુવારા સામે 'ગેઇટી થીએટર' સમીપ આવેલી 'નવનીતલાલ રઘુનાથરાય બેરીસ્ટર' ની પેઢીમાં પણ પ્રવૃત્તિનાં પગરણ થઇ ચુક્યાં હતાં. ઓફિસનું મકાન મેડા ઉપર હતું. એક મોટા ટેબલ પાસે પાંચ છ કારકુનો નીચી ડોક આસપાસ

જોયા સિવાય કામ કરતા હતા. બે ત્રણ કારકુનો જમીનપર પાથરેલી ગાદીપર બેઠા બેઠા કાગળોનાં થોથાં આમ તેમ ફેરવતા, વાંચી જતા અને કાળજીપુર્વક સંભાળીને ગોઠવી દઇ હેડ ક્લાર્કને સોંપી દેતા. એક કારકુન એક ખુણામાં કાગળો ટાઇપ કરતો હતો. હેડ ક્લાર્ક મી. પ્રાણલાલ એક સાઇડ ટેબલ ઉપર બેઠો બેઠો કાગળો તપાસતો, સહીઓ કરતો, અને કોઇ કોઇ કારકુનને સમયાનુસાર પ્રશ્નો કરતો. પ્રાણલાલ બેરીસ્ટરના જમણા હસ્ત જેવો થઇ ગયો હતો. બેરીસ્ટરના કોઇ પણ કાર્યમાં એનો કાંઇ પણ ભાગ હોય ને હોય. બેરીસ્ટર પણ દરેક કાર્યમાં પ્રથમ તેની સલાહ પુછતા અને પછીથી કાર્યને અમલમાં મુકતા.

બેરીસ્ટરની પોતાની ઓફિસ જોડેની રૂમમાં હતી. રૂમના બારણા પાસે એક બેન્ચ પડી હતી. ત્યાં પટાવાળા બેસતા. રૂમની અંદર જમીન ઉપર મોટી શેતરંજી પાથરેલી હતી. મધ્યમાં એક મોટું ટેબલ મુકેલું હતું. તેની ઉપર લખવાનાં સર્વ સાધનો ગોઠવેલાં હતાં. નોકરને બોલાવવા ટેબલના ખુણા ઉપર એક ઘંટડી જડેલી હતી. એક બાજુ ઉપર 'લો મેગેઝીન્સ' અને 'લો રીપોર્ટસ'ની કોપીઓ પડી હતી. સામી બાજુ ઉપર કાગળોનો મોટો થોકડો પડયો હતો. ટેબલની આસપાસ પાંચ છ ખુરસીઓ પડી હતી. રૂમની એક બાજુએ મોટું કબાટ હતું. તેમાં કાયદાઓનાં પુસ્તકો ગોઠવેલાં હતાં. એક મોટું 'ઓફીસ ક્લોક' રૂમની શોભામાં અભિવૃદ્ધિ કરતું હતું. રૂમની છત પર દોરીથી ખેંચવાનો પંખો ટાંગેલો હતો. ધારાશાસ્ત્રીની ઓફિસ ધારાશાસ્ત્રનું સર્વ રીતે દર્શન કરાવતી હતી.

હજી બેરીસ્ટર પધાર્યા ન હતા. તેમનો આવવાનો ટાઇમ થવા આવ્યો હતો. એટલામાં નિસરણીનાં પગથીયાં ખખડયાં. કારકુનો પોતાના કાર્યમાં વધારે તીવ્ર બન્યા. પટાવાળા ઉભા થયા. પણ બેરીસ્ટરને બદલે અન્યને નિરખી તેઓ પાછા પોતાની અસલ સ્થિતિમાં આવી ગયા.

"કેમ, હસમુખરાયજી! કેમ છો?" આવનાર વ્યક્તિને પ્રાણલાલે ઉભા થઇ પ્રશ્ન કર્યો.

"હજી બેરીસ્ટર સાહેબ નથી પધાર્યા?" હસમુખરાયે સામો પ્રશ્ન કર્યો.

"આવવાનો સમય થયો છે. આવો, આપ બેસો. સાહેબ આવતા હશે."

પ્રાણલાલ હસમુખરાયને બેરીસ્ટરની રૂમમાં બેસાડી પોતાને સ્થાને આવ્યો અને પોતાના કાર્યમાં પુનઃ પ્રવૃત્ત થયો. હસમુખરાય ટેબલપર પડેલાં 'લો રીપોર્ટસ' અને 'લો મેગેઝીન્સ'નાં પાનાં ઉથલાવા લાગ્યા. અલ્પ સમય પછી તે રહેવા દઇ 'લો લાયબ્રેરી'નાં પુસ્તકોનાં નામ વાંચવા લાગ્યા. અંતે પાછા ટેબલ પાસે આવી બેઠા અને ફરીથી 'લો રીપોર્ટસ્' વાંચવા માંડયા.

એકાદ પૃષ્ટ વાંચ્યું હશે તેટલામાં નવનીતલાલ આવ્યા. હસમુખરાયને જોઇ તે આશ્ચર્ય, અને હર્ષમાં લીન થયા. હસ્તચેષ્ટા અને સ્મિતહાસ્ય સહ તેમણે પ્રશ્ન કર્યો;–"ઓહો! હસમુખરાય! અત્યારે તમે અહી ક્યાંથી?"

"કાંઇ કાર્ય પ્રસંગેસ્તો." મંદસ્વરે હસમુખરાય બોલ્યા.

"કેમ, કોઇની ઉપર કેસ બેસ માંડયો છે કે શું? હોયતો કહેજો."

"હા, કાંઇ તેવોજ વિચાર છે." હસમુખરાયે હાસ્ય કરતાં પ્રત્યુત્તર આપ્યો.

"કોની ઉપર?"

"તમારી ઉપર." હસમુખરાયનું અટ્ટહાસ્ય છાન્યું ન રહ્યું. નવનીત પણ એ આનંદોદધિમાં નિમગ્જન કરવા લાગ્યો.

"કેમ, શા દોષને અવલંબી મારી ઉપર કેસ માંડવો છે?" નવનીતવાલે પુછ્યું.

"જ્યારે અમે તમને મળવા આવીએ ત્યારે આપ અમને આમને આમ રાહ જોવડાવી ગભરાવી નાખો છો તેને માટે. બોલો, તમારા કાયદા તેને માટે શી શિક્ષા મંજુર કરે છે?" હસમુખે કેસનું તાત્પર્ય જણાવ્યું.

"કેસ ભારે છે. કાયદાઓથી એનો નિર્ણય થાય એમ નથી." ગંભીર મુખાકૃતિ કરી નવનીતે કહ્યું.

"ત્યારે તમારા કાયદા નકામા. અમારા માસ્તરોના કાયદા જાણો છો? આવા ગુન્હા માટે કાંઇનું કાંઇ કરી નાખીયે."

"શું કરો?"

"પાચ મિનીટ તમારી સાથે બોલીયે નહીં."

"ત્યારે તમે તો પ્રથમથીજ બોલ્યા."

"પણ હવે નહીં બોલીએ." હાસ્ય કરતાં હસમુખરાય બોલ્યા.

પાંચ મિનીટ હસમુખરાય બોલ્યા નહીં. નવનીતલાલે હસમુખરાયની તપશ્ચર્યા ચલિત કરવા ઘણીએ યુક્તિઓનો વ્યય કર્યો પણ તે સર્વ નિરર્થક નિવડી. હસમુખરાય નવનીતલાલની યુક્તિઓની નિષ્ફળતા નિહાળી માત્ર હાસ્ય કરતા, બોલતા ન હતા. ઘડીઆળમાં પાંચ મિનીટ થઈ અને હસમુખરાયે બોલવું શરૂ કર્યું.

"નવનીત! આમ ગમતમાં મારા આગમનનું પ્રયોજન જણાવવાનું તો રહીજ જાય છે."

"મેં તો તમને પુછ્યું; પણ આપે જ્યાં વાત જ ઉડાવી ત્યાં હું શું કરૂં?"

"હું પેલી બાબત ઉપર કહેવા આવ્યો છું. પેલી કૃષ્ણરાવ ઉપર ચિઠી લખનારી સ્ત્રી મેં જોઈ." હસમુખરાયે આગમનનું પ્રયોજન જણાવ્યું.

"હેં તેં જોઈ? ક્યારે? ક્યાં?" ઉત્સુક બની નવનીતે પૂછ્યું.

નવનીતલાલે કૃષ્ણરાવના ખુનીને શોધી કાઢવાનું બીડું ઝડપ્યું હતું. માનમાં તે તણાયા હતા. તેમણે પોતાની સર્વ યુક્તિઓ અમલમાં મુકી હતી. પરંતુ નિષ્ફળતા શિવાય અન્ય કાંઈ પ્રાપ્ત થયું ન હતું. એક ફેરો નિષ્ફળ થતાં પુનઃ પ્રયાસ આદર્યો હતો; તેમાં પણ તે નિરાશ થયા. પુનઃ શોધમાં પ્રવૃત્ત થયા પણ શોધનું સાર્થક ન થયું. અંતે માન મુકવાનો સમય આવ્યો. મિત્રોમાં તેમને માનભંગ થવાની બીક હતી. નિષ્ફળતાના પરિણામે દિવાન સાહેબને ત્યાં હવે તે કોઈકજ સમય ન ચાલે જતા. દિવાન સાહેબ તેમને સમજાવતા પણ માનભંગ થવું તે નવનીતલાલને અતિ લજ્જાસ્પદ લાગતું હતું. આથી તેમણે પુનઃ શોધ કરવા માંડી, પરંતુ કર્મમાં લખેલી નિરાશા ના ટળી. અંતે તેમણે થાકીને માનભગ્ન બની પોતાના શોધને તિલાંજલી આપી હતી. આજે એ શોધને અતિ સહાયભૂત બને એવા સમાચાર શ્રવણ કરતાં પુનઃ પોતાનું કાર્ય હસ્તમાં લેવાની આકાંક્ષા તેમનામાં ઉત્પન્ન થઈ. ઉત્સુકતા વધી અને તીવ્ર જીજ્ઞાસાથી, હસમુખરાયને તે સંબંધી તે પુછવા લાગ્યા. હસમુખરાય પણ તેટલી જ ઉત્સુકતાથી નવનીતલાલની જીજ્ઞાસા તૃપ્ત કરવા લાગ્યા.

"હું ગઈ કાલે સાંજે વનિતા વિશ્રામમાં કાંઈ કાર્યાર્થે ગયો હતો. ત્યાં એક અઢારેક વર્ષની સુંદર બાલિકા એક બીજે

કૃષ્ણુરાવને મળતાજ રૂપ ગુણુના મનુષ્ય વિષે પુછતી હતી. હું તે સાંભળી તેમની સમિપ ગયો. પેલી સ્ત્રીએ મને જોઇ પેલી બાલિકાને કહ્યું કે 'આ માસ્તર સાહેબ એ પુરૂષને કદાચ ઓળખતા હશે; તેમને પુછી જુઓ.' બાલિકાએ પછીથી મને જે પુરૂષની રૂપરેખા જણાવી તે તદ્દન કૃષ્ણુરાવને મળતી જ છે. એ સુંદરી કૃષ્ણુરાવને મળતાજ મનુષ્યને શોધે છે; પરંતુ આશ્ચર્યવત્ એટલુંજ છે કે તે પુરૂષનું નામ સુરભાઇ છે. મારા ધારવા પ્રમાણે તો કૃષ્ણુરાવેજ પોતાનું સત્ય નામ છુપાવી તેને સુરભાઇ નામથી ઠગી હશે. એ યુવતીના કહેવા ઉપરથી જણાય છે કે કૃષ્ણુરાવને ખૂન થયે જેટલા દિવસ થયા છે તેટલા દિવસ થયાં તે મનુષ્ય તેને મળ્યોજ નથી; તે કહે છે કે તા...થીજ એ સુરભાઇ ગુમ થઇ ગયા છે."

"Oh ! Well done, my good friend ! You have given me a good help and hope in my search; your words are a solace to my broken and dejected heart; there you have encouraged me." નવનીતલાલે કહ્યું.

હસમુખરાયે નિરૂત્તર રહી નવનીતલાલનાં હર્ષ ભર્યાં વચનો સાંભળ્યા કર્યાં.

"એ યુવતી ક્યાં રહે છે તે તમે જાણો છો ?" નવનીતે આતુર બની પુછ્યું. નવનીતલાલની ઉત્સુકતા પ્રતિક્ષણે વૃદ્ધિ પામતી હતી.

"સાંજે એ વનિતા-વિશ્રામમાં આવે છે."

"એનું નામ તો હું ભૂલી ગયો છું. તમે જાણો છો ?"

"તેનું નામ સવિતાગૌરી."

"ઠીક, હવે આપણે જયવંત બનવાના" હર્ષની ઉછળતી ઉર્મિઓમાં તણાતો, શોધમાં સફલ થવાની નવરંગ આશાઓથી આકર્ષાતો, નવનીત બબડી ઉઠયો.

"નિઃશંક." હસમુખરાયે હાસ્ય કર્યું.

અલ્પ સમય અન્ય વિષયોપર વાતો કરી હસમુખરામ ચાલતા થયા. નવનીતલાલ તો પોતાની શોધ પૂર્ણ કરવાની આશામાં નિમગ્ન બની હર્ષમય બનતા હતા. ઓફીસ કામ ત્વરાએ કરી નાખ્યું. ઉતાવળે ગૃહે જઇ ભોજન કર્યું. આજે હર્ષમાં ને હર્ષમાં જમ્યા પછી નિત્ય નિયમ

પ્રમાણે આરામ પણ ન લીધો. ક્યારે સાંજ પડે તેની ઉર્ધ્વગ્રીવાથી રાહ જોવા લાગ્યા. દિવસ પણ તેમને દીર્ઘ જણાયો. ભાઇ ઓફિસમાં પધાર્યા; ત્યાંથી પાછા ફર્યા. પુનઃ ઓફિસમાં ગયા. અંતે એમની મનોવાંછના પૂર્ણ કરવા સંધ્યા દેવી પધારી. એક ભાડાની ગાડી કરી તે 'વનિતાવિશ્રામ'ના મકાન પાસે આવ્યા. દૂરથી પોતાની દૃષ્ટિ લંબાવી તેમણે પોતાની તપાસ ચલાવી.

એક મનોહર અઢારેક વર્ષની, યુવાનીના બગિચામાં ખિલતી પુષ્પ કળી જેવી, અનુપમ રૂપની પ્રતિમા સમાન એક દિવ્યાંગના 'વનિતાવિશ્રામ'માંથી નિકળી. શી તે યુવતીની યુવાનીની કળા ! તેની સુન્દરતામાં કાંઇક ગંભીરતા હતી. તેની ગૌર્ણ ત્વચામાં કાંઇ ફીકાશ હતી. તેનાં ચંચળ આકર્ષક લોચનોમાં કાંઇક તેજ હીનતા જણાતી હતી. તેની ભવ્ય મનોહર મુખાકૃતિમાં ઉદાસીનતાની છાયા દિસતી હતી. તેની વક્ર ભ્રૂમંડળમાં શોકની રેખાઓ પડી હતી. તેના વિશાળ લલાટમાં કંઇક આપત્તિની કરચલી દૃષ્ટિ ગોચર થતી હતી. તેની ત્વરિત ચિત્તહર ગતિમાં કાંઇક શિથિલતા દેખાતી હતી. તેનાં ભવ્ય અને દિવ્ય પ્રત્યંગમાં કંઇક વિલક્ષણતા લાગતી હતી.

" સવિતા ! ઉભી રહે. હું આવું છું. " કોઇએ અંદરથી બુમ પાડી. પેલી સ્ત્રી–સવિતા–ઉભી રહી. આમ તેમ તે જોવા લાગી. એના મુખમાંથી વારંવાર નિશ્વાસ નિકળતા નવનીતે દીઠા.

" કાન્તિ ! હું તો જાઉં છું. " સવિતા બુમ પાડી બોલી. તેના મધુર-સ્વરમાં પણ કાંઇક ઉદ્વેગનું દર્શન થતું હતું, નવનીતલાલે આથી સવિતાને પૂર્ણ ઓળખી. પોતાની આશાની સફલતાનાં જ્યોતિમય કિરણો તેના હૃદયમાં અનહદ પ્રકાશ પ્રસારવા લાગ્યાં. તેણે સવિતાગૌરીની પાછળ પાછળ જવા વિચાર કર્યો.

સવિતાગૌરી ચાલી તેની પાછળ નવનીત ચાલ્યો. સવિતા ભ્રમિત બાળાની પેઠે ચાલતી હતી; નિશ્વાસ નાખતી હતી; આમ તેમ ફાંફાં મારતી હતી. તેનાં ચક્ષુ પોતાના ઉપાસકને શોધતાં હતાં. સૌન્દર્યમય એ યુવતી પોતાના સૌન્દર્ય પોષકને ખોળતી હતી. યુવાનીના પરિમળે સુવાસિત બનેલી એ પુષ્પકળી પોતાના રસભોક્તા મધુકરની શોધ ચલાવતી હતી. નિરાશાના ઉષ્ણ નિશ્વાસ તેને નિહાળીને જોનાર મનુષ્યના અંતઃકરણને પિગળાવે એવા હતા. સવિતા ચાલતી ચાલતી

શામળાજીની પોળમાં પેઠી. ત્યાંથી તે જગાભાઇની પોળમાં દાખલ થઇ એક બેઠા ધાટના બે માળના મકાન પાસે આવી તે ઉભી રહી. દ્વાર ખોલ્યું. નવનીત તો વેગળોજ ઉભો રહ્યો. સવિતાએ મેડા ઉપર જઈ દીવો સળગાવ્યો. નવનીત મકાન સામેના ઓટલા ઉપર જઇ બેઠો. ત્યાંથી તે બારીવાટે મેડા ઉપર સવિતા શું શું કરે છે તે જોવા લાગ્યો.

અલ્પ સમય તો કાંઇ જણાયું નહીં. અંતે હારમોનિયમનો સ્વર કર્ણ ગોચર થયો. કોમળ, શોક મિશ્રિત, દયાજનક, હૃદય વ્યથા સૂચક સંગીત હારમોનીયમના સ્વરમાં ભરવા લાગ્યું.

'પ્રિતમ ક્યારે હશે (૨) મમ જીવન, રસિક હૃદયના શણગારઃ—
મદન અંગને ડશે (૨)—
નાથ ! નાથ ! રટણ કરતી, પ્રણય વિભૂતિ અંગ ભરતી;
પ્રણય કંથા અંગ ધરતી, ઘેલી થઇ હું દીનબાળા
નાથ હૃદય હારઃ—
આ અંગમાં વ્હેતી સરિતા પ્રેમની,
મલવા ચહે નિજનાથ ઉદધિને ઘણી;
સાગર વિના ધરી સ્વરૂપ તીવ્ર અતિ દમે,
સાગર વિના ના તાપ અંતરના શમે.
મેલવ મુજને એ સાગરથી,
અંતર દાઝ ધરી બાલકની, દુઃખભંજન કિરતારઃ—'

દુઃખ દર્શક સંગીત નવનીતે સાંભળ્યું. સંગીતના વિષાદપૂર્ણ સ્વરે તેની ધારણાને મજબૂત બનાવી. તેણે સવિતાને મલવા નિશ્ચય કર્યો; મકાન પાસે જઇ દ્વાર ખખડાવ્યું. સવિતા બારીએ આવી. પોતાને ત્યાં કોઇ અતિથી આવેલો જોઇ તેણે નિચે આવી દ્વાર ઉઘાડયાં. નવનીતને તે ઉપર લઇ ગઇ. ઘણા સત્કારથી તેને શેત્રંજી પાથરી બેસાડયો.

"આપ કોણ છો ? આપનું કેમ પધારવું થયું ?" સવિતાએ અંતે પ્રશ્ન કર્યો.

નવનીત શો પ્રત્યુત્તર આપવો તે સમજી ન શકયો. પુનઃ તે બાળાએ એજ પ્રશ્ન કર્યો.

"હું નવનીતલાલ બેરીસ્ટર છું." ધીરજથી નવનીતે પ્રત્યુત્તર આપ્યો.

"ઓહો ! તમે ક્યાંથી ? હું તો તમને ઓળખતી ન હતી. પણ મેં તમારૂં નામ સાંભળ્યું હતું. આપ શા કાર્યાર્થે પધાર્યા છો?" સવિતા બોલી.

"તમે કોઇ પુરૂષની શોધ કરો છો, નહીં વારૂ ?" નવનીતે કહ્યું.

"હાજી; તમે તેને ઓળખો છો ? બોલો, બોલો. તે ક્યાં છે?"

"તે પુરૂષનું નામ શું ?"

"સુરેન્દ્રનાથ."

"તેની ઉમર કેટલી હશે ?"

"લગભગ ત્રિશેક વર્ષની. તેઓ શરીરે જરાક પાતળા છે. તેમની મુખાકૃતિ ગોળ છે. તેમના માથાના વાળ વાંકડીયા છે. તેમને જમણા હસ્તની ટચલી આંગળી નથી."

"તમે કૃષ્ણરાવના ખૂન વિષે જાણો છો ?"

"હા. પણ મારે તે સાથે શી લેવા દેવા છે ? હું કહું છું તે તો સાંભળો અને મારા પ્રશ્નોનો પ્રત્યુત્તર આપો." સવિતાએ કહ્યું.

"તમે જે પુરૂષનું વર્ણન કરો છો તે કૃષ્ણરાવને મળતુંજ છે."

"હેં ? શું કહો છો ? કૃષ્ણરાવને મળતું છે. ? ત્યારે તો મારા નાથનુંજ ખૂન !" સવિતાગૌરી બેભાન બની ગઇ. નવનીત ગભરાયો. તેની શોધનું ફલ માઠું આવ્યું. જો સવિતા મુર્છામાં ને મુર્છામાં મૃત્યુ વશ થાય તો ! નવનીતજ તેનો ખૂની ગણાય. નવનીતને શિરે સ્ત્રી હત્યાનું પાતક આવવાનો સમય હતો. તે ત્વરાથી ઉઠયો. પાણીયારામાંથી તે ઠંડું પાણી લાવ્યો અને સવિતાના મુખ ઉપર છાંટવા લાગ્યો; તેનું મસ્તક દબાવવા લાગ્યો; પંખો લાવી તેને પવન નાખવા માંડયો, ડાક્તરને બોલાવવાનો વિચાર થયો; પરંતુ સવિતાને આ સ્થિતિમાં મુકી તેને જવું ગમ્યું નહીં. માંડમાંડ કલાકે સવિતા કાંઇક શુદ્ધિમાં આવી. તેના મુખ પરની સર્વ લાલી જતી રહી હતી. તેનાં ચક્ષુનું તેજ તદ્દન વિનાશ પામ્યું હોય તેવું જણાતું હતું. તેના મુખમાંથી વાચાદેવીનું અસ્તિત્વ લાગતું ન હતું. મહાભારત પ્રયત્ન કરી તેણે બોલવા સારૂં ઓષ્ટ ઉઘાડયા. પણ તેના સ્વર તેના ઓષ્ટમાંજ સમાયા. પુનઃ પ્રયત્ન કર્યો. ઓષ્ટ ફરકયા. મંદમંદ સ્વરે પ્રશ્ન સ્ફુર્યો:—"નવનીતલાલ ! શું તમે આ સત્ય કહો છો ?"

"બ્હેન ! ક્ષમા કરો. હું સત્યજ કહું છું. કૃષ્ણરાવનાં પ્રત્યંગ સુરેન્દ્રનાથને મળતાંજ હતાં. મારૂં ધારવું સત્યજ છે. વળી તેની પ્રતીતિ

રૂપ તમારો એક પત્ર અમને મળ્યો હતો. બોલો, તમે એમાં આવું લખ્યું ન હતું કે,

'દર્શન અમારા દેવનાં તે ખાન પાન સુધા ભર્યાં.

સેવા અનેરી તેમની તે ભોગ ઉપભોગો ભલા," નવનીતલાલે પોતાનાં વચનોની પ્રતીતિ રૂપ સવિતાગૌરીએ કૃષ્ણરાવને લખેલી પદ પંક્તિઓ ગાઇ સંભળાવી. સવિતા એ પંક્તિઓ શ્રવણ કરતાંજ ચમકી.

"હા, હા, એ પદ પંક્તિઓ મેંજ લખી હતી. શું ત્યારે સુરેન્દ્રનાથ એજ કૃષ્ણરાવ ?" સવિતાનાં ચક્ષુમાંથી અશ્રુમુક્તાફલો સરી પડવા લાગ્યાં.

"બ્હેન! તેથી તમારે ગભરાવા જેવું છે જ નહી. તેના મૃત્યુથી તમને જીવનમુક્તિ મળી છે. તમે એક નરપિશાચના હસ્તમાંથી છુટ્યાં છો." નવનીત સવિતાને આશ્વાસન આપવા લાગ્યો.

"ચુપ કરો, નવનીતલાલ! મારા કર્ણને તમારા આવા કઠોર શબ્દોથી મારા કર્ણને અપવિત્ર ન બનાવો. કૃષ્ણરાવ—મારા પ્રિય સુરેન્દ્રનાથ ગમે તેવા હશે પણ મારે તો તે દેવ સમાન હતા. મારી માતાએ પોતાના અવસાન સમયે મને એમનેજ સોંપી હતી. હું તેમના આશ્રયમાં સર્વ દુઃખને ભૂલી ગઇ હતી. તેઓ અન્યની સાથે ગમે તેમ વર્તતા હશે તેની મને દરકાર નથી. તે મને સત્ય પ્રેમથી ચ્હાતા અને મને પોતાની હૃદયદેવી માનતા. હું પણ માત્ર તેમનેજ ચાહું છું. અમે બન્ને થોડા દિવસ પછી પરણનાર હતાં. પણ હાય ! મારા દૈવાધીન દેવ મને મુકી ચાલતા થયા." આર્ત સ્વરે એક લાંબી હાય નાખી સવિતાગૌરી આક્રંદ કરવા લાગી. ઉષ્ણ અશ્રુબિંદુઓ તેના કપોલ પર થઇ દડ દડ તેના વક્ષ સ્થલ પર પડતાં હતાં અને તેના અંતઃકરણને વધુ પીગળાવતાં હતાં. નિશ્વાસ અને ડુસકાંથી તેનું ગળું રૂંધાતું હતું. તે રૂદન કરતી હતી, માથુ કુટતી હતી અને પોતાના નશીબને શાપ દેતી હતી. 'હાય! હાય! હવે શું થશે ? ઓ પ્રભુ ! પ્રભુ !' એવા તીવ્ર શોકમય સ્વરો તેના રૂદનમાં પ્રથમ ભાગ ભજવતા હતા. નવનીત તેને શાન્ત પાડવાના ઉપાય યોજતો હતો. પરંતુ તેની શાન્તિ તો ઉડી ગઇ હતી તો તે ક્યાંથી શાન્તિ પ્રાપ્ત કરી શકે ? આમને આમ કેટલોક સમય વ્યતિત થયો. અંતે સવિતા ગૌરી એકદમ દેવી સમાન ઉગ્ર બની, ચક્ષુ રક્ત કરી, ભ્રમંકળ ચઢાવી બોલીઃ

" નવનીતલાલ! કૃષ્ણરાવનો ખૂની કોણ ? "

" હું તે નથી જાણતો." નવનીતે ધીમેથી જવાબ આપ્યો.

" તમે નથી જાણતા ? તમે જાણોજ છો. બોલો; મને કહો, એ ખૂનીનું નામ જણાવો." અતિશય આવેશમાં આવી સવિતાગૌરી બોલવા લાગી. નવનીત સવિતાની આ ઉગ્રતા, તેનું ઉગ્ર સ્વરૂપ, અને તેનાં ઉગ્ર વચન જોઇ સ્તબ્ધ બની ગયો. શું બોલવું, શું કરવું, કેવી રીતે સવિતાગૌરીને શાન્ત પાડવી તેનું તેનામાં ભાન રહ્યું નહતું.

" બોલો, બોલો, નવનીતલાલ ! ખૂની કોણ છે ? "

" હું તે નથી જાણતો." અડગપણે નવનીતે પ્રત્યુત્તર આપ્યો.

" હા, હું સમજી, તમેજ ખુન કર્યું છે. આમ મને ફોસલાવવા આવ્યા છો કેમ ? તમારો આશય હું સમજી. તમે એથી મને વશ કરવા ધારતા હશો; પણ યાદ રાખજો; તમારી એ અંધ વિષય-વાસના કદી પણ ફલિભૂત થનાર નથી. ઓ કામાંધ કીડા ! યાદ છે કે,

" સિંહ મુછ, ભોરીંગ મણિ, કૃપી ધન, સતીનાર,

જીવ ગયે પર કર ચડે........................." ઉન્માદાવ-સ્થામાં આવી જઇ સવિતા બોલવા લાગી. તેના પ્રત્યેક શબ્દમાં તેની હૃદય વ્યથાની અગ્નિ બ્હાર આવતી હતી. પુનઃ તે અશ્રુ ગાળવા લાગી અને નિશ્વાસથી પોતાનો કંઠ રૂંધવા લાગી.

" સવિતા બ્હેન ! તમે ભૂલ કરો છો. હું એવી ઇચ્છાથી અહીં આવ્યોજ નથી. મારો આશય જુદોજ છે." નવનીતે કહ્યું.

" બોલો, ત્યારે ખૂની કોણ છે ? હું સમજું છું. એમ હું છેત-રાઇ જાઉં એવી નથી. તમે ખૂનીને ઓળખોજ છો " સવિતા વધુ છંછેડાઇ.

" ના, હું નથી ઓળખતો. હું સત્યજ કહું છું. હું ખૂનીની શોધજ કરૂં છું." નવનીતે જણાવ્યું.

" ના બને. કાં તો તમે ખૂની છો અગર તમે ખૂનીને ઓળખો છો. યાદ રાખજો, નવનીતલાલ ! હું આનું વેર લઇશ. હવે હું દુનિ-યાની દરકાર રાખતી નથી, રાખનાર નથી. ' વેર ' એજ મારૂં લક્ષ્ય બિંદુ થશે, સમજ્યા ? " સવિતાગૌરીને વેર લેવાનું ઝનુન ચડયું.

" પણ ખૂનીને હું ઓળખતો નથી. " નવનીત ચિંતાતુર હૃદયે બોલ્યો.

" તમે ઓળખોજ છો. હું હવે તમારા શબ્દોપર વિશ્વાસ રાખ-

નારજ નથી. નવનીતલાલ! હું પાંચ દિવસ પછી તમને મળવા આવીશ. તે દરમ્યાન તમારે જે વિચાર કરવો હોય તે કરી લેજો. મને તે દિવસે ખૂનીનું નામ જણાવવુંજ પડશે. જો તેમ નહિ બને તો હું મારૂં વેર લેવા ત્યારથી તત્પર થઇશ. મારો વૈરાગ્નિ પ્રથમ તમારી ઉપરજ પડશે અને તમને બાળીને ખાક કરી નાખીશ."

નવનીતલાલને તો 'નિમાજ પઢતાં મસીદ કોટે વળગી' તેવું થયું. પોતે સવિતાની પાછળ પોતાની તપાસ ચલાવવા આવ્યા હતા. તપાસ તો દૂર રહી પરંતુ પોતેજ સવિતાના હસ્તમાં સપડાયા. સવિતા તેનેજ ખૂની ધારતી હતી. વેર લેવાનું પણ પણ એ લઇ ચુકી.

"નવનીતલાલ! તમારે જવું હોયતો જાવ. હાલ મારે તમારૂં કાંઇ કામ નથી. પાંચ દિવસ પછી હું તમને મળીશ. તે સમયે વિના વિલંબે મને ખૂનીનું ઓળખાણ તમારે આપવુંજ પડશે. સમજ્યા?" નવનીતને જવાની પરવાનગી મળી તે સાથે ધમકી પણ મળી. તે મુગે મોઢે કાંઇ પણ બોલ્યા સિવાય ચાલતો થયો.

કેવી સ્થિતિ! આશાભર્યું હૃદય નિરાશ થયું. સુફલ પ્રાપ્ત કરવાની વાંછના અતૃપ્ત રહી. પોતાનો આશય વિચિત્ર સંયોગોના પ્રતાપથી ભૂતશ થઇ ગયો. અમૃતને બદલે હલાહલ વિષ પ્રાપ્ત થયું. કેવી એ દુર્ઘટ સ્થિતિ!

નવનીત આ સ્થિતિના પરિબળથી નિશ્વાસ મુકતો મુકતો ચાલતો હતો. ચિંતાની ચિતામાં દગ્ધ થતો તે ગૃહ સમિપ આવી પ્હોંચ્યો. રાત્રિ અધીક વિતી ગઇ હોવાથી તે સત્વર શય્યા દેવીના અંકમાં વિરાજવા લાગ્યો.

સવિતા! ગરીબ બિચારી સવિતા! નવનીતલાલના શબ્દ-મર્મ વિદારક શબ્દ શ્રવણ કર્યા ત્યારથી તેનું હૃદય ભાગ્યું. તેના શરીરનું ચૈતન્ય ચાલી ગયું હોય એવી તે બની ગઇ. આંસુ પાડવાં, નિશ્વાસ નાખવા, મસ્તક કુટવું, પ્રભુ સંભાળવા, દેવોને સંબોધવા, અને પોતાનાં ગત ભવનાં કર્મ અને આ ભવનાં કર્મને ઠપકો આપવો તે સિવાય તેના દુઃખી અંતરનું દુ:ખ બહાર કાઢવાનો અન્ય કોઇ એકેય ઉપાય હતો નહી. સવિતાના પિતા ંદરરામ ગરીબ પણ ગૃહસ્થ હતા. તેની માતા મેના પણ ઉદાર દિલની અબળા હતી. સવિતાગૌરી દશ વર્ષની થઇ હશે તેવામાં તેના પિતા પોતાની પત્નિ અને પુત્રીને

શોક સાગરમાં ડૂબાવી પરલોક સિધાવ્યા હતા. મેનાએ પોતાની પુત્રીને હરણાં દળી પાળી પોષી ભણાવીને મોટી કરી. પરંતુ તે હીનભાગી માતા પોતાની પુત્રીને પરણેલી અને સુખી જુવે ત્યાર પ્હેલાં તો પ્રભુના દરબારમાં ચાલી ગઇ. કૃષ્ણરાવ સુંદરરાયનો મિત્ર થતો હતો. કૃષ્ણરાવનું આથી સુંદરરાયને ત્યાં વારંવાર આગમન થતું. નિત્યના આગમનથી કૃષ્ણરાવનો સુંદરરાયના કુટુંબ સાથેનો પરિચય વૃદ્ધિ પામતો ગયો. ગાઢ પરિચયના પરિણામે સવિતાગૌરી અને કૃષ્ણરાવ અન્યોન્યને વ્હાલાં થિયાં હતાં. કૃષ્ણરાવે કાંઇ કારણસર પોતાનું સત્યનામ સુંદરરાયથી છુપાવ્યું હતું અને પોતાનું નામ સુરેન્દ્ર જણાવ્યું હતું. સુંદરરાય આથી કૃષ્ણરાવને સુરેન્દ્ર નામથીજ ઓળખતા હતા. સવિતા અને તેની માતા પણ તેને તેજ નામથી પિછાણતાં હતાં. કૃષ્ણરાવ સવિતાની માતાના મરણ સમયે હાજર હતો. પરલોક જતી દયાળુ અબળાએ સાવતાનો હસ્ત કૃષ્ણરાવના હસ્તમાં સોંપ્યો હતો. કૃષ્ણરાવે પોતે ગમે તેવાં કૃષ્ણ કાર્યો કરતો હતો તોય પણ એ નિરાધાર બાળાને પોતાના આશ્રયમાં લીધી. સવિતાની માતાને આપેલાં વચન તેણે પૂર્ણ પાળ્યાં હતાં. દુઃખીયારી સવિતાની દાઝ માત્ર તેણેજ જાણી હતી. અનુકંપા પૂર્ણ દિલાસા માત્ર તેનાજ હૃદયમાંથી ઉત્પન્ન થયા હતા. એ બાળાને સુખી કરવાના ઉપાય માત્ર એણેજ યોજ્યા હતા. કૃષ્ણરાવનાં શ્યામ કૃત્યોથી સવિતા અજાણ હતી પરંતુ તેણે પ્રણયપૂર્ણ બતાવેલી ઉદાતાથી તે પૂર્ણ પરિચિત હતી. કૃષ્ણરાવ તેને દેવી સમાન ગણતો અને સવિતા તેને પ્રભુ સમાન માનતી. કૃષ્ણરાવના વચનોમાં તે કદી શંકા લાવતી ન હતી. ઉભયનાં અતર એક થયાં હતાં; માત્ર તેમનાં જીવન એક થયાં ન હતાં. અને તેઓ એક બીજાનાં થવાને માટે આતુર થવા લાગ્યાં. સમય નક્કી થયો. પરંતુ '*There's many a slip between the cup and the lip.' એ મંત્રાનુસાર બન્યું. સવિતાની આશા ધુળમાં ભળી. તેનું રત્ન ખોવાઇ ગયું. તેનું જીવન સુખ નષ્ટ થયું. તેનું જીવન અમૃત ઢોળાઇ ગયું. તેનો જીવન દીપક બુઝાઇ ગયો. તેનો આશ્રયદાતા, તેનો દેવ, તેનો પ્રભુ, તેને એકલી મુકી પરલોક ગમન કરી ગયો. દુઃખી અટુલી બાળા દુઃખદ વિલાપમાં દિવસ નિર્ગમન કરવા લાગી.

---

* આવી રાત તેની શી વાત.

"સ્નેહલતા બે સાંભળ. "રસ્કીન"ના વિચારો સાથે કેટલીક રીતે હું સંમત છું. પણ સ્ત્રીને કેવી રીતે કેળવવી તેનો વિચાર કરતા પહેલા લગ્ન એ શું છે, સ્ત્રી પુરૂષ વચ્ચે શો સંબંધ રહેલો છે, તે સર્વ જાણવું આવશ્યક છે. જો તે પ્રથમ સમજાય તો પછી સ્ત્રી કેળવણી વિષેનો પ્રશ્ન અતિ સ્હેલો જણાશે. સ્ત્રી અને પુરૂષના સંબંધમાં અનુપમ ભેદ રહેલો છે. પુરૂષમાં મગજ શક્તિની પરિપક્વતા હોય છે જ્યારે સ્ત્રી હૃદયના સર્વ સાત્વિક ગુણોથી અલંકૃત હોય છે. પુરૂષ બલવાન્ અને કઠીન હોય છે અને સ્ત્રી પુરૂષ કરતાં અતિશય કોમળ અને લાગણી-વાળી હોય છે. જો કે મગજ શક્તિ ધરાવનાર સત્તાધિકારી હોય છે પરંતુ હૃદય ધરાવનારની મહત્તા તે સત્તાધિકારી ઉપર પણ સત્તા ચલાવી શકે છે. એકને મગજ તો એકને હૃદય; એકને બલ તો એકને કોમળતા; એકને કઠીન હૃદય તો એકને અનુકંપા ભર્યું અંતઃકરણ; એવી રીતે જે એકમાં છે તે અન્યમાં નથી. આથી એક બીજાની ન્યૂનતા પૂર્ણ કરવાને સ્ત્રી પુરૂષનાં લગ્નની આવશ્યકતા છે. જ્યાં સુધી પુરૂષ અને સ્ત્રી પ્રણયથી સંયુક્ત થાય નહિ ત્યાંસુધી તેઓ અપૂર્ણજ ગણાય.

---

tion is Praise; she enters info no contest, but infallibly adjudges the crown of contest. By her office, and place, she is protected from all danger and temptation. The man, in his rough work in open world, must encounter all peril and trial;—to him therefore, the failure, the offence, the inevitable error: often he must be wounded, or subdued, often misled, and always hardened. But he guards the woman from allt his; within his house, as ruled by her, unless she herself has soug it it, need enter no danger, no temptation, no cause of error or offence.

× × × × ×

She mu-t be enduringly, incorruptibly good; instinctively, infallibly wise—wise, not for self-developement, but for self-renunciation: wise not

પૂર્ણત્વ પામવાને અન્યોન્યને આવશ્યકતા છે, પુનઃ સ્વર્ગસ્થ સાક્ષર શ્રીમાન્ ગોવર્ધનરામનાજ શબ્દોમાં કહું તો;

'સંસાર માંહી પ્રયાણ કાજ જ પાન્થ ચેતન સર્વ છે,
એ એકથી જ ભલાં પ્રવાસ વિષે વળી કહ્યું એવું છે.
એ મિત્રતાનો હેતુ, પણ રસ ઐક્ય વણ નહી મિત્રતા;
નહી ગ્રહે ઉર પારો વિગુણ ચિત્તસ્થળી પર સ્થિરતા;
રસ ઐક્ય વણ મન ઐક્ય નહી—એ સૂત્ર શિખવ્યું તે દીને,
મન ઐક્ય વણ નહી મિત્રતા પ્રભવે, ગુરૂજી, કો રીતે.
આ પુરૂષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે;
ઘણીવાર આપની પાસથી મ્હેં તાત, એવુંજ સુણ્યું છે.
અન્યોન્ય કેરી ન્યુનતા પૂરે અનુગુણ દમ્પતી,
વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘડી.
સંસાર સ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહીં;

---

that she may set her-self above her husband, but that she may never fail from his side: wise, not with the narrowness of insolent and loveless pride, but with the passionate gentleness of an infinitely variable, because infintely applicable, modesty of service—the true changefulness of woman............ nor yet "Variable as the shade, by the light quivering aspen made;" but variable as the light, manifold in fair and serene division, that it may take the colour of all that it falls upon, and exalt it.

× × × × ×

All such knowledge should be given her as may enable her to understand, and even to aid, the work of man: and yet it should be given, not as knowledge—not as if it were, or could be, for her an object to know; but only to feel, and to judge.

× × × × ×

સ્ત્રી પુરૂષની તેથીજ સહુમાં મિત્રતા ઉત્તમ કહી.
એ મિત્રતા વા સ્નેહ કહો તે હાર્દ દમ્પતી ભાવનું,
રસ ઐક્યથી ઉત્પન્ન થઇ રસ ઐક્યનેજ વધારતું.'

આ ઉપરથી પણ સમજાશે કે સ્ત્રી અને પુરૂષ અન્યોન્યનાં પૂરક છે. અન્યોન્યની નતા દૂર કરી, અન્યોન્યના ગુણનો વિનિમય કરી, રસ અક્યને વધારવું એજ લગ્નનો ઉદ્દેશ છે, માટે સ્ત્રી સમાજને જે શિક્ષણ મળવું જોઇએ તે સ્ત્રીને પુરૂષની ન્યૂનતાને પૂર્ણ કરવા શક્તિવાન બનાવે એવું હોવું જોઇએ. સ્ત્રીના સાત્વિક હૃદય ભાવો, જેવા કે સહનશીલતા, સમયસૂચકતા, નમ્રતા વિગેરેને ઉત્કૃષ્ટ બનાવે અને સંકુચિત હૃદયભાવો, જેવા કે ઉદ્ધતા, મદ, અહંકાર, ઇર્ષ્યા વિગેરેનો વિનાશ કરે, એવું શિક્ષણ તેઓને જરૂરનું છે.

---

Now the man's work for his own home is, as has been said, to secure its maintenance, progress, and defence, the woman's to secure its order, comfort, and loveliness.

Expand both these functions. The man's duty, as a member of a common wealth, is to assist in maintnance, in the advance, in the defence of of the state. The woman's duty, as a member of the commonwealth, is to assist in the ordering, in the comforting, and in the beautiful adornment of the state.

× × × × ×

And whether cousciously or not you must be, in many a heart, enthroned; there is no putting by that crown; queens you must always be; queens to your lover; queens to your husbands and your sons; queens of higher mystery to the world beyond, which bows itself, and will for ever bow, before the myrtle crown, and stainless sceptre, of womanhood.

પુનઃ પુરૂષનું કાર્ય, કુટુંબનું પોષણ, ઉન્નતિ અને રક્ષણ કરવાનું છે, અને સ્ત્રીનું કાર્ય ગૃહની વ્યવસ્થા રાખવાનું અને તેને સુખદ અને આનંદપ્રદ બનાવવાનું છે. ગૃહની વ્યવસ્થામાં, ગૃહકાર્યનો અને બાલકોની કેળવણીનો સમાવેશ થાય છે. માટે સ્ત્રી ગૃહકાર્યમાં કુશલ બને, ઉત્તમ માતા બને અને ગૃહને સુખદ અને આનંદપ્રદ બનાવી શકે એવી બને તેવું શિક્ષણ તેમને અર્પવું જોઇએ.

વળી આટલું પણ આવશ્યક છે કે સ્ત્રીએ ગૃહરાણી બનવું તેની સાથે સ્વદેશ રાણી પણ બનવું. જે જે ફરજો ગૃહરાજ્યમાં તેને પૂર્ણ કરવી જોઇએ તે તે ફરજો—માત્ર કંઇક વિસ્તારવાળી—તેણે સ્વદેશના હિતમાં પણ કરવી જોઇએ.

અલ્પમાં એટલુંજ કે સ્ત્રીએ પોતાના પતિની હૃદયરાણી બનવાનું છે; પોતાના પુત્ર પુત્રીઓની અનુપમ માતા બનવાનું છે, અને અનેક હિતકારક અને પરદુઃખભંજન કાર્ય કરી સર્વ અન્ય મનુષ્યોની ભગિની બનવાનું છે. માટે તેને તેની પ્રત્યેક ફરજમાં સહાયરૂપ થાય, તેના હૃદયને ઉન્નત બનાવે, એવું શિક્ષણ સ્ત્રી મંડળને મળવું જોઇએ.

માત્ર આટલા શિક્ષણથી માત્ર "કેળવણી" ના પ્રશ્નનો પ્રત્યુત્તર પૂર્ણ ગણાતો નથી. સર્વ ફરજોની સાથે એક અન્ય કર્તવ્યનો ગાઢો સંબંધ રહેલો છે. મનુષ્ય માત્રને એ ઋણ લાગેલું છે. પરમેશ્વરના અનહદ ઉપકારનો બદલો વાળવાનું માત્ર એકજ સાધન છે. ભક્તિ એજ મનુષ્યનો પરમેશ્વર સાથે સંસર્ગ કરાવે છે. એ માર્ગમાં પ્રવૃત્ત થવા સારૂ ધાર્મિક જ્ઞાનની સર્વને આવશ્યકતા છે. માટે સ્ત્રીને ધાર્મિક જ્ઞાન અર્પવામાં કદી પણ આનાકાની કરવી જોઇએ નહીં."

સ્નેહલતા શાન્તિથી અરવિન્દનો ઉપદેશ સાંભળતી હતી. પોતે ભણી હતી પરંતુ મળેલા શિક્ષણનો કેવી રીતે ઉપયોગ કરવો જોઇએ, તેના વ્યયમાં કેટલી કાળજી રાખવી જોઇએ તે તે આજેજ સમજી. આવા ઉત્તમ જ્ઞાનાલંકૃત પુરૂષના ઉત્તમ ઉપદેશામૃતનું તે હર્ષથી પાન કરવા લાગી. એકીટશે તે અરવિન્દના મુખ સામું જોઇ રહી. તેને નયનદ્વારે પોતાના હૃદયમાં ઉતારવા લાગી.

"અરવિન્દપ્રસાદ! ત્યારે કૌમારાવસ્થા ખોટી ?"

"તે તો તમે જાણો."

"ત્યારે જનસેવામાં જીવન અર્પણ કરવું તે ખોટું ?"

"તમારે તો ગાર્ગી બનવું છે એટલે બીજું શું કહું ?" અરવિન્દે સામો પ્રશ્ન કર્યો.

"હું ગાર્ગી બનું ?"

"તમારી મરજી."

"તમારી સલાહ પુછું છું."

"ઘણી વેળા આપી છે."

"આજે તો આપો."

"સ્ત્રીને પુરૂષ વિના મોક્ષ નથી. જનસેવામાં તે એકલી જેટલું કાર્ય કરી શકે તેના કરતાં તે પુરૂષના સંગમાં રહી અનહદ જનસેવા બજાવી શકે છે. તાલી તો બેજ હસ્તથી પડે. જગત્‌માં અનેક પ્રતિબન્ધો જીવનને નડે છે. એ પ્રતિબન્ધો દૂર કરી જીવનને ઉત્કૃષ્ટ બનાવવા પરસ્પર સાહાય્યની જરૂર છે. જનસેવામાં પણ એવા પ્રતિબન્ધો નડયા વિના રહેતા નથી. તેવે સમયે અન્યની જરૂર પડે છે. માટેજ સ્ત્રી અને પુરૂષના લગ્નની આવશ્યકતા છે."

"ત્યારે કૌમારાવસ્થા કરતાં પરિણિતાવસ્થા સારી, કેમ ?"

"હા, શ્રીયુત ગોવર્ધનરામનાં વચનોનું પુનઃ સ્મરણ કરો અને સત્ય સમજાશે."

સ્નેહલતાનાં ચક્ષુમાંથી સ્નેહની અમીધારાઓ વરસવા લાગી. અરવિન્દનું હૃદય એ સ્નેહરસથી ભિંજાવા લાગ્યું. અન્યોન્ય સ્મિતવદને મુગ્ધ તારામૈત્રીના તાર ગુંથવા લાગ્યા.

ગુણવંત અને શાન્તા તો એમની વાતોમાં તલ્લીન બન્યાં હતાં. સિતાકાકી નિદ્રાવશ થઇ ગયાં હતાં. રઘુનાથ કાકા વાંચતાં વાંચતાં બગાસાં ખાતા હતા અને નિદ્રાદેવીના પ્રચંડ પ્રતાપથી વારંવાર ઝોકાં પણ ખાતા હતા. સુમનગૌરી પોતાનું પુસ્તક પૂર્ણ કરી રહી, અને તારામૈત્રીના તારથી સંયુક્ત થતાં સ્નેહી હૃદયો પાસે આવી.

"લતા ! શું થાય છે ? શી વાતો ચાલે છે ?" સુમને પ્રશ્ન કર્યો.

"જગતના પ્રતિબન્ધની." સ્નેહલતા સ્વસ્થ થતાં પાછી ફરી બોલી. અરવિન્દ પણ સુમનગૌરીને જોતાં સ્વસ્થ બન્યો. સુમન આ ઉભયના ભાવ જાણી શકી નહી.

"શા શા પ્રતિબન્ધ ?" સુમને પુનઃ પુછ્યું.

"શાન્તા વિષેની વાત ક્યાં અજાણી છે?" સ્નેહલતાએ ઉધડો જવાબ આપ્યો.

સુમન કાંઇ બોલી નહી.

"વારૂં, સુમનદેવી! ગુણુવતી કેમ છે?"

સ્નેહલતાએ આજે પોતાની નાની બેનને યાદ કરી તે જોઇ અરવિન્દ વિસ્મય પામ્યો. સુમનગૌરીએ ગુણુવતીની કથા કહી. રમણુભાઈની નરમ તબીયતના સમાચાર પણુ સાથે સાથે કહ્યા. સ્નેહલતા પિતાની અનારોગ્ય સ્થિતિના સમાચાર સાંભરી ઉદ્વેગમય બની ગઇ.

"અમને એ બીના કેમ જણાવી ન હતી?" અરવિન્દે પુછ્યું.

"શું કામ આનંદમાં શોક ઉત્પન્ન કરૂં?" સુમને સામો પ્રત્યુત્તર આપ્યો.

અરવિન્દ ઉપર ગુણુવતીના પત્ર આવતા હતા. પરંતુ તેમાં રમણુભાઇની તબીયતના સમાચાર આવ્યા ન હતા. ગમે તો ગુણુવતીએ જાણી જોઇને એ બીના છુપાવી હોય, અગર તો રમણુભાઇએ તે જણાવવાની મના કરી હોય. નવનીતલાલ અને હસમુખરાયના પત્રોમાં પણુ એ વિષે યત્કિંચિત્ પણુ સૂચન થયું ન હતું. આજે રમણુભાઇની સ્થિતિના દુઃખમય સમાચાર સાંભરી અરવિન્દનું મુખ પણુ વિષાદપૂર્ણ બન્યું.

ગાડી અમદાવાદ આવી પ્હોંચી. સ્ટેશનપર 'મજુર, મજુર' ની બુમો પડી. હસમુખરાય અને નવનીતલાલ સ્ટેશન પર આવ્યા હતા. અરવિન્દે તેઓની મુલાકાત લીધી. પાછળથી કોઇએ અરવિન્દનો કોટ ખેંચ્યો. પાછો ફરી જુએ છે તો તેની શિષ્યા—ભગિની—ગુણુવતી નજરે પડી. અરવિન્દે ગુણુવતીને હસ્ત પકડી પોતાની પાસે લીધી. ગુણુવતી પોતાના ભ્રાતને ભેટી પડી.

અરવિન્દનો લખેલો પત્ર બીજે દિવસે સવારમાં ગુણુવતીને મળ્યો હતો. પત્ર મળ્યો ત્યારથીજ તે પોતાના ગુરૂને મળવા આતુર બની ગઇ હતી. ક્યારે દિવસ પૂર્ણ થાય અને બીજો દિવસ આવે તેની તેરાહ જોતી હતી. એક પલ પણુ તેને યુગ સમાન લાગતી હતી. જેમ તેમ કરી તેણે તે દિવસ પૂર્ણ કર્યો. દ્વિતીય દિવસે પ્રભાતમાં ઉઠી અને નિત્ય નિયમથી પરવારી તૈયાર બની ગઇ ગુરૂને મળવાના આનંદમાંને આનંદમાં તે આમ તેમ દોડતી હતી. ઘડિકમાં તે પોતાના

પોતાની પાસે જઈ તેમની ખબર પુછતી અને ઘડિકમાં ત્યાંથી તે અદૃશ્ય થઈ જતી. વળી પુનઃ રમણભાઈ પાસે આવી અરવિન્દપ્રસાદની વાતો કાઢતી. વૃદ્ધ રમણભાઈ તેનો આ આનંદ નિહાળી પોતે પણ આનંદ પામતા હતા. અંતે મધ્યાહ્ન થઈ ગયો. ઘડીયાળમાં બે વાગ્યા અને ઉત્સુક ગુણવતી પિતાની રજા લઈ ગાડી જોડાવી સ્ટેશન પર અરવિન્દને લેવા આવી. રમણભાઈ તબીયત નરમ હોવાથી ગૃહેજ રહ્યા. ગાડી આવી. અરવિન્દને ગાડીમાંથી ઉતરી નવનીતલાલ અને હસમુખરાય સાથે હસ્તધુનન કરવા લાગ્યો. હર્ષઘેલી ગુણવતી પોતાના ગુરૂ—બંધુ—ની પાછળ લપાઈને કોટ તાણવા લાગી. ભાઈ ભગિની ભેટયાં. અંતરના રસની આપ લે થઈ. સામાસામી ખબર અંતર પુછાઈ. અરવિન્દે રમણભાઈની તબીયતના સમાચાર પણ પુછી લીધા.

ધીમેથી સ્નેહલતા અરવિન્દ પાસે આવી અને ગુણવતીને પાછળથી પકડી. ગુણવતી ચમકી. સ્નેહલતાને જોઈ તે વિસ્મય પામી. પોતાની ભગિનીને તે ભેટી પડી અને હર્ષાશ્રુ ગારવા લાગી. શાન્તા દૂર ઉભી રહી હતી. ગુણવંત ગુણવતીની સ્નેહભરી ચેષ્ટા દુર ઉભો ઉભો જોતો હતો. સ્નેહલતા ગુણવતીને ગુણવંત પાસે લઈ ગઈ. ગુણવતીએ પોતાના બંધુને ઓળખ્યો. હર્ષથી તે તેને વળગી પડી. ગુણવંત પણ પોતાની ભગિનીને હર્ષથી પોતાના અંતર સાથે દબાવવા લાગ્યો.

"ગુણવંતભાઈ! ગુણવંતભાઈ!" ગુણવતી આથી વધુ કાંઈ પણ બોલી શકી નહિ. આનંદાશ્ચર્યના અનુપમ પ્રભાવથી તેની જીહ્વા હાલી શકી નહિ.

"બેન! સર્વ વાત સમજાવીશ." ગુણવતીને પોતાના હૈયા સાથે દાબતાં બોલ્યો.

સ્નેહલતાએ ગુણવતીને પોતાની પાસે બોલાવી. રઘુનાથકાકા અને સિતાકાકીને નમન કરવાનું સૂચન કર્યું. ગુણવતીએ ભગિનીની આજ્ઞા પાળી. રઘુનાથકાકા અને સિતાકાકીએ તેને સ્નેહથી આશિર્વાદ દીધો. શાન્તાની અને સુમનગૌરીની પણ સમયાનુસાર ગુણવતીએ ભેટ લીધી.

મજુર સર્વ સામાન કાઢી રહ્યો હતો. નવનીતલાલ પોતાની ગાડી લાવ્યા હતા; તેમાં બધો સામાન ગોઠવી દેવડાવ્યો. રમણભાઈની ગાડીમાં સર્વ બેસી ગયાં. પ્રમાદસુંદરીને ત્યાં સર્વને જવાનું હતું. દેસાઈ પોળ આગળ ગાડી આવી ઉભી રહી.

પ્રમાદસુંદરી દ્વારમાંજ ઉભાં હતાં. આવેલાં અતિથિઓને સૌનું હર્ષથી આવકાર આપ્યો. ગુણવંતને નિહાળતાંજ તે આનંદાશ્ચર્યમાં સ્તબ્ધ બની ગઇ.

પ્રમાદસુંદરીને આનંદાશ્ચર્ય વશ સ્થિતિમાં રહેવા દઇ અરવિન્દ તથા હસમુખરાયને લઇ નવનીત પોતાને ત્યાં આવ્યો. અલ્પસમય વાર્તા વિનોદ કરી હસમુખરાય ચાલતા થયા. સાંજે અરવિન્દ નવનીતને ત્યાંજ જમ્યો.

ભોજન પછી અરવિન્દ અને નવનીત દીવાનખાનામાં બેઠા હતા. અરવિન્દે વાત ઉપાડીઃ—

"નવનીતલાલ! તમારી શોધનું શું થયું? કાંઇ પરિણામ?"

"શું કહું? નિષ્ફલતા મળી હતી; એટલાથીએ ન ધરાયો અને બીજી ઉપાધિમાં લુબ્ધ થયો."

"શી ઉપાધિ? જણાવો તો ખરા."

નવનીતલાલે પોતાની શોધથી માંડીને પોતે સવિતાગૌરીના પંજામાં સપડાયો હતો ત્યાંસુધીની અથઇતિ બીના અરવિન્દને જણાવી. અરવિન્દ પણ એ વાત સાંભળી ચકિત થઇ ગયો. તેણે નવનીતને રમણભાઇની સલાહ લેવાની સૂચના કરી. નવનીતે તેને રમણભાઇનો પ્રત્યુત્તર કહી સંભળાવ્યો. અરવિન્દે પણ તેને તેવોજ પ્રત્યુત્તર આપ્યો. નવનીતને આથી શાન્તિ ના વળી.

"ફીકર ન કરો, નવનીતલાલ! આપણે કાંઇપણ ઉપાય શોધી કાઢીશું." અરવિન્દ બોલ્યો.

"તે વિના છુટકો નથી. તમે કાંઇ ઉપાય જણાવો ત્યારે."

"તમે બેરીસ્ટર છો અને કોઇ ઉપાય જડતો નથી?"

"જડે છે તો ઘણાય, પણ અમલમાં મુકાય એમ નથી."

"તમે ખૂની છો?"

"ના."

"ત્યારે તમે ખૂનીને જાણો છો?"

"હા, કંઇક કંઇક."

"ખૂની કોણ છે?"

"સ્નેહલતા."

અરવિન્દ સ્નેહલતાનું નામ સાંભળી ચમકી ઉઠયો. અને બોલ્યોઃ—

"શું સ્નેહલતા ખૂની ? એનેજ નહિ. તમે શાથી એને ખુની ઠરાવો છો ?"

"તે દિવસે રાત્રિએ આવનાર સ્ત્રી એજ હતી."

"તેથી શું થયું ? તે નિર્દોષ છે."

"એટલી મોડી રાત્રિએ નિર્દોષ વ્યક્તિ બહાર એટલે દૂર આવેજ નહીં. વળી તે સમયની તેની ગભરામણ અને ચુપકીથી સટકી જવું વિગેરે જણાવી આપે છે કે ખૂન એણે પોતેજ કર્યું છે." નવનીતે જણાવ્યું.

"તમારૂં ધારવુંજ ભૂલ ભરેલું છે. હજી પણ તમે તમારા મત પ્રમાણે ચાલ્યા કરો છો. નવનીતલાલ ! યાદ રાખજો, આમાં તમારી ભૂલ થાય છે. સ્નેહલતા તદ્દન નિર્દોષ છે, એની ઘણીયે પ્રતીતિ મને મળી છે. જો, જો, સરત રાખજો. ભૂલેચૂકે તેનું નામ સવિતા ગૌરીને આપતા ના."

"માટેજ તમારી સલાહ પુછુંછું." નવનીતે કહ્યું.

"ઉતાવળા સો બ્હાવળા ધીરા સો ગંભીર. ધીરજથી અને યુક્તિથી કામ લેવાનું છે. સમજ્યાને ?"

અલ્પ સમય પછી અરવિન્દ રમણભાઇને મળવા સારૂ દિલ્હી દરવાજે જવા નિકળ્યો. રસ્તામાં નવનીતના શબ્દો તેના મનને ભમાવવા લાગ્યા. સ્નેહલતાના નામને 'ખૂની' શબ્દથી સંયુક્ત સાંભરી તેનું હૃદય કમકમી ગયું હતું. નિર્દોષ શુદ્ધ બાલાનો એવાં કાળાં કૃત્યોમાં હસ્ત હોયજ નહી. કદાચિત્ નવનીત સ્નેહલતાનું નામ ખૂની તરીકે સવિતા-ગૌરીને જણાવે તો શું પરિણામ આવે વિગેરે વિચારોના ચકડોળે અમુઝાતો અમુઝાતો તે રમણભાઇને બંગલે આવી પહોંચ્યો.

રમણભાઇ, અત્યારે જરાક સ્વસ્થ હોવાથી, દિવાનખાનામાં બેઠા હતા. અરવિન્દે આવીને રમણભાઇને નમસ્કાર કર્યા અને રમણ-ભાઇએ તેને આવકારનાં મીષ્ટ વચનકુસુમથી વધાવ્યો. અરવિન્દ તેમની પાસે બેઠો. રમણભાઇએ તેની ખબર અંતર પુછી. અરવિન્દે પોતાનો અથઇતિ ઇતિહાસ, સુંદરપુરની ભવ્યતા અને અતુલ સૃષ્ટિ સૌન્દર્યની પરિસ્થિતિ જણાવી. સ્નેહલતાના આગમનનું પણ સૂચન કર્યું. ગુણવતી હજી પ્રમાદસુંદરીને ત્યાંથી આવી ન હતી. અરવિન્દને આવ્યે થોડો સમય થયો હશે અને ગુણવતી આવી. નીચે તેણે અરવિન્દના આવ્યાના સમાચાર જાણ્યા. સમાચાર સાંભળતાં વારજ

તે દોડતી દોડતી દિવાનખાનામાં આવી. અરવિન્દ પાસેથી પુનઃ તે સુંદરપુરની સુંદરતાનો ઇતીહાસ સાંભરવા લાગી. અરવિન્દે ગુણવંતના પુનર્જીવનનો ઇતીહાસ જણાવ્યો. રમણભાઇ તો એ વાત સાંભરી હર્ષિત બની ગયા અને પોતાના પુત્રને જોવા ઉત્સુક બન્યા.

"હમણાં ભાઇ સ્નેહલતા બેન સાથે આવશે." ગુણવતીએ ટાપસી પુરી.

લગભગ પાએક કલાક થયો હશે અને ગુણવંત અને સ્નેહલતા આવી પ્હોંચ્યાં. પુત્ર પુત્રી પિતાના ચરણમાં નમ્યાં. પિતાએ ઉભયને આશિર્વાદ દીધો. પુત્રને પિતા ભેટયા. રમણભાઇના ચક્ષુમાંથી, પોતાના ખોવાયલા–મૃત મનાયેલા પુત્રને જીવતો જોઇ હર્ષાશ્રુ આવી ગયાં.

કયાં કઠોર હૈયાનાં માતપિતાને પોતાનાં બાળકો નિરખી હૃદયમાં આનંદ નહી થતો હોય. 'ગોલ્ડ સ્મિથ' એક સ્થાને જણાવે છે કે મનુષ્યની સંપત્તિ તેનાં બાળકોજ છે. જ્યારે આવી બાલકરૂપી સંપત્તિ ખોવાય અને પુનઃ તે પાછી મળે ત્યારે તે સંપત્તિ ધરાવનાર માતાપિતાઓને કેટલો બધો હર્ષ થાય! તેમનાં અંતર કેટલાં ઉભ્ભે! નિઃશંક બાલકો માતપિતાના આનંદનું કેન્દ્ર છે તેમજ તેઓની ચિંતાઓની વૃદ્ધિ કરનાર સાધન છે. પરંતુ એ ચિંતાનું સ્નેહાગ્નિમાં બલિદાન દેવાય છે અને માત્ર આનંદ સંપત્તિની પ્રાપ્તિમાં સર્વ ચિંતાઓ વિસ્મૃતિ પથે ચાલી જાય છે. આગ્લ કવિ 'સ્કોટ' પિતા પુત્રીના સ્નેહનું નિદર્શન કરતાં ખરૂંજ કહે છે કે:–

'Some feelings are to mortals given,
With less of earth in them than heaven
And if there be a human tear
From passion's dross refined and clear
A tear so limpid and so meek,
It would not stain an angel's cheek,
'Tis that which pious fathers shed
Upon a duteous daughter's head.'

માત્ર પુત્રીઓ તરફ પિતાનો પ્રેમ઼ ઢોળાય એમ આ ઉપરથી સમજવાનું નથી. પુત્ર અને પુત્રી ઉભય તરફ પિતાની સમાન દૃષ્ટિ

હોય છે. ઉભયના કલ્યાણમાર્ગે તે શોધે છે. ઉભયને અસત્પંથે જતાં અટકાવે છે, શિક્ષા કરે છે. પરંતુ શિક્ષા કર્યા પછી તેમનું હૃદય દાઝે છે. પિતા માતા લાડેય લડાવે અને શિક્ષાય પણ કરે, પરંતુ તે શિક્ષા પુત્રપુત્રીના હિતાર્થે કરવામાં આવે છે. કેવો એ માતા પિતાનો સ્નેહ !

ગુણવંત અને સ્નેહલતા પિતા પાસે બેઠાં. રમણભાઇ ઉભયને જોઇ હર્ષિત બન્યા અને હર્ષાશ્રુથી ભિંજાયા. ગુણવંતની જીવનકથા સાંભરવા તેઓ ઉત્સુક બન્યા. ગુણવંત લજ્જા પામી અવનત મુખે બેસી રહ્યો. રમણભાઇ તેના મનનો ભાવ સમજી ગયા.

સ્નેહલતા ગુણવતીને પોતાની પાસે બોલાવી વિધવિધ વાતો કરતી હતી. ત્યાંથી ગુણવતી અરવિન્દ પાસે આવી અને અરવિન્દને ખભે પોતાનો હસ્ત મુકી બોલીઃ–

" ગુરૂજી ! હવે શિષ્યાને શિખવાડશો કે નહિ ? "

" કેમ નહિ ? કાલથી કાર્ય શરૂ કરીશું. " અરવિન્દે કહ્યું.

" વારૂ ત્યારે. પણ અરવિન્દભાઇ ! ગુણવંતભાઇનો જીવન ઇતીહાસ મને તો જણાવો. "

" જા, તે વિષે લતાને પુછ. " અરવિન્દે જવાબ આપ્યો.

ગુણવતી સ્નેહલતા પાસે ગઇ. સ્નેહલતા પાસે ગુણવંતની કથા સાંભરવા માગણી કરી.

" ગાંડી ! ઉતાવળ આવી છે ? " સ્નેહલતાએ કહ્યું.

" હાસ્તો ! બંધુનું જીવન રહસ્ય જાણવાની અમને આકાંક્ષા ના થાય. " ઢાવકું મુખ કરી ગુણવતી બોલી.

" જણાવીશ, બેન ! તને બધુંયે જણાવીશ. હમણાં પિતાજીની પાસે ન કહેવાય, હોં. " સ્નેહલતાએ ધીરેથી ગુણવતીને ફોસલાવી શાન્ત પાડી.

ગુણવતી સમજી. વડિલ ભગિનીનું કહેવું માન્ય રાખી મૌન ધારી બેસી રહી.

" ગુણવંત ! બાપુ ! હું હવે વૃદ્ધ થયો. તું હવે મારી પાસે નહિ રહે ? " રમણભાઇએ ગુણવંતને પ્રશ્ન કર્યો.

" રહીશ, પિતાજી ! કેમ ન રહું ? " ગુણવંતે જવાબ આપ્યો.

" લતા ! હવે તુંય મોટી થઇ. તારી માસીને માથેથી ભાર ઓછો કરવો જોઇએ. તુંય પણ અહીં રહેજે. "

"પણ માસીબા ના પાડે છે."

"એ તો ના કહે. પણ તું સમજતી નથી?"

સ્નેહલતા કાંઇ બોલી નહીં. ગુણવતી સ્નેહલતાને પોતાની રૂમમાં લઇ ગઇ. સ્નેહલતાને પોતાનાં ચિત્રપટ, પોતાનાં પુસ્તકો અને પોતાની પ્રિય રમત ગમતની વસ્તુઓનાં સંગ્રહ તે બતાવવા લાગી. અરવિન્દપ્રસાદના શિક્ષણનો આ પ્રભાવ છે એવું પણ સાથે સાથે તેણે જણાવી દીધું. સ્નેહલતા તે સાંભરી અતિશય મગન બની.

સ્નેહલતાને સર્વ ચીજો બતાવી રહ્યા પછી ગુણવતીએ તેને એક ચિત્ર બતાવ્યું. સ્નેહલતાનીજ તે આકૃતિ હતી. ગુણવતીએ તે ચિતર્યું હતું. અરવિન્દનો સ્નેહલતાની સાથે પરિચય કરાવનાર એ આકૃતિ જ હતી. કલાસમાં ચિત્ર હરિફાઇની પરિક્ષામાં એ ચિત્રથી ગુણવતી પ્રથમ પંક્તિએ આવી હતી અને ઉત્તમ પારિતોષિકની અધિકારિણી બની હતી. આકૃતિ આબેહુબ સ્નેહલતાને મળતીજ હતી. ગુણવતીએ સ્નેહથી ભગિનીની આકૃતિ ભગિનીને અર્પણ કરી. સ્નેહલતાએ ભેટનો સ્વિકાર કર્યો અને પોતાની સ્નેહી ભગિનીને સ્નેહથી આલિંગન દઇ તેના શ્વેત લલાટપર ચુંબન કર્યું.

ગુણવતીએ એ ચિત્રની સર્વ હકીકત સ્નેહલતાને જણાવી. કેવી રીતે તે અરવિન્દના હસ્તમાં આવ્યું, અરવિન્દ તેને જોઇને કેટલો આશ્ચર્ય વશ થઇ ગયો હતો વિગેરેનું બ્યાન સાંભરી સ્નેહલતા વધુ આનંદ પામી અને પુનઃ ગુણવતીના લલાટપર ચુંબન કર્યું. અરવિન્દ સાથે પરિચય કરાવનાર ચિત્રને તેણે પોતાના હૈયા સાથે દબાવ્યું અને તે ચિત્રને પણ તેણે અતિ સ્નેહથી ચુંબન કર્યું.

સ્નેહલતાએ પોતાની ભગિનીને સ્નેહથી પોતાના બંધુની જીવન કથા અથ ઇતિ કહી સંભળાવી, શાન્તા અને ગુણવંતની પ્રણય સૃષ્ટિ, એ સૃષ્ટિનો નાશ કરવા ઉત્પન્ન થયેલાં રાક્ષસી વિઘ્નો, વિઘ્નોમાંથી પાછાં પેદા થયેલાં બીજાં વિઘ્નો વિગેરેની સારભૂત સૃષ્ટિનું ગુણવતીને સ્નેહલતાએ દર્શન કરાવ્યું. હવે તે ભોળી કુમારિકા અરવિન્દની માનસિક વ્યથાનું કારણ સમજી શકી. કૃષ્ણરાવનું ખૂન થયા પછીથી પોતાના ગુરૂની શોકભરી મુખમુદ્રા નિહાળી તે અતિશય ઉદ્વેગ પામતી હતી. પરન્તુ તે શોક છાયા દૂર કરવાનો તે પ્રણયી શિષ્યા પાસે એકેય ઉપાય ન હતો. ઉપાય ન હતો તોય પણ તે ભગિની રૂપ શિષ્યા તેને સ્નેહથી દિલાસો દેતી, અને

" દિલાસા દુઃખહાર, સ્નેહી અંતરથી સ્ફુરે."
એ વાક્ય સિદ્ધ કરી બતાવતી હતી.

સ્નેહલતા આજે અત્રેજ રહી. અરવિન્દ અલ્પસમય પછી નવનીતને ત્યાં ચાલતો થયો. ગુણવંત અને સ્નેહલતાને આજથીજ પિતાને ત્યાં રહેવાનું નક્કી થયું હતું. રમણભાઇને વૃદ્ધાવસ્થામાં, ખોવાયલું રત્ન પુનઃ પ્રાપ્ત થવાથી અત્યત આનંદ થતો હતો. અરવિન્દે પત્રમાં જણાવ્યું હતું કે 'તમને સર્વને અધિક આનંદાશ્ચર્યમાં લીન કરવા સારૂ અમે આવતી કાલે અહિંથી નિકળીશું' તે અક્ષરે અક્ષર સત્ય થયું. ગુણવતને જીવતો જોઈ સર્વ આનદ અને આશ્ચર્ય બદ્ધ બની ગયાં હતાં.

---

## પ્રકરણ ૧૪ મું.

### સવિતાગૌરી.

(અનુષ્ટુપ) કુદરત વહે તેનુ ભાન ના દુઃખી દિલને,
દુઃખીના દુઃખમાં કિન્તુ ડૂબે તારા શશી રવિ!
(શિખરિણી) જહીં ઘેરાયેલું દુઃખમય તિમિરે જીગર છે,
તહીં પેસી કો'દી જરી પણ શકે ના કિરણ કો!
અહો! એ અધારૂં પ્રલય થકી એ કૈં વધુ ખરે,
વીતેલી તે જાણે, બિન અનુભવી ના સમજશે.
'કલાપિ.'



પ્રભાતના સુવર્ણમય કિરણોથી વિશ્વ અલંકૃત બન્યું હતુ. ધરણીદેવી એ સુંદર આભૂષણથી વધુ સુંદર ભાસતી હતી. જગતની રમણીયતા અતિ ચિત્તાકર્ષક હતી. પરંતુ આ સુંદરતા કેટલાકને મનોહર અને સુખદ જણાતી હતી અને કેટલાકને તે દુઃખદ લાગતી હતી. પ્રભુની કલાના વિચિત્ર પ્રભાવથી કોણ અજ્ઞાત છે જે વસ્તુમાં કોઇ સુખ માણે છે તેજ વસ્તુ અન્યને દુઃખદ નિવડે છે. કોઇ ચીજ એકને અમૃત તુલ્ય તો અન્યને હલાહલ વિષ સમાન

હોય છે. કોઇને જગત સુખથી પરિપૂર્ણ દેખાય છે. અન્યને તેજ જગત્ શૂન્ય અને શ્મશાનવત્ ભાસે છે. કવિ દયારામની.

"સક્કરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું તે મીઠા જલમાં મરે."

એ પદ પંક્તિઓ આ પ્રભુકલાની વિચિત્રતાનો અંશે અંશ પ્રભાવ સમજાવે છે.

સવિતાગૌરીની સ્થિતિ આ પ્રભુકલાની વિચિત્રતાનું પૂર્ણ સ્વરૂપ હતું. તેને મન હવે આ જગત્ સુખહીન અને શૂન્ય હતું. જગત્‌ના ક્ષુદ્ર સુખમાં તેને માત્ર દુઃખજ જણાતું હતું. જગતની સુંદરતા તેને કઠોર અને નિરસ લાગતી હતી. જગત્‌ના ભોગોપભોગો તેને મન હવે વિષથી ભરેલા હતા. તેનું જીવન સુખ સદાને માટે નષ્ટ થયું હતું. તેની આશાઓ—અનુપમ જીવન સુખની આશાઓ ધુળમાં મળી હતી. તેનું જીવનગીત વિરહગીત બની ગયું હતું. હતાશ બનેલી, સદાને માટે વિરહ દુઃખમાં ડુબેલી, હિઝરાતી, અમુઝાતી સવિતાગૌરીને મન હવે તો માત્ર વેર સિવાય અન્ય કાંઇ પણ સુખોત્પાદક જણાતું ન હતું. તે હવે ખાવામાં, પીવામાં વિગેરે શરિર રક્ષણના કાર્યોમાં પૂર્ણ ધ્યાન આપતી ન હતી. કૃષ્ણરાવના ખૂનના સમાચાર સાંભળ્યા પછીથી તેનું શરીર દિન પ્રતિદિન કૃશ બનતું ગયું. મુખપર ફિકાસ આવી ગઈ. રક્ત પ્રવાલ જેવા ઓષ્ટમાંથી રતાશ ચાલી ગઇ. નયનમાંનું આકર્ષક તેજ વિરહાગ્નિ અને વૈરાગ્નિની ઉષ્ણ જ્વાલાઓના તાપથી બળીને ખાક થઈ ગયું. લલાટની ભવ્યતાને સ્થાને ચિંતા પૂર્ણ ગંભીરતાની કરચલીઓ પડી ગઇ. દિવ્ય ભ્રૂલતાઓ શોકછાયાથી પરિવિષ્ટિત જણાતી હતી. કપોલ પરથી લાલાશ ઉડી ગઇ હતી અને તેને સ્થાને ખાડા પડી ગયા હતા. તેના હસ્તમાં, પાદમાં અદ્દપમાં સર્વ અંગમાં શિથિલતાએ પ્રવેશ કર્યો હતો. તેની ચંચલ ગતિ મંદ બની ગઇ હતી. બિચારી, ગાંડી, ઘેલી આમ તેમ ફરતી. કશાયમાં તેનું ચિત્ત ચોંટતું નહીં. ઘડીકમાં કૃષ્ણરાવના સર્વ પત્રો કાઢી વારંવાર વાંચતી. ઘડીકમાં કૃષ્ણરાવનો ફોટો હસ્તમાં લઇ અનિમિષ લોચને તે નરંદર્શન કરતી અને પોતાનો હૃદય ઉભરો અશ્રુથી અને વિરહ ગીતથી બહાર કાઢતી. ઘડીકમાં નિરાશાના નિશ્વાસ નાખતી અને ઘડીકમાં પોતાના પ્રેમી હૃદયદેવનું આહ્વાહન

કરતી. ઘડીકમાં તે વેરના વિચારસ્રોતમાં તણાતી, વેર લેવાના ઉપાયો શોધતી અને ગુસ્સાથી કાંઇ કાંઇ બબડતી. કોઇની સાથે કાંઇ પણ વાત કરવામાં હવે તે ભાગ લેતી નહીં. કોઇ કાંઇ પુછે તો તેનો પ્રત્યુત્તર ભાગ્યેજ આપતી. કોઇ સમયે ભાન ભૂલી પુછનારનું અપમાન કરતી તો કોઇ સમયે અશ્રુ ગાળી મૌનાવસ્થાને તિલાંજલી આપી પોતાની જીવન કથા સંભળાવતી. આડોશી પાડોશી તેનું દુઃખ સમજી ગયાં હતાં તેને સર્વ સાન્ત્વન આપતાં, દિલાસો દેતાં; પરંતુ તે હત-ભાગિણી બાળાને તેઓ કાંઇ પણ અસર કરી શકતાં ન હતાં.

વેર લેવાના વિચારોએ સવિતાના હ્રદયને હચમચાવી દીધું હતું. તેના મગજમાં માત્ર વેરનીજ ધુન ભરાઇ હતી. નવનીતને આપેલી મ્હેતલ પૂર્ણ થવાની તે વાટ જોતી હતી. અંતે એ મુકરર કરેલો દિવસ આવ્યો પરંતુ નવનીત તરફથી કાંઇ સમાચાર આવ્યા નહિ. આથી તે વધારે તપી ગઇ. કિનો લેવાની ઉત્સુકતા વધી તૈયાર બની તે નવ-નીતલાલની ઓફિસ તરફ ચાલી. તેની ગતિમાં અત્યારે ત્વરા જણાતી હતી. તેનાં ચક્ષુમાંથી અગ્નિ વરસતો હતો. તેની મુખમુદ્રા પર ક્રોધનું દર્શન થતું હતું.

નવનીતની ઓફિસ પાસે આવી તે ઉભી રહી. વિચાર મગ્ન બની આમ તેમ જોવા લાગી. બીજીજ પળે તે ઓફિસને દાદરે ચઢી ઉપર આવી. નવનીતલાલ હજી ઓફિસમાં આવ્યા ન હતા. પ્રાણલાલ આવેલી કૃશાંગી પરંતુ અતિ આકર્ષક સ્ત્રીને જોઇ ચકિત થઇ ગયો. પુનઃ કોઇ સ્ત્રી અસીલ હશે એવું ધારી તેણે પોતાની વિસ્મયતા દાબી રાખી.

"કેમ, બાઇ! શા કાર્યાર્થે પધાર્યાં છો?" પ્રાણલાલે વિનયથી સવિતાગૌરીને પ્રશ્ન કર્યો.

"નવનીતલાલ ક્યાં છે?" પોતાનાં ચક્ષુ આસપાસ ફેરવતી, નવનીતને શોધતી સવિતા બોલી.

"જે કાર્ય હોય તે મને જણાવો હું તેમનો હેડ ક્લાર્ક છું."

"મારે તો ખાસ નવનીતલાલનુંજ કામ છે. તે ક્યાં છે?" સવિતા પોતાના શબ્દો ઉપર ભાર દઇ બોલી. પ્રાણલાલ આથી વધુ વિસ્મય પામ્યો.

"હજી નવનીતલાલ નથી આવ્યા. એમનો આવવાનો ટાઇમ થઇ ગયો છે. જો ખાસ એમનું કામ હોય તો પેલી એમની રૂમમાં

" જઇને બેસો." પ્રાણુલાલે વિનયથી નવનીતની રૂમ બતાવતાં કહ્યું.

સવિતા કાંઇ પણ બોલ્યા સિવાય નવનીતની રૂમમાં જઇને બેઠી. તેને બેઠે એક કલાક થવા આવ્યો પણ નવનીતલાલ હજી સુધી આવ્યા નહી. સવિતા આથી વધુ ચિડાઇ. બળતા અગ્નિમાં ઘી હોમાયું. તે મનમાં બબડવા લાગી; આમ તેમ રૂમમાં ફરવા લાગી. પુનઃ ટેબલ પાસેની ખુરસી ઉપર બેસી વિચાર કરવા લાગી. આમને આમ બીજો કલાક થઇ ગયો પણ નવનીતલાલ આવ્યા નહીં. સવિતા આથી પ્રાણુલાલ પાસે ગઇ. પ્રાણુલાલ પાસેથી તેણે એક નોટપેપર માગી લીધો અને તેમાં રોષ સહિત નીચે પ્રમાણે ચિતરવા માંડયું.

સ્થાન;—આપની ઓફીસ.

તા૦ — —

શ્રી૦ નવનીતલાલ !

આપને આપેલી મુદત પુરી થઇ. તમે આવ્યા નહીં. હું અહિંયા આવી પરંતુ તમે જાણી જોઇને-હું આજે ઓફીસ આવી હઇશ એવું આપને લાગ્યું હશે-ઓફિસમાં આવ્યા નહીં. તમારી આ વર્તણુકથી મને નિશ્ચય ખાત્રી થાય છે કે તમો ખૂનીને જાણો છો અગર તો તમોએ એ ખૂનમાં ભાગ લીધો છે. માટે હવે હું તમને આ પત્રથી ચેતાવું છું. મેં વેર લેવાનો નિશ્ચય કર્યો છે; અને તે નિશ્ચયથી હું હવે ફરનાર નથી. કૃષ્ણુરાવના ખૂનનો કિનો હું લઇશ; અને મારા કિનાનો ભોગ-પ્રથમ ભોગ તમે પોતેજ થશો. આ ઉપરથી તમારે ચેતવું હોય તો ચેતજો. હું કોઇથી ભય પામી નથી; પામતી નથી; અને પામનાર પણ નથી. મારો કિનો લેતાં ભલે મારો વિનાશ થાય. મને મારા જીવની દરકાર નથી, વેર એજ મારૂં લક્ષ્ય બિંદુ છે. મારા જીવનનું સાફલ્ય હવે તેમાં જ છે. મારા પ્રભુનું વેર લેતાં જો મારો વિનાશ થાય તો તો મારાં સદ્‌ભાગ્ય. કારણ કે ત્યારેજ મારો પ્રેમ કૃત કૃત્ય ગણાય. મારા જીવનનું સુખ ઉડી ગયું છે એટલે હવે મારે જીવીને શું કરવું ? પરતુ મરતા પહેલાં મારા જીવન સુખને નષ્ટ કરનાર દુષ્ટ નરાધમ ને શિક્ષા કરવી એજ મારી અંતિમ સ્પૃહા છે. એ સ્પૃહા પૂર્ણ કરીશ અને પછીથી સદાની શાન્તિમાં લીન થઇશ.

લેખકથી તમો પરિચિત હશો, તોય પણ જણાવું છું કે, હું અન્ય કોઇ નહીં પરંતુ તમારી ઉપર કૃષ્ણુરાવનું વેર લેવા ઉત્સુક બનેલી, તમારા જીવની ભૂખી. સવિતા.

પત્ર એક પરબીડીયામાં બીડી ઉપર નવનીતલાલનું સરનામું કર્યું. પ્રાણુલાલને પત્ર સોંપ્યો અને તે પત્ર નવનીતને આપવાનું જણાવી સવિતા ચાલતી થઇ. તેને ગયે પાએક કલાક થયો હશે અને નવનીતલાલ ઓફિસમાં પધાર્યા. પ્રાણુલાલે સવિતાએ આપેલો પત્ર નવનીતને આપ્યો. નવનીતે સરનામાના હસ્તાક્ષર જોયા. સ્ત્રીના હસ્તાક્ષર જોઇ તે વિસ્મિત બન્યો. પરબીડીયું ઉઘાડી, પત્ર કાઢીને વાંચવો શરૂ કર્યો. એકેકો અક્ષર વાંચતો ગયો તેમ તેમ તેની મુખાકૃતિ બદલાતી ચાલી. તેના મુખ ઉપર શોક અને ભયની છાયા પ્રસરવા લાગી. એક એક શબ્દ વજ્રબાણુ સમાન બની તેના હૃદયને ઘાયલ કરતો હતો. તેનું હૃદય ચિંતાતુર બની ગયું. શું કરવું, કેવી રીતે સવિતાના પંજામાંથી છટકવું, તે તેને સુઝતું નહતું. અબળા કહેવાતી સવિતા સબળા બની હતી. બીરૂ કહેવાતી સુંદરી નીડર બનતી હતી. કોમળ હૃદય ધારણુ કરનાર યુવતી કઠોર હૈયું ધારણુ કરતી હતી. આકર્ષક રમણીય, શુભ્ર મુખાકૃતિ ધરાવનાર લલના શ્યામ ભયંકર કાર્યમાં લીન થવા ઇચ્છતી હતી. તેના કિનાનો પ્રથમ ભોગ પોતેજ થનાર છે એવું જાણી નવનીતલાલનાં ગાત્ર શિથિલ બની ગયાં; તેના સાંધા તુટવા લાગ્યા. પોતે સરકારની સાહાય્ય લે પરંતુ સવિતાએ નીડરપણે જણાવ્યું હતું કે 'હું કોઇથી ભય પામી નથી, પામતી નથી અને પામનાર નથી; મને મારા જીવની દરકાર નથી, તો પછી સરકારની સાહાય્યથી શું વળે ? માત્ર કોઇની સલાહ લઇ આ લુબ્ધામાંથી મુક્ત થવાનો ઉપાય લીધા સિવાય છૂટકો નહતો. આથી અરવિન્દની સલાહ લેવા સારૂ ઓફિસનું કામ પડતું મુકી અરવિન્દના મુકામ તરફ તે ચાલી નિકળ્યો.

અરવિન્દ સુંદરપુરથી આવી બીજેજ દિવસે પોતાના મુકામે આવી રહ્યો હતો. કૃષ્ણુરાવનો ભાઇ ધનજી, કૃષ્ણુરાવવાળી રૂમમાંજ રહેતો હતો. પોતાના ભાઇ પાસે જે ધનદાયક પત્રો હતા તે શોધી કાઢવાને તેણે ઘણોજ શ્રમ ઉઠાવ્યો હતો. પણ અકર્મીના પડીયા કાણા તેમ તેના સર્વ યત્નો નિષ્ફલ નિવડયા હતા. અંતે થાકીને એક મિલમાં માસિક પંદર રૂપિઆના પગારે તે જોડાયો અને કૃષ્ણુરાવવાળી રૂમ ભાડે રાખી ત્યાંજ રહેવા લાગ્યો. અરવિન્દને આવ્યો જાણી તે તો ગાંડો ઘેલોજ બની ગયો. અરવિન્દ પત્રો શોધી કાઢવામાં મદદ કરશે એવી તેને સંપૂર્ણ ખાત્રી હતી. પરંતુ તે નીચ આશયના મનુષ્યને

માલૂમ નહતું કે અરવિન્દ કાંઇ ઓર પ્રકૃતિનો માણસ છે. અનીતિથી પૈસા પેદા કરાવવામાં તે સહાયભૂત થાય એવો સ્વપ્ને પણ ખ્યાલ લાવવો નિરર્થક હતો. અરવિન્દ કદી પણ એવા નીચ કાર્યમાં ભાગ લે એવો નહતો.

અરવિન્દ પોતાની રૂમમાં ટેબલ પાસે બેઠો હતો. સામે ખુરશી ઉપર ધનજીભાઇ બેઠા હતા. પત્રોની વાત નિકળતાં ધનજીભાઇએ પોતાના શ્રમની થયેલી નિષ્ફલતા જણાવી અને તે પત્રો શોધી કાઢવામાં મદદની માગણી કરી.

"શું બોલો છો ? ધનજીભાઇ ! તમે પત્રો શોધી કાઢવા ઘણા ઉત્સુક જણાવ છો." અરવિન્દ બોલ્યો.

"હાજી, વર્ષે દહાડે બે હજાર રૂપિઆ કોને ખોટા લાગે ?" હસ્તનો ટોળ કરતાં ધનજીએ જવાબ આપ્યો.

"ધનજીભાઇ ! એ કાગળોથી તમે રૂપિઆ મેળવશો, કેમ ?"

"ત્યારે બીજું શું ? આપણે તો એજ સ્વાર્થથી અહીં આવ્યા હતા."

"સારૂં ન કહેવાય, ધનજીભાઇ ! એ પૈસા અનીતિથી મેળવેલા કહેવાય. સમજ્યા, વારૂં ?"

"તેમાં શું થઇ ગયું ? પૈસા માટે બાપ દિકરાને પણ ઠાર કરે છે."

"તો શું તમે પૈસા જેવી ચંચલ વસ્તુને માટે પાપમાં પ્રવૃત્ત થશો ?"

"પૈસા મેળવવા અમે તેવા ઉપાય રચીએ તેમાં પાપ શેનું ? આપણો પુરૂષાર્થ તો પૈસા કમાવા એજ છે. પછી ગમે તો તે નીતિથી મળે કે અનીતિથી" ઠાવકું મ્હોડું રાખી ધનજી બોલ્યો.

"ધુળ પડો એવા અનીતિથી મેળવેલા પૈસા પર. ધુળ પડો એવા અનીતિથી પૈસા મેળવનારના મ્હોંડામાં. હું તમને એવા નીચ કાર્યમાં મદદ કરૂં એવું સ્વપ્ને પણ ધારતા ના." જુસ્સાથી અરવિન્દ બોલી ઉઠયો.

અરવિન્દ છેલ્લા શબ્દો બોલતો હતો તેવામાંજ નવનીતલાલ તેની રૂમમાં દાખલ થયા. નવનીતને જોઇ અરવિન્દ શાન્ત બની ગયો. તેનું આમ અચાનક આવવાનું પ્રયોજન તેણે પુછી લીધું. નવનીતે સવિતાવાળો પત્ર અરવિન્દના હસ્તમાં મુકયો અને પોતાને એ લુબ્ધામાંથી મુક્ત થવાનો ઉપાય દર્શાવવા પ્રાર્થના કરવા લાગ્યો. અરવિન્દે તેને શાન્ત પાડી બેસાડયો. પોતે સવિતાનો પત્ર વાંચી ગયો. વેર

લેવાની ધુનમાં મશગુલ બનેલી સવિતાને સમજાવવાનો તેણે વિચાર કર્યો.

ધનજીભાઇ તો અરવિન્દનાં જુસ્સા ભર્યાં વચનો સાંભળી મુગાજ બની ગયા હતા; પરંતુ નવનીતલાલની વાત સાંભરી કાંઇક ઉત્તેજીત બની ગયા.

"અરવિન્દભાઇ! શાની વાત છે? શી પીડા આવી પડી છે?" ધનજીએ પુછયું.

"કાંઇ નહીં." અરવિન્દે મુખ મચકોડી જવાબ આપ્યો.

અલ્પ સમય વિચાર કરી અરવિન્દે એક ચિઠ્ઠી લખી કાઢી. ધનજીભાઇને એ ચિઠ્ઠી સવિતાગૌરીને પ્હોંચાડવા મોકલ્યા. લગભગ કલાકમાં ધનજીભાઇ સવિતાગૌરી સાથે બંગલે પાછા ફર્યા. અરવિન્દે નવનીતને પ્રથમથીજ બીજા હોલમાં સંતાડી દીધો હતો.

અરવિન્દ સવિતાગૌરીને દેખી છક થઇ ગયો. આવા કોમળ મનોહર પુષ્પમાં દુર્ગંધ કેમ સંભવે! આવી કોમળાંગીમાં કઠોરતા ક્યાંથી! આવી ભીરૂમાં ભયહીનતા, અને સુંદરીમાં શ્યામતા હોય એવું તેને લાગ્યુંજ નહી. પરંતુ ચંદ્ર અને સૂર્ય પણ લાંછન રહીત નથી; તો પછી આવી માર્દવતાની મૂર્તિરૂપ સવિતામાં કઠોરતા હોય તેમાં નવાઇ શી! સવિતા બારણામાં આવી ઉભી રહી, અને આસપાસ નિહાળી જોવા લાગી. અરવિન્દે પોતાનો આશ્ચર્ય છુપાવી, પ્રસન્નતા દર્શાવી અને વિનયથી તેનો સત્કાર કર્યો; એક ખુરશી ઉપર તેને બેસાડી.

"મને કેમ બોલાવી છે?" સવિતા ગભરાતી ગભરાતી આસપાસ નજર ફેરવતાં બોલી.

"તમારૂં નામ સવિતાગૌરી?" અરવિન્દે સામો પ્રશ્ન કર્યો.

"હા. મારૂં શું કામ છે?"

"એક અગત્યની બાબતનો તમને ખુલાસો કરવાનો છે. તમો જો શાન્તિથી સાંભળો તો હું જણાવું." અરવિન્દે ધીમેથી વાત ઉપાડવાની શરૂઆત કરી.

"શી બાબત વિષે તમે કહેવા માગો છો?"

"હું શાન્તિથી સાંભળીશ એવું પ્રથમ તમે મને વચન આપો."

સવિતાએ વચન આપ્યું. અરવિન્દે સવિતાગૌરીને કૃષ્ણુરાવની સ્થિતિનું દિગ્દર્શન કરાવવા માંડયું. સવિતા પોતાના આપેલા વચન પ્રમાણે સર્વ વાત શાન્તિથી સાંભળવા લાગી.

"તમારી અને કૃષ્ણુરાવની છેલ્લી મુલાકાત ક્યારે થઇ હતી?" અરવિન્દે કૃષ્ણુરાવની સ્થિતિનું દર્શન કરાવ્યા પછી સવિતાને પ્રશ્ન કર્યો.

"તેમનું ખૂન થયું તેને આગલેજ દિવસે."

"એમ ? ત્યારે તેમણે તમને કશુંય કહ્યું હતું ? તેમણે તમને પોતાની સ્થિતિ અને આવક વિષે કશુંય જણાવ્યું હતું ?"

"મને તેમણે એક પેકેટ સોંપ્યું છે. તેમણે મને જણાવ્યું હતું કે મારી આવક આ પેકેટ ઉપર છે. આપણે પરણ્યા પછી આ પેકેટને પચાસ હઝાર રૂપિઆમાં વેચી દઇશું."

"તે પેકેટ હજી તમારી પાસે છે ?"

"હા. જુઓ આ રહ્યું તે પેકેટ." સવિતાએ ચોળીના ખિસામાંથી એક રેશમી દોરીથી બાંધેલું પેકેટ બહાર કાઢી અરવિન્દને બતાવ્યું.

"આ પેકેટમાં શું છે તે તમે જાણો છો ?" અરવિન્દે પ્રશ્ન કર્યો.

"ના. તે વિષે હું કાંઈ જાણતી નથી. આ પેકેટ કૃષ્ણરાવે મારી પાસેજ રાખી મુકવા આપ્યું હતું."

"સવિતાગૌરી ! આ પેકેટ કૃષ્ણરાવના ખૂનનું કારણભૂત છે."

"ના, ના. આ પેકેટને લીધે તો તેઓ ધનાઢ્ય થવાના હતા. તમો આને કૃષ્ણરાવના ખૂનનું કારણભૂત કેવી રીતે કહી શકો ?"

"આ પેકેટમાં કેટલાક કાગળો છે. કોઇ વ્યક્તિએ પોતાની અંતિમ ઘડીએ તે કાગળો કૃષ્ણરાવને સોંપ્યા અને તે તેમના માલિકને પ્હોંચાડવા જણાવ્યું હતું. કૃષ્ણરાવે મરવા સુતેલા માણસને વચન આપ્યું કે હું આ કાગળો તેમના માલિકને સોંપી દઇશ. પરંતુ કૃષ્ણરાવે તે વિશ્વાસનો ભંગ કર્યો. વિશ્વાસ ભંગ કરી પોતાની સ્વાર્થ વૃત્તિને તૃપ્ત કરવામાં આ કાગળોનો ઉપયોગ કર્યો. પાપી પોતાના પાપનોજ ભોગ થયો; ખાડો ખોદે તે પડે એ સિદ્ધ થયું. પાપીના પાપનો ઘડો પૂર્ણ ભરાતાં ફૂટયો. કરેલા પાપનો જવાબ દેવા અચાનક તેને પ્રભુના દરબારમાં જવું પડયું." અરવિન્દે પેકેટની અંદરના પત્રો સંબંધી સ્પષ્ટીકરણ કર્યું.

સવિતાગૌરી શાન્તિથી અરવિન્દનાં વચન સાંભળતી હતી. શબ્દે શબ્દે સવિતાગૌરીની મુખાકૃતિ બદલાતી હતી. અરવિન્દ તેના મુખના બદલાતા રંગ નિહાળતો હતો. પુનઃ તેણે બોલવું શરૂ કર્યું:—

"તમો આ પેકેટ મને સોંપી દો, હું એ તેના માલિકને પ્હોંચાડીશ. તમે......"

"ના, ના. તેમ તો બનશેજ નહીં. આ પેકેટથી હું કદી વિખુટી પડનાર નથી. હું સમજું છું. તમેય પણ ખુનીને ઓળખતા હો તેમ

જણાય છે. બોલો, બોલો ખૂની કોણ છે ? " સવિતાગૌરી અરવિન્દ કાંઇ પણ આગળ બોલે તે પહેલાં ઝનુનથી બોલી ઉઠી.

" ખૂની કોણ છે તે હું જાણતો નથી. માત્ર આ કાગળો વિષે કંઇક જાણતો હતો અને તે તમને જણાવવા સારૂંજ મેં તમને અહીં બોલાવ્યાં હતાં. " અરવિન્દે મક્કમપણે જવાબ આપ્યો.

" ના, ના. હું ના માનું. તમે અને નવનીતલાલ ખૂનીને આ ળખો છો, અગર તો તમો બન્નેએ ખૂનમાં ભાગ લીધો છે. બોલો, બોલો. જો તમે ખૂનીનું નામ જણાવો તોજ હું તમને આ પેકેટ આપીશ. નહીં તો આજ પેકેટથી મારૂં વેર વાળીશ. જગતમાં આ પત્રો પ્રસિદ્ધ કરીશ, અને જે વાત તમે છુપાવવા ધારતા હશો તે સર્વત્ર જાહેર કરીશ. " જુસ્સાથી સવિતા બોલી.

" આ પત્રોના માલિકને એ ખૂન વિષે કંઇ પણ વાત માલુમ નથી. ખૂન કોણે કર્યું તે તેઓ બિલકુલ જાણતા નથી, તો નિર્દોષ ઉપર આમ નિરર્થક લેવા દેવા વિના શું કામ તમારો વૈરાગ્નિ વરસાવો છો. " અરવિન્દે સવિતાગૌરીને સમજાવવા માંડી.

" ત્યારે તમે મને ખૂનીનું નામ જણાવો. તમે એમ ન સમજતા કે સવિતા ભોળવાય એમ છે, તમારો આ પ્રપંચ હું સમજું છું. છળકપટથી તમે આ પેકેટ લેવા માગતા હશો. પરંતુ તેની સ્વપ્ને પણ આશા રાખતા ના. આ પેકેટ મેળવવાનો માત્ર એકજ ઉપાય છે. મને ખૂનીનું નામ જણાવો અને આ પેકેટ હું તમારે સ્વાધીન કરીશ. " સવિતા એ કહ્યું.

" હું ખૂની કોણ છે તે જાણતોજ નથી. " અરવિન્દે જવાબ આપ્યો—

" તો નાહક માથાકૂટ કરવી છોડી દો. આ પેકેટ તે સિવાય તમને મળવાનુંજ નથી. તમે કહો છો કે આ કાગળોને લીધેજ કૃષ્ણરાવનું ખૂન થયું છે; તો તમે ખૂનનું કારણ જાણો છો તે ઉપરથી સિદ્ધ થાય છે કે ખૂનીને તમે ઓળખો છો. માટે કાંતો ખૂનીનું નામ જણાવો અને પેકેટ તમારે કબજે લઇ લો. અગર તો આ પેકેટ મારી પાસે રહેવા દો અને મારા દગ્ધ હૃદયનું વેર લેવામાં તે મને મદદગાર થશે." પેકેટ બતાવતાં સવિતા બોલી.

ધનજી દૂર એક ખુરસી ઉપર બેઠો બેઠો અરવિન્દ અને સવિતા ગૌરી વચ્ચે ચાલતી વાતો કાન દઇ સાંભળતો હતો. જેની તે શોધ કરતો હતો, જેની શોધમાં તે નાસીપાસ બન્યો હતો, તે શોધનું કારણભૂત

કાગળોનું બંડલ આજે તેની દૃષ્ટિ સમક્ષ આવ્યું હતું. તે પેકેટ લેવાને તેનો જીવ તલપાપડ થવા લાગ્યો. ગમે તે રીતે એ પેકેટ પડાવવા તેણે નિશ્ચય કર્યો. એ પેકેટ જેના હાથમાં જાય તેની પાસે એ પેકેટ ચોરીથી યા ખૂનથી તફડાવવાનો તેણે મન સાથે સંકલ્પ કર્યો. સવિતા-ગૌરી હસ્ત લાંબો કરી પેકેટ બતાવવા લાગી તે જોઇ ભાઇ ઉભા થયા અને તલપ મારી પેકેટ ઝુંટાવી લેવા ગયા. સવિતા ગભરાઇને અરવિન્દની પાછળ ભરાઇ ગઇ અને બુમ પાડી ઉઠી.

અરવિન્દે ગુસ્સાથી ધક્કા મારી ધનજીને દૂર કર્યો. ધનજી તો રોષમાં અને રોષમાં પેકેટ લેવા સારૂ કુદતો હતો.

"એ પેકેટ તમને નહીં મળે. અનીતિને રસ્તે એ પેકેટ હવે કદી વપરાશેજ નહીં." અરવિન્દે ધનજીને કહ્યું.

"પણ એ પેકેટ મારા ભાઇનું છે. એની ઉપર મારો હક છે." ધનજીએ હકનો દાવો કર્યો.

"એ હક અહીં ચાલશે નહીં" અરવિન્દે દાવાનો ફેંસલો આપ્યો,

"નહી કેમ ચાલે?" આટલું બોલી ધનજીભાઇએ સવિતા સુંદરી પાસેથી પુન: પેકેટ લેવા પ્રયત્ન કર્યો. અરવિન્દની ઓથમાં ઉભી રહેલી સુંદરી વધુ ગભરાઇ. અરવિન્દે તેને શાન્ત પાડી અને ગુસ્સાથી ધનજીને ધક્કા મારી પોતાની રૂમની બહાર કાઢ્યો. ધનજી મુંગે મ્હોંડે રૂમની બહાર તો નિકળ્યો. પરંતુ ભાઇએ 'એ પેકેટ ગમે તે ઉપાયે ના મેળવું તો મારૂં નામ ધનજી નહીં.' એવા આકળા સોગન લીધા.

સવિતાને શાન્ત પાડી અરવિન્દે તેને બેસાડી.

"અરવિન્દપ્રસાદ! આવું કપટ રમો છો? યાદ રાખજો, દગા કિસીકા સગા નહીં. આવી રીતે જોરજુલમથી પેકેટ લેવા માગતા હશો. પરંતુ તેવી રીતે લેવું એ સ્હેલું નથી. અબળા પણ અણીને સમયે સબળા બને છે. પછી તો જાણો! છોને 'એક મરણીયો સોને ભારે.'?" સવિતાએ ધનજીની વર્તણુક જોઇ કહ્યું. તેના મનમાં એવું આવ્યું કે અરવિન્દે ધનજીને આ પ્રમાણે કરવાનું શિખવાડી રાખ્યું હશે.

"ના, ના. તેમ છેજ નહીં. આ ધનજી કૃષ્ણરાવનો ભાઇ થાય. એ પેકેટ મેળવી તેની ઇચ્છા પોતાની સ્વાર્થવૃત્તિને તૃપ્ત કરવાની છે. પણ અધમની અધમવૃત્તિને તૃપ્ત કરવામાં એ પેકેટનો હવે ઉપયોગ

બનારજ નથી. આપ એમ ન ધારતાં કે આમ કરવાનું મેં એને સૂચવ્યું હતું. દગો રમવાનું હું કદી પણ પસંદ કરતોજ નથી." સવિતાના મનનો ભ્રમ દૂર કરવા અરવિન્દે જણાવ્યું.

"ના, ના. ના માનું, તમારો પ્રપંચ સમજું છું. મને બીક લગાડવા આ ઉપાય યોજ્યો હશે, પરંતુ હું કંઇપણ બીકને ગણનાર નથી. સમજ્યા. તમારા આ પ્રપંચથી, તમારી આ કાગળો મેળવવાની આટલી બધી આતુરતાથી મને પુરેપૂરી ખાત્રી થાય છે કે તમોયે પણ ખૂનમાં ભાગ લીધો છે યા ખૂનીને ઓળખો છો. બોલો, ખરૂં હોય તે મને જણાવો. જો આ પેકેટ તમારે જોઇતું હોય તો મને ખૂનીનું નામ બતાવો." સવિતા બોલી.

સવિતાસુંદરીને અરવિન્દે ઘણીયે સમજાવી પણ તે એકની બે ન થઇ. 'ખૂનીનું નામ જણાવો અને પેકેટ મળશે.' એજ પ્રત્યુત્તર તે વારંવાર આપતી. અંતે થાકીને-નિરાશ બનીને-અરવિન્દે તેને રજા આપી. સવિતા પણ કંઇપણ કહ્યા સિવાય ચાલતી થઇ.

નવનીત તો અંદર બેઠો બેઠો ગભરાતો હતો. સવિતાના ગયા પછી તે બહાર આવ્યો.

"કેમ, અરવિન્દ જોયુંને? એ માને એમ જણાય છે?" નવનીતે કહ્યું.

"નહી માને તોય મનાવવી પડશે." અરવિન્દે જણાવ્યું.

"શી રીતે મનાવશો? એ કેટલી દૃઢ છે તે જોયુંને? જો માને એમ હોય તો આટલેથીજ ન માને?"

*"Time will soften her hard heart. We will not let a stone unturned to make her give up her revenge." અરવિન્દે કહ્યું.

"I'm sure she won't." નવનીતે કહ્યું.

"That will be seen afterwards. Let us first consult Ramanbhai."

---

* "સમય તેના કઠીન હૃદયને કોમળ બનાવશે. આપણે તેને કોઈપણ ઉપાયે સમજાવી તેની વેર લેવાની ધૂનને ત્યજાવીશું."

"મને ખાત્રી છે કે તે કદી પોતાનું વેર ત્યજી દેશે નહી."

"એ તો પછીથી જોઈ લેવાશે; આપણે પહેલાં રમણભાઈની સલાહ પૂછીએ."

ઉભયે રમણુભાઇની સલાહ લેવાનો નિશ્ચય કર્યો. સાંજે ચાર વાગે રમણુભાઇને બંગલે આવવાનું જણાવી નવનીત ચાલતો થયો.

અરવિન્દ બપોરના પોતાના શેઠને મળી આવ્યો. ત્યાંથી પાછા ફરતાં તેણે પ્રમાદસુંદરીના ગુણુમન્દિરની મુલાકાત લીધી. પ્રમાદસુંદરી અરવિન્દને જોઇ હર્ષથી ઘેલી ઘેલી બની ગઇ. સ્નેહલતા પણ અત્યારે અહીં આવી હતી. અરવિન્દે સ્નેહલતા, શાન્તા અને પ્રમાદસુંદરીને સવિતા પાસેના પેકેટની વાત જણાવી, અને ગમે તે ઉપાયે એ પત્રો ખરિદી લેવાની સલાહ આપી. શાન્તાએ રઘુનાથકાકાને એ વાત જણાવવા પોતાની ઇચ્છા દર્શાવી.

અલ્પ સમય વાતચિત કરી અરવિન્દ રમણુભાઇના શાન્તિસદન તરફ ચાલ્યો. બંગલે આવ્યો ત્યારે બપોરના બે થયા હતા. રમણુભાઇ ગુણુવંતને લઇ દાક્તરને ત્યાં દવા સારૂ ગયા હતા. માત્ર ગુણુવતી પોતાની રૂમમાં બેઠી બેઠી વાંચતી હતી. અરવિન્દને જોઇ તે ઉભી થઇ. ગુરૂના પદમાં પ્રણામ કરી તેમનો તેણે સત્કાર કર્યો. વિનયથી અરવિન્દને તેણે ખુરસી ઉપર બેસાડયા.

"અરવિન્દભાઇ ! હવે લેસન શરૂ કરીશું ને ?" ગુણુવતી બોલી.

"મારી ક્યાં ના છે."

ગુણુવતીએ અભ્યાસનાં પુસ્તકો કાઢયાં. અરવિન્દે સર્વ પાઠ સમજાવ્યા. શિક્ષણ આપવાનું કાર્ય પૂર્ણ થયું પરંતુ હજી રમણુભાઇ પાછા ફર્યા ન હતા. અરવિન્દ આથી ગુણુવતીનું પુસ્તકાલય નિહાળવા લાગ્યો; તેની નોટો તપાસવા લાગ્યો; તેનાં ચિત્રસંગ્રહનું નિરીક્ષણ કરવા લાગ્યો; ગુણુવતી તેને સર્વ ચીજો સ્નેહથી બતાવતી હતી. એટલામાં ગુણુવતીનું રચેલું 'ગુરૂને ચરણે' નામક કાવ્ય અરવિન્દના હસ્તમાં આવ્યું.

"ગુરૂજી ! બેસો, બેસો; હું તમને એ કાવ્ય ગાઇ સંભરાવું." ગુણુવતી બોલી.

"ગુણુવતી ! તેં એ કાવ્ય મારી ઉપર લખી મોકલ્યું ત્યારથીજ એ મને સાંભળે છે. મારે એ અત્યારે સાંભરવું નથી." અરવિન્દે પોતાના ગુણુની તારિફમા રચાયેલું કાવ્ય નહી સાંભરવાની ઇચ્છાથી કહ્યું.

"ના, હુંતો સંભરાવવાની," ઉમંગથી ગુણુવતીએ પોતાની હૃદયભાવના દર્શાવી.

હઠીલી—અન્ય બાબતોમાં—હઠીલી ગુણુવતી અરવિન્દને બબડતો મુકી પોતાની સારંગી લઇ આવી. સારંગીના તાર મેળવ્યા; ગાયનના

તાલ મેળવ્યા; સારંગીના સુરમાં પોતાનો સુર મેળવ્યો. ઉમંગથી, હર્ષથી, હૃદયના અનેરા ઉભરા–ગુરૂગાનના ઉભરા–શિષ્યાએ ગુરૂને ગાઇ સંભળાવ્યા. ગુરૂએ અવનત મુખે શિષ્યાનું ગાન શ્રવણ કરી પોતાના જીવનને કૃતકૃત્ય માન્યું; શિષ્યાની કૃતિ વખાણી તેને શાબાશી આપી. ગુણવતી આથી હર્ષિત અને ઉત્તેજીત બની. ખરેખર, એને તો નિત્યે,

"ગાન મીઠડાં ગુરૂ ગુણ કેરાં, અમૃત રેડે કર્ણે.'

ગીત પૂરૂં થયું પણ રમણભાઈ પાછા ફર્યા ન હતા. થોડીવાર થઇ અને ગુણવંત આવ્યો. અરવિન્દને જોઇ તે હર્ષ પામ્યો. ગુણવતીને તેના અભ્યાસમાં મુકી ઉભય ગુણવંતની રૂમમાં ગયા. ગુણવંતે અરવિન્દને માનસહ બેસાડયો.

"કેમ, અરવિન્દભાઇ! ક્યારના પધાર્યા છો." ગુણવંતે પુછ્યું.

"થોડો એક સમય થયો. તમારા પિતાજી ક્યાં ગયા છે?"

"ડાક્તર ચેતરજીને ત્યાં ગયા છે. હું ત્યાંથીજ આવું છું. તેઓ તો ત્યાં વાતોએ ચઢયા છે." ગુણવંતે જણાવ્યું.

ગુણવંત અને અરવિન્દ વાતોમાં ગુંથાયા. અરવિન્દે ગુણવંતને સવિતા પાસેના પેકેટની વાત જણાવી. ગુણવંત આશ્ચર્ય પામ્યો.

"તમે એ વાત ક્યાંથી જાણી?" ગુણવંતે અરવિન્દને પ્રશ્ન કર્યો.

"કૃષ્ણરાવના ખૂન સંબંધી નવનીતલાલ બેરીસ્ટર તપાસ કરતા હતા. કૃષ્ણરાવને મળતાજ મનુષ્યને સવિતાગૌરી નામની બાઇ શોધતી હતી તેની તેને ભાળ મળી. તે સવિતાને મળ્યો. સવિતાનો ભ્રમ તેણે દૂર કર્યો અને તેણે જણાવ્યું કે તું જે મનુષ્યને શોધે છે તે બીજો કોઇ નહી પણ કૃષ્ણરાવજ છે અને તે કૃષ્ણરાવનું ખૂન થયું છે. પરંતુ આમાંતો ધર્મ કરતાં ધાડ પડી. સવિતા નવનીતને ગળે પડી. જો ખૂની નહી બતાવો તો તમારી ઉપર મારૂં વેર વાળીશ ' એવી તેણે એમને ધમકી આપી. નવનીતલાલે મને આ વાત જણાવી. મેં સવિતાને આજે મારે બંગલે બોલાવી હતી. મેં તેને કૃષ્ણરાવની સ્થિતિનું અને તેનાં કુડાં કાર્યોનું દિગ્દર્શન કરાવ્યું. પરંતુ તે તો અડગ રહી. કળે કળે મેં તમારા પેકેટની બિના પણ તેને પુછી લીધી. તેણે મને પેકેટ બતાવ્યું, પરંતુ 'તમે ખૂનીનું નામ બતાવો તોજ પેકેટ આપું' એવું એણે પણ લીધું. મેં તેને ઘણીયે સમજાવી. પરંતુ મારાં વચનો પત્થરપર પાણી સમાન નિવડયાં. તેનો

અડગ, મક્કમ નિશ્ચય ફર્યોજ નહીં. એતો વેરની ધુનમાં મશગૂલ બની ગઇ છે." અરવિન્દે ગુણુવંતને સવિતાગૌરીની હકીકતથી વાકેફ કર્યો.

ગુણુવંત તો મૌનજ બની ગયો હતો. એ પેકેટ કેવી રીતે પાછું મેળવવું તેની તે દુચિંતા કરવા લાગ્યો. અરવિન્દની તેણે સલાહ લેવા માંડી;

"એ પેકેટ ત્યારે કેવી રીતે પાછું મેળવવું ?"

"તમારા પિતાજીની સલાહની આવશ્યકતા છે. તેમને પુછી ને જ કેવી રીતે વર્તવું તે આપણે ગોઠવી કાઢીશું." અરવિન્દે જણાવ્યું.

ગુણુવંતે અરિવન્દની સલાહ માનસહ માન્ય રાખી. ઉભય અન્ય વાતો કરવા લાગ્યા. વાતોમાં અરવિન્દ ગુણુવંતનું હ્રદય ઉકેલવા—ભણુવા—સમજવા યત્ન કરતો હતો. ગુણુવંત હવે નિખાલસ હ્રદયે પોતાના મિત્ર આગળ પોતાનું હ્રદય ખોલતો હતો. શાન્તા તરફની અતુલ લાગણી અને અલૌકિક શુદ્ધ પ્રેમનું સૂચન તો થઇ ગયું હતું.

"ગુણુવંતરાય ! શાન્તાના પિતા અહીં ક્યારે આવનાર છે ?" અરાવન્દે પુછ્યું.

"પ્રમાદ માસી કહે છે કે એક બે દિવસમાં આવશે."

"તેઓ તમારા અને શાન્તાના સંબંધમાં રાજી છે ?"

"હાથે કરી પેટમાં કટારી કોણુ મારશે ?"

"પરંતુ તેમની સંમતિ લેવી જોઇએ. આપણુા હિંદુઓમાં પિતાની આજ્ઞા અલંઘનીય ગણુાય છે. ઉભયે પોત પોતાના પિતાની સંમતિ લેવી જોઇએ."

"હા, એતો ખરૂં. પણુ હું નથી ધારતો કે હવે આટલા ફટકા પછી તેઓ અમારી વિરૂદ્ધ થાય."

"ઠીક, પરંતુ એ આવે ત્યારે તેમની સંમતિ લઇ લેજો. તમારા પિતાને મેં તમારો સર્વ ઇતીહાસ જણાવ્યો હતો. તેઓ તમારો વિશુદ્ધ સાત્વક પ્રેમ જોઇ અતિ હર્ષ પામ્યા હતા. તેઓ તમારા સંબંધમાં સંમત છે. માત્ર શાન્તાના પિતાની સંમતિની આવશ્યકતા છે." અરાવન્દે રમણુભાઇની સંમતિનું સૂચન કર્યું.

અરવિન્દના આ શબ્દો શ્રવણુ કરી ગુણુવંત ચકિત બની ગયો. પોતાના મિત્રે તેના હિતાર્થે જે કાંઇ કર્યું હતુ તે યોગ્યજ હતું. પોતાના મિત્રની આ કાર્ય દક્ષતા નિહાળી ગુણુવંત અતિ આનંદ પામ્યો.

આમને આમ પાંચ થવા આવ્યા. પાએક કલાક પછી રમણુ-ભાઇની ગાડી આવી. અરવિન્દ ગુણવંતને તેની રૂમમાં રહેવા દઇ રમણુભાઇ પાસે ચાલ્યો ગયો. અલ્પ સમય થયો અને નવનીત પણુ આવી પહોંચ્યો.

"ઓહો નવનીતલાલ! કેમ, વારૂ! તમારી શોધ ક્યાં સુધી આવી છે?" રમણુભાઇએ પ્રશ્ન કર્યો.

"શોધ કરતાં સપડાઇ ગયા છીએ ત્યાં સુધી." નવનીતે કહ્યું.

"સવિતાના પંજામાંને?" રમણુભાઇ બોલ્યા.

"ત્યારે બીજા કોના?"

"છૂટી શકો એમ નથી? કોઇ ઉપાય શોધી કાઢો." રમણુ-ભાઇએ જણાવ્યું.

"આપ ઉપાય બતાવો. અમારી બુદ્ધિતો ચાલતી નથી." નવનીતે માન મુકી ઉપાયની ભીક્ષા માગી.

# પ્રકરણ ૧૫ મું.

## દિવાનસાહેબ રમણુભાઇ.

Revenge is a kind of wild justice; which the more man's nature runs to, the more ought law to weed it out. For as for the first wrong, it doth but offend the law; But the revenge of that wrong putteth the law out of office. Certainly, in taking revenge, a man is but even with his enemy; but in passing it over, he is superior; for it is a prince's part to pardon. And Salomon, I am sure, saith, "It is the glory of a man to pass by an offence." That which is past is gone, and irrevocable; and wise men have to do enough with things present and to come; therefore they

do but trifle with themselves, that labour in past matters............The most tolerable sort of revenge is for those wrongs which there is no law to remedy; but then let a man take heed the revenge be such as there is no law to punish; else a man's enemy is still beforehand, and it is two for one.

*Bacon.*



કેટલાક મનુષ્યના શિરપર જ્યારે કંઈક અતિશય દુર્ઘટ આપત્તિ આવી પડે છે ત્યારે તેમની બુદ્ધિ જડવત્ બની જાય છે. એ આપત્તિમાંથી કેવી રીતે મુક્ત થવું તેની તેમને ગમ પડતી નથી. પરંતુ શાન્ત પ્રકૃતિના માણસો એવે સમયે ગંભીર બની ધૈર્યથી એ દુસ્તર આપત્તિજલ તરી જાય છે. અરવિન્દ અને નવનીત એક બીજાથી વિરૂદ્ધ પ્રકૃતિના હતા. અરવિન્દનામાં ધૈર્યનું પ્રાબલ્ય વિશેષ હતું અને નવનીતમાં ઉતાવળાપણું અધિક હતું. અરવિન્દ પોતાના અનુપમ ગુણના પ્રતાપે કોઈ પણ કાર્યમાં ભાગ્યેજ હતાશ થતો. નવનીતને પોતાની ઉતાવળ ઘણીજ નડતી. ઉતાવળના પરિણામે વારંવાર તેને નિષ્ફલતા પ્રાપ્ત થતી. આથી તે અધિક ચિંતાનો ભોગ થઈ પડતો.

અરવિન્દે સવિતાની મુલાકાતમાંથી કેટલીક અગત્યની માહિતી મેળવી ત્યારે નવનીતલાલ તેની મુલાકાતમાં સપડાઈ ગયા હતા. એ વેર લેવાને ઉન્મત્ત બનેલી ધૃષ્ટ વ્યક્તિના પંજામાંથી છટકવાની ચિંતા તેમને થઈ પડી. ભય તો તેમના હૃદયમાં ગૃહ કરી રહેવા લાગ્યો. બહાર ફરવા જાય તો 'તે આમથી આવી પડશે કે આમથી; આમથી મારશે તેમથી' વિગેરે ચિંતાના ચક્રપર ભમતા અને આસપાસ ભયથી નિહાળતા. ગૃહમાં પણ તેઓ ઠરીને શાન્તિથી રહી શકતા નહીં. માથે આવી પડેલી આપદ્માંથી મુક્ત થવા અંતે અરવિન્દની સલાહ લીધી. અરવિન્દે તેને રમણભાઈ પાસે જવા સૂચન કર્યું, આજે ઠરાવ્યા પ્રમાણે ઉભય રમણભાઈ પાસે આવ્યા હતા.

રમણભાઈ નવનીતલાલને તેની શોધમાં મળેલી નિષ્ફલતાના પરિણામે ચીડવતા હતા. 'બેરીસ્ટર સાહેબ ! બધા કેસોમાં

આવુંજ ઉકાળોછો કે; કેમ સાહેબ! હું કર્યું કે? છેવટે હાર્યાને? કેમ ભાઇ! ક્યોને ખૂનીને શોધી કાઢો.' વિગેરે ઉપાલંભોથી તેમની મસ્કરી કરતા. નવનીતલાલને નીચું જોવું પડતું. શું કરે હાથનાં કર્યાં હૈયે વાગતાં હતાં.

"રમણુભાઇ! બચવાનો માત્ર એક ઉપાય છે. એ ઉપાય કરવો કે નહિ તેજ આપને હું પુછવા આવ્યો છું." નવનીતલાલે જણાવ્યું.

"શો ઉપાય?" રમણુભાઇએ પુછ્યું.

"ખૂનીનું નામ જણાવવાનો, અન્ય ઉપાય છેજ નહિ. મેં ઘણા વિચાર કરી જોયા પણ તે સર્વ નિરર્થક. નામ જણાવ્યા સિવાય છૂટકોજ નથી." નવનીતલાલે પોતાના વિચારનું સ્પષ્ટીકરણ કરવા માંડ્યું.

નવનીત આ વાક્યો સાંભળી ગભરાયો. વેર લેવા તૈયાર થયેલી કાલિકાના હસ્તમાં કોમળ સ્નેહલતાને ખૂની તરીકે સોંપવી? કદી એ કાર્યમાં સંમત કેમ થવાય?

"પણ ખૂની કોણ છે તે તો જણાવો. નવનીતલાલ! આપે ખૂની પકડયો હોય તો તો ખરે તમારી શોધ ઘણીજ જબરી! તમારી શોધની સફલતા માટે તમને ધન્યવાદ આપું છું." રમણુભાઇ ઠાવકું મુખ રાખી બોલ્યા.

"ખૂની આપની પુત્રી સ્નેહલતા" નવનીતે ધીમેથી ખૂનીના નામનું ઉચ્ચારણ કર્યું.

"ના, ના. નવનીતલાલ! મારી પુત્રી ખૂની હોયજ નહીં. તમે ભૂલતા હશો. એ તો કોઇ અન્યજ હશે. મારી પુત્રી કદી એવું કર્મ કરેજ નહીં. સમજ્યા?" રમણુભાઇ મોટેથી બોલવા લાગ્યા.

"હું સાચુંજ કહું છું. તમે જાણો છો ને કે કૃષ્ણલાલનું ખૂન થયું તેજ રાત્રે બાર વાગે સ્નેહલતા કૃષ્ણરાવના મકાનમાં હતી?" નવનીતે પોતાના કથનને સત્ય બનાવવા દલીલ રજુ કરી.

અરવિન્દના હૃદયમાં તો કકડતું તેલ રેડાતું હતું. પણ તે મુગે મ્હોંડે બેસી રહ્યો.

"હા તેથી થયું શું? તે બંગલે આવી હતી એટલે તે ખૂની? બેરીસ્ટર સાહેબ 'શેરલોક હોમ્સ' અને 'લીકોક'નાં પરાક્રમો તો આપ ઘણીએ વખત વાંચી ગયા છો; છતાં આપ ભૂલી જાવ છો કે નજરે દીઠેલું ખોટું પડે છે અને શોધમાં અંતે સત્ય તરીકે નહી ધારેલું કાંઇક બીજુંજ તત્વ મળી આવે છે? માત્ર સ્નેહલતાને ત્યાં જોઇ

એટલે સ્નેહલતા ખૂની ન ગણાય, સમજ્યા ? જો એમ હોય તો તો અરવિન્દપ્રસાદેય ખૂની ગણી શકાય; ગાડીવાનનેય પણ ખૂની લેખી શકાય." રમણભાઇએ નવનીતલાલની દલીલ તોડી પાડવા પોતાની દલીલો રજુ કરી.

"ત્યારે સ્નેહલતા એટલી મોડી રાત્રે ત્યાં કેમ ગયેલી ?" નવનીતલાલે પ્રશ્ન કર્યો.

"પેલા કાગળો મેળવવા." રમણભાઇએ જવાબ આપ્યો.

"રમણભાઈ! વાતોમાં હું તમને કહેવાનુંજ ભૂલી ગયો. એ કાગળો તો સવિતાગૌરી નામની એક સ્ત્રી પાસે છે." અરવિન્દ 'કાગળો' શબ્દ સાંભળી બોલી ઉઠયો.

"મારૂં ધારવું પણ એમજ હતું. પરંતુ મને પૂર્ણ વિશ્વાસ હતો કે સવિતા તે વિષે જગતમાં કાંઇપણ બોલશે નહીં. તમોએ એ વાત ક્યાંથી જાણી ?" રમણભાઇ આશ્ચર્ય પામી બોલ્યા.

અરવિન્દે સવિતા સાથેની મુલાકાતમાં થયેલી વાત અથ ઇતિ જણાવી. રમણભાઇ સવિતાપાસેથી કાગળો મેળવવા ઈંતેજાર થવા લાગ્યા.

"વારૂ ત્યારે રમણભાઇ ! જો તમારૂં કહેવું સત્યજ હોય તો તે તે સમયે એટલી બધી ગભરાયલી ચિંતાતુર, અને ફીકી કેમ બની ગઇ હતી ? મને તો તેની તે સમયની વર્તણુક જણાવી આપે છે કે ખૂની સ્નેહલતાજ છે." નવનીતે એક દલીલ તૂટી પડતાં નવી દલીલ રજુ કરી.

"નવનીતલાલ! તે સમયજ એવો ભયંકર હતો. એવા ભયંકર સમયે, અજવાળી રાત્રિયે કોઇને એવી રીતે ગાડીમાં મૃત્યુવશ જોઇ કયા મનુષ્યના હૃદયમાં કંપારી ન છૂટે ? બોલો, તમોને પણ તે સમયે કંઇપણ ભયની અસર થઇ નહતી ? જ્યારે પુરૂષને ભય ઉપજે, કંપ થાય—જો કે પુરૂષનું હૃદય કઠણ ગણાય છે—ત્યારે કોમળ હૃદયની દુનિયાના પ્રપંચ, છળ, ભેદ, ભય વિગેરેથી અજ્ઞાન બાળાના હૃદયમાં કેટલો ભય ઉપજે ? તેનું શરીર કેટલું કંપી ઉઠે ? તેનો તો આપ વિચાર કરો. એક કઠોર શબ્દ સાંભળી જેનું હૃદય ધ્રુજી ઉઠે છે, જેનાં ચક્ષુમાં આંસુ આવી જાય છે તેનું હૃદય એવું બયાનક હૃદય વિદારક દૃશ્ય જોઇ કેમ ન ગભરાય, કેમ કંપાયમાન ન થાય ? સ્ત્રી ભીરૂ ગણાયછે તે શું એવા સમયે નીડર બની શકે ? એક ભીખારીની દયાજનક સ્થિતિ જોઇ જેનું હૃદય પલવારમાં પિગળી જાય છે તેનું હૃદય એક મનુષ્યનું

એવું દયાજનક હૃદયદ્રાવક મૃત્યુ જોઇ શું પીગળ્યા સિવાય રહે કે ? ભલા માણસ! જરા તો વિચાર કરો. એકદમ આમ અભિપ્રાય બાંધી દો છો એ સારૂં ન કહેવાય. એમ તો હુંય પણ કહી શકું કે તમો ખૂની છો કારણકે એ સમયે, તમે ત્યાં હતાં અને ચોરી ચુપકીદીથી ત્યાંથી શહેરમાં નાશી આવ્યા હતા." રમણભાઇએ નવનીતલાલની દલીલને પૂરેપૂરી તોડી પાડી. વિજયનું સ્મિત તેમના મુખપર ફરકવા લાગ્યું.

જો કોઇ ધારીને જોનાર હોત તો તેને જણાત કે રમણભાઇની મુખમુદ્રા જરા મ્લાન બની ગઇ હતી. તેમના મુખ ઉપર માત્ર કૃત્રિમ સ્મિત જણાતું હતું. પોતાની પુત્રી ઉપર ખૂનનું તહોમત મુકાય એ કયા પિતાને રૂચિકર હોય ? પોતાની પુત્રીના શીર ઉપર કલંક આવે તે કયા પિતાને સારૂં લાગે ? નવનીતલાલ પોતાની પુત્રીને ખૂની ગણે છે અને જગતમાં પણ જો તે એવું જણાવે તો પોતાને અને પોતાના કુટુંબને કેટલું નીચું જોવું પડે ? પોતાની પુત્રીની જીંદગી કેવી ધુળમાં મળે. પોતાની, પોતાનાં સંતાનોની પોતાનાં સંબંધીઓની અને પોતાના સ્નેહીઓની સ્થિતિ કેટલી વિષમ થઇ પડે ? વિગેરે વિચારોને લીધેજ કદાચિત્ રમણભાઇના મુખપર ઉદ્વેગ છાયા પ્રસરી હશે. એમ સંભવે પણ ખરૂ ? સત્યતો પ્રભુ જાણે.

નવનીતલાલને રમણભાઇનું કહેવું યોગ્ય લાગ્યું.

"ત્યારે રમણભાઇ ! મારે પેલી બલાના હાથમાંથી કેવી રીતે છૂટવું ?"

"એ બધું તો થઇ રહેશે, પરંતુ તેની પાસેથી એ પત્રો કેવી રીતે મેળવવા તેનો વિચાર પ્રથમ કરવો જોઇએ. કેમ અરવિન્દપ્રસાદ! તમે કંઇ તેનો ઉપાય બતાવો." રમણભાઇ બોલ્યા.

"હું તમને કહી ચુકયો કે એ તો કેમે કરી સમજતીજ નથી. મેં ઘણોય પ્રયાસ કર્યો પણ સૌ નકામું ગયું. તે એકની બે નજ થઇ." અરવિન્દે પ્રત્યુત્તર દીધો.

"રમણભાઇ ! એ સવિતાને તમે સ્ત્રી હૃદયની ધારશોજ નહીં. બહાર દેખાવમાં તે સુંદર કોમળાંગી યુવતી છે પરંતુ અંદરથી તે પિશાચિણીરાક્ષસી છે. એ માને એવી સ્વપ્નેય પણ આશા રાખશો નહીં." નવનીતે પોતાનો અનુભવ પ્રદર્શિત કર્યો.

"આપણે જોઇએ તો ખરા. પૈસાની લાલચે સર્વ વશ થાય છે. 'સોનું દેખી મૂનિવર ચળે.' અને 'પાસે હોય દામ તો બીબી કરે

સલામ' એ લોક કહેણી યાદ નથી ? મ્હોં માગ્યા પૈસા 'આપીશું કે તુરત તે ઠેકાણે આવશે." રમણભાઇએ કહ્યું.

"હુ પણ એમજ ધારૂં છું." અરવિન્દે રમણભાઇના કહેવામાં ટાપસી પૂરી.

"ત્યારે બીજું શું ? સવિતાએ પૈસા પડાવવાની યુક્તિ રચી છે. એના મનમાં એમ છે કે હું દમ દઇશ એટલે તેઓ ડરી જઇ મને સારી રીતે સંતોષશે. અને આપણે પણ જાણીએ છીએ કે તેને સંતોષ્યા સિવાય આપણો છૂટકો નથી." રમણભાઇ બોલ્યા.

"એતો ઠીક. પણ તે પૈસાની લાલચુ હોય એવું મને લાગતુ નથી. જો એ માને તો તો ઠીક." અરવિન્દે જણાવ્યુ.

"તમે જુઓ તો ખરા." રમણભાઇ બોલી ઉઠયા.

રમણભાઇએ નવનીતલાલ પાસેથી સવિતાનું સરનામું પુછી લઇ નોકરને ગાડી લઇ સવિતાગૌરીને બોલાવી લાવવા મોકલ્યો. લગભગ અડધા કલાકમાં સવિતા સુંદરી આવી પ્હોંચી.

રમણભાઇ સવિતાગૌરીને જોઇ આશ્ચર્ય બદ્ધ બની ગયા. તેમણે તો એક લોભી, લુચ્ચી સ્ત્રીને જોવાની આશા રાખી હતી; પરંતુ તેમની આશાને વિદારનાર આનો એક કોમળ કરમાતુ પુષ્પ હતુ.

સવિતાગૌરી બેઠકમાં આવી અને તેનાં ચક્ષુ-કિન્નાખોર ચક્ષુ-નવનીતલાલ પર પડયાં. નવનીતલાલ એનાં ચક્ષુમાંથી નીકળતી અગ્નિ જ્વાલાઓમાં દગ્ધ થવા લાગ્યો. બળતા હૃદયે તે જમીન તરફ દષ્ટિ ફેરવી મૌન ધારણ કરી બેસી રહ્યો.

"આવો, બ્હેન ! પધારો." પોતાની આશ્ચર્યવશ સ્થિતિને દૂર કરી સ્વસ્થ બની રમણભાઇએ આવકારથી સવિતાગૌરીને બોલાવી બેસાડી. સવિતાનાં ચક્ષુ તો નતનીતલાલ તરફજ ચોંટી રહ્યા હતાં.

"કેમ, નવનીતલાલ ! અંતે શો વિચાર કર્યો ?" સવિતાએ પ્રશ્ન કર્યો.

"શા ઉપર વિચાર કરવાનો છે ?" રમણભાઇ વચ્ચે બોલી ઉઠયા.

રમણભાઇના શબ્દોથી સવિતાનું ધ્યાન ખેંચાયું. તે બોલી;—

"રમણભાઇ !—હું ધારૂં છું કે આપનું નામ રમણભાઇ છે."

"હા." રમણભાઇએ શાન્તિથી પ્રત્યુત્તર આપ્યો.

અરવિન્દતો શું પરિણામ આવે છે તે જોવા ઉત્સુક હૃદયથી અનિમિષલોચને સવિતા તરફ જોઇ રહ્યો હતો.

"રમણુભાઇ! કૃષ્ણુરાવના ખૂન વિષે તો આપ જાણતા હશો!" સવિતાગૌરીએ પુછયું.

"હા, કાંઇક જાણું છું."

"તે કૃષ્ણુરાવનું ખૂન આ નવનીતલાલે કર્યું છે અગર તો તેઓ ખૂનીને ઓળખે છે." સવિતા બોલી.

"તમે શા ઉપરથી એવું કહો છો?" રમણુભાઇએ પુછયું.

"નવનીતલાલ પોતેજ તે કહેશે. તેઓએ મારા જીવન સુખમાં રાખ ભેળવી છે. મારી જીંદગી રદ કરી નાખી છે." સવિતા ઉશ્કેરાઇ બોલવા લાગી.

નવનીતની ગભરામણુ વધતી હતી. અરવિન્દનું હૃદય પણુ અધિક ચિંતામાં પ્રવેશ કરતું હતું. નવનીતલાલ સવિતાને જો સ્નેહલતાનું નામ આપે તો...??

"સવિતા બ્હેન! ધીમાં પડો. તમારૂં ધારવું તદ્દન ખોટુંજ છે. નવનીતલાલે એ કૃત્ય કર્યુંજ નથી; તેઓ એવા ઘોર નીચ કર્મમાં પ્રવૃત્ત થાયજ નહીં. તમેજ વિચાર કરો કે એમના જેવા માનવંત બેરીસ્ટર એવું કાર્ય કરે ખરા?" રમણુભાઇ સવિતાને સમજાવવા લાગ્યા.

"પોતાનો સ્વાર્થ સાધવા કયો પુરૂષ નીચ કાર્યમાં પ્રવૃત્ત નથી થતો? પોતાનો સ્વાર્થ સાધવા તો પિતા પુત્રને, બધુ ભગિનીને, સ્ત્રી પતિને, અને મિત્ર મિત્રને કયાં ઠાર નથી કરતા? ચાણાક્યની કૂટિલ નીતિથી કયાં જગત્ અજાણુ છે? તેણે પોતાના સ્વાર્થ સાધવા શું નીચ યુક્તિઓ ન્હોતી યોજી? શું તેણે પોતાનો સ્વાર્થ સાધવા નંદકુલનો નાશ કર્યો નહોતો? વળી દેવલોકો પણુ પોતાના સ્વાર્થમાં લુબ્ધ બની અનીતિના દાસ ન્હોતા બન્યા? તો પછી નવનીતલાલ શું વાઘનું માથું લાવ્યા કે તે પોતાનો સ્વાર્થ સાધવા ખૂની ન બને?" સવિતા વધારે વધારે ઉશ્કેરાતી હતી.

"પણુ નવનીતલાલને એવો શું સ્વાર્થ હતો કે ખુની થાય?" રમણુભાઇએ પુછયું.

"પ્રથમ મને પણુ એજ શંકા થતી હતી. પણુ સમયાંતરે મને સમજાયું કે નવનીતલાલે અગર તેમના કોઇ મળતીયાએ અમુક કાગળો મેળવવા માટેજ કૃષ્ણુરાવનું ખૂન કર્યું છે. પરંતુ લોહી રેડયા છતાં પણુ તેમની આશાઓ ફલિભૂત થઇ નહીં."

"પણ એ પત્રો મેળવવાનું નવનીતલાલને શું પ્રયોજન ?" રમણભાઇ બોલ્યા.

"તે તો હું શું જાણું ? કારણ વિના કાર્ય સંભવેજ નહિ. કંઈ પણ કારણ હશેજ." સવિતાએ જવાબ આપ્યો.

"તમે એ પત્રોથી પરિચિત છો કે નહીં ? જો પરિચિત હો તો તો તમને જણાશે કે એ કાગળો નવનીતલાલને જરા પણ ઉપયોગના નથી. પછી નવનીતલાલ એવા નીચ વ્યવસાયમાં શું કરવા માથું મારે ?" અરવિન્દે કહ્યું.

નવનીતલાલના પગમાં આથી જરા જોર આવ્યું. અરવિન્દના શબ્દોને તે મનમાં ધન્યવાદ આપવા લાગ્યો.

"તમે મને સમજાવવા માગો છો; પરંતુ હું એમ માનનાર નથી." સવિતા ચિડાઇ બોલી.

રમણભાઇએ તેને શાન્ત પાડી; પાણી મંગાવી પિવડાવ્યું. સવિતાનો રોષ જરા નરમ પડયો.

"સવિતાગૌરી ! તમે એ કાગળો મને સોંપી દો. હું તે તેના યોગ્ય માલિકને સોંપી દઇશ." રમણભાઇ બોલ્યા.

"એનો માલિક કોણ છે ?" સવિતાએ પ્રશ્ન કર્યો.

"એના માલિકનું નામ હું નહીં આપી શકું. માત્ર ટુંકામાં એટલુંજ કે કૃષ્ણરાવે વિશ્વાસઘાત કરી એ કાગળો વાંચ્યા; વાંચી તેનો પોતાનો સ્વાર્થ સાધવામાં ઉપયોગ કર્યો. આવા કૃષ્ણકાર્યથી કૃષ્ણ બનેલા કૃષ્ણલાલે એ પાપમાં તમને ભાગીદાર બનાવવા વિચાર કર્યો. કેટલી બધી અધમતા ! અધમ તો અધમજ રહે. છાણનો કીડો છાણમાંજ મરે; અને થયું પણ તેમજ. કૃષ્ણલાલે તે પેકેટ તમને સોંપ્યું છે. તમારે હવે ન્યાયથી એ પેકેટ તેના માલિકને આપી દેવું જોઇએ." રમણભાઇએ ધીરેથી કહેવા માંડયું. સવિતા એક પણ શબ્દ બોલ્યા સિવાય તેમનું કહેવું સાંભળતી હતી.

"ત્યારે તો હું ધારૂં છું કે એ પેકેટના માલિકેજ કૃષ્ણરાવનું ખૂન કર્યું છે." સવિતા બોલી ઉઠી.

"ના, ના, એ ઉપરથી એમ ન ધરાય કે એ પેકેટના માલિકેજ કૃષ્ણરાવનું ખૂન કર્યું છે. આ પેકેટનો માલિક તદ્દન નિર્દોષ છે. તે ખૂની વિષે કાંઇ પણ જાણતો નથી." રમણભાઇએ જણાવ્યું.

સવિતા;-" એ પેકેટના માલિકનું નામ મને જણાવો."

રમણભાઇ;-" હું તમને તે જણાવી શકીશ નહિ. તે પેકેટ મને આપો અને હું તે તેના માલિકને પ્હોંચાડીશ."

" ના, ના એમ કદી બનનારજ નથી. હું સમજી. એ પેકેટના માલિકેજ કૃષ્ણરાવનું ખુન કર્યું છે. તમો સર્વે એ બિનાથી પરિચિત છો. ના, ના, હવે હું એ પેકેટ આપનારજ નથી." સવિતા બોલી.

" હું સત્ય કહું છું કે પેકેટનો માલિક તદ્દન નિર્દોષ છે." રમણભાઇએ પુનઃ જણાવ્યું.

" ત્યારે તમો ખૂનીને પિછાણતા હશો. ગમે તો મને પેકેટના માલિકનું નામ જણાવો યા તો ખૂનીનું નામ જણાવો. ત્યારેજ હું તમને એ પેકેટ આપીશ. બોલો, પેકેટ જોઇતું હોય તો બોલો, ખૂની કોણ છે? યાતો પેકેટનો માલિક કોણ છે?" સવિતા જુસ્સાથી બોલવા લાગી.

" ખૂની કોણ છે તે અમે જાણતાજ નથી." અરવિન્દ બોલ્યો.

" ત્યારે પેકેટના માલિકનું નામ જણાવો." સવિતાએ દૃઢતાથી કહ્યું.

" તે નામ અમે જણાવી શકીએ એમ નથી." અરવિન્દે પ્રત્યુત્તર આપ્યો.

" ત્યારે યાદ રાખજો કે પેકેટ તમને મળનાર નથી. ખૂની યા પેકેટના માલિકનું નામ જો મને નહી મળે તો હું એ પેકેટ ફાડી સર્વ પત્રો વાંચીશ. અને જગતમાં તે પત્રો જાહેર કરીશ. અને તમો સર્વને કૃષ્ણરાવના ખૂની તરીકે ગણી તમારી ઉપર મારૂં વેર વાળીશ." સવિતાએ પોતાનો અંતિમ દૃઢ નિશ્ચય જણાવ્યો.

" ત્યારે તમે નહીંજ માનો?" નમ્રતાથી રમણભાઇ બોલ્યા.

" ના, ના, ના." સવિતા ભાર દઇ બોલી.

રમણભાઇ મનમાં કાંઇક વિચાર કરવા લાગ્યા. તેમના અંતરમાં કાંઇક વ્યથા ઉદ્ભવી હતી. પોતાનું મન ખોલવું કે નહીં તેની ઘડભાંગ ચાલી રહી હતી. પોતાના હૃદયમાં કાંઇક વાત ખુંચતી હતી. તે વાત બહાર કાઢવામાં તેમને શ્રેય જણાવા લાગ્યું. જો તે વાત અંતરમાં દાબી રાખે તો અમુક વ્યક્તિઓને ભયંકર કલંકોથી ઉપસ્થિત થવાનો સમય આવતો હતો. અમુક વ્યક્તિઓને માથે

ભયંકર આપત્તિ આવવાનો સંભવ હતો. અંતે તેમણે હૃદય ઉઘાડવાનો નિશ્ચય કરી બોલવાનો પ્રારંભ કર્યો.

" અરવિન્દપ્રસાદ ! પેલું બારણું બંધ કરો. નવનીતલાલ ધ્યાન આપજો. હું આજે એક ભયંકર ભેદ તમારી દૃષ્ટિ સમક્ષ ખોલું છું. સવિતાગૌરી ! અંતે હું તમારી હઠને તાબે થાઉં. પરંતુ હું તમારામાં વિશ્વાસ મુકું છું અને તમે કૃષ્ણરાવની પેઠે વિશ્વાસઘાતી નહીં બનો એવી આશા રાખું છું."

રમણભાઈનો કંઠ ભરાઇ આવ્યો. અરવિન્દ પાસે પાણી પીવા માગ્યું. પાણી પી શાન્ત બની આગળ કહેવું શરૂ કર્યું ત્યાર પ્હેલાં તેમણે સવિતા પાસેથી હું કોઇને તમારી વાત નહીં જણાવું. એવું વચન લીધું.

" સવિતાગૌરી ! મેં આશા રાખી હતી કે તમે પૈસાથી લલચાશો અને એ કાગળો મને સોંપી દેશો. પરંતુ મારી આશા વ્યર્થ ગઇ. તમારૂં બોલવું, તમારો નિશ્ચય મને જણાવી આપે છે કે તમને ધનની દરકાર નથી. હજી જો તમે એ પેકેટ વેચવા ધારતાં હો તો હું તે ખરિદી લેવા તૈયાર છું. પણ ના, ના, તમારૂં હૃદય મેં પારખ્યું. લક્ષ્મી તમને અસર કરી શકે એમ નથી. તેથીજ હવે હું તમારી સર્વની સમક્ષ એક ભયંકર ભેદ ઉઘાડું છું. કૃષ્ણરાવનું અને દુર્મદરાવનું ખૂન કરનાર વ્યક્તિ આ તમારી સામેજ છે." પોતાના તરફ આંગળી કરી રમણભાઇ બોલ્યા.

રમણભાઇનું કથન સાંભળી સર્વ ચકિત બની ગયા.

" એમાં આશ્ચર્ય પામવાનું કાંઇ છેજ નહીં. મેં ખૂન શા વાસ્તે કર્યું તે જાણુશો ત્યારે તમને જણાશે કે જે કાંઇ કર્યું છે તે યોગ્યજ કર્યું છે. " રમણભાઇએ જણાવ્યું.

સવિતાનાં ચક્ષુમાંથી અગ્નિ વર્ષતો હતો. તેનાં નયન લાલચોળ બની ગયાં.

" સવિતાસુંદરી ! એમાં ગુસ્સે થવાનું કારણ નથી. પ્રથમ મારો ઇતિહાસ સાંભળો અને પછીથી ન્યાય કરજો. કૃષ્ણરાવની કાળી કૃતિઓએજ મને ખૂન રેડવા ઉશ્કેર્યો. તેમ કર્યા વિના છૂટકોજ ન હતો. મારા ગતજીવનના ઇતિહાસમાંથી તમો જાણી શકશો કે તેણે મારા કુટુંબ ઉપર કેટલો જુલમ ગુજાર્યો છે; તેનાં કરપીણ કૃત્યોએજ મારામાં વેરની ધુન પ્રગટાવી હતી.

મારો જન્મ નડીયાદમાં થયો હતો. મારા પિતા કેશવરામ દેસાઇ ઘણીજ ગરીબ હાલતમાં હતા. મારા માતામહ સુભટરામ ત્રવાડી મારી માતા ધનલક્ષ્મીને દશ લાખ રૂપીયા વારસામાં આપતા ગયા. મારા પિતાની સ્થિતિમાં આથી એકદમ ફેરફાર થયો. પરંતુ એ ફેરફાર અલ્પવયનોજ હતો.

મારા પિતાએ મારી માતાનો દશલાખ રૂપીયાની મદદથી વ્હેપાર ચલાવ્યો. મુંબાઇમાં તેમણે ઝવેરીની મ્હોટી પેઢી ખોલી. પ્રથમતો તેમને વ્હેપારમાંથી ઘણોજ લાભ થયો. પરંતુ પાછળથી પોતાના મુનીમનાં કાવતરાંથી તેમણે પોતાનો જીવ ગુમાવ્યો."

પુનઃ રમણભાઇનાં ચક્ષુમાંથી અશ્રુબિંદુ સરી પડયાં. પાંચેક મિનીટ શાન્ત રહી પુનઃ પોતાની વાત શરૂ કરી. સર્વ જણુ એક ચિત્તે રમણભાઇનું વૃત્તાંત સાંભળવા લાગ્યાં.

"કૃષ્ણરાવના પિતા રામજીજ મારા પિતાની પેઢીના મુનીમ હતા. તેમનામાં મારા પિતા પૂર્ણ ભરસો રાખતા; પરંતુ તે વિશ્વાસઘાતીએ વિશ્વાસ ભંગ કરી મારા પિતાને છેતર્યા; તેમને નિર્ધન બનાવ્યા; અને છેવટે તેમનો જીવ પણ લીધો.

રામજી શેરનો માલનો સટ્ટા કરતો, જુગાર રમતો, અને અનેક એવા બીજા ધંધાઓમાં હાથ ઘાલતો. સટ્ટામાં તે દશ લાખનો દેવાદાર થઇ ગયો. લ્હેણદારોએ તેની ઉપર સમન્સ કઢાવ્યાં, અને તે આપઘાત કરી લ્હેણદારોના પૈસા ડૂબાવે નહી તેટલા માટે તેની પાછળ છૂપી પોલીસ પણ રોકવામાં આવી. આ દારૂણ દુઃખમાંથી છૂટવા માટે તેણે મારા પિતાની સાહાય્ય માગી. મારા પિતાએ ઉદાર દીલથી તેને પાંચલાખ રૂપીઆ ધીર્યા. આ મદદથી તે પોતાના લ્હેણદારોને કાંઇક શાન્ત પાડી શક્યો.

પરંતુ તેની જુગાર રમવાની અને સટ્ટાની ખેલવાની કુટેવ જરાપણ છૂટી નહી. જુગાર અને સટ્ટાની કુટેવે તેને અંધ બનાવી દીધો. તેની આંખ બગડી અને તે પોતાનું ઋણ ભૂલી ગયો. ઉપકાર ઉપર અપકાર કરવાની તેની નીચ મનોવૃત્તિ તેના ઉપર આક્રમણ કરવા લાગી. મારા પિતાની ભવિષ્ય પચાવી પડવાનો તેનો ઇરાદો થયો. કેટલાક લુચ્ચા માણસોની મદદથી તિજોરીઓની તેણે ચોરી કરાવી.

મારા પિતાના જાણુવામાં આ વાત આવી ત્યારે તેઓ ગાંડા જેવા બની ગયા. મારી માતા પણ છાતીફાટ રૂદન કરવા લાગી. મારૂં વય તે સમયે દશેક વર્ષનું હતું. મારે એક સુગુણ નામની બ્હેન હતી. અમો ભાઇ બ્હેન પણ એ રૂદનમાં ભાગ લેવા લાગ્યાં.

પોલીસે ચોરીની તપાસ ચલાવવા માંડી. મારા પિતાએ તપાસમાં પૈસા વેરવામાં બાકી રાખી ન હતી. પરંતુ રામજીએ લાંચથી પોલીસને ફોડી હતી. આથી પોલીસ પણ ઉંધે રસ્તે તપાસ ચલાવવા લાગી. એક માસને અંતરે ચોપાટી પાસેના દરિયામાંથી ખાલી તિજોરીઓ હાથ આવી.

રામજી તો અમને કૃત્રિમ દીલાસા આપતો હતો. મારા પિતા તેની આ વર્તણુક સમજી શકયા નહિ. તેનામાં તેમને પૂર્વના જેટલોજ વિશ્વાસ હતો.

મારા પિતાએ મારી માતાનાં ઘરેણાં અને બીજી કેટલીક બેંકમાં જમે મુકેલી રકમની સહાયતાથી પુનઃ ધંધો ચલાવવા માંડયો. પરંતુ રામજીના કાવત્રાંને લીધે દરેક વર્ષે ખોટ આવતી હતી. બે વર્ષ પછીથી રામજીએ અમારી નોકરી છોડી દીધી અને પોતાની જુદી દુકાન જમાવી: અમારી સામે તે હરીફાઇમાં ઉતર્યો. આથી અમને ઘણુંજ નુકશાન થવા લાગ્યું. મારા પિતાને દિવાળું કાઢવાનો સમય આવી લાગ્યો. મારા પિતા હવે રામજીની વર્તણુકથી ઘણાજ નારાજ બની ગયા. હવે તેમને રામજીની ખટપટની ખબર પડી.

પેઢીમાં એ અરસામાં ઘણુંજ નુકશાન થયું. મારા પિતાએ આથી રામજી પાસે પોતાના પાંચ લાખ રૂપીઆ માગ્યા. રામજીએ પોતાનું દેવું પતાવવાની ના પાડી. મારા પિતાએ તેને ઘણું સમજાવ્યો, પોતાની સ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું, છતાં પણ તે એકનો બે થયોજ નહિ. આથી મારા પિતાએ દાવો માંડવાનો વિચાર કર્યો. રામજીને કાને એ એ વાત ગઇ. તુરત તે મારા પિતાને મળવા આવ્યો. અમુક દિવસમાં રૂપીઆ આપી દેવા તેણે કબુલ કર્યું.

પરંતુ આ તો રામજીએ એક જુદીજ જાળ પાથરવા માંડી હતી. મારા ભોળા પિતા એ જાળમાં ફસાયા. રામજી મિત્રવત્ વર્તવા લાગ્યો. અમુક દિવસ પછી એ દુષ્ટે મારા પિતાને ઝેર દીધું. એ કાતિલ ઝેરના મારા પિતા ભોગ થઇ પડયા.

પોલીસે આ અકસ્માત મરણની તપાસ ચલાવી. રામજીના પૈસાએ પુનઃ પોલીસને ફોડી. વ્હેપારમાં ખોટ આવવાથી ઝેર ખાઇ આપઘાત કર્યો છે એવો જયુરી તરફથી અભિપ્રાય પણ મળી ચુકયો. બીજેજ દિવસે રામજીએ અમારી દુકાનમાં આગ લગાડાવી. સર્વ હિસાબી ચોપડાઓ તેમાં ભસ્મીભૂત થઇ ગયા. સર્વ દસ્તાવેજો પણ તે આગમાં બળી ગયા. હવેજ તે દુષ્ટની ચિંતા દૂર થઇ પણ અમારી તો વધી પડી.

અમો નિરાધાર બાળકોને લઇ મારી વિધવા માતા નડીયાદમાં પોતાના બાપિકા મકાનમાં આવી રહેવા લાગી. અમારા મુંબઇના સર્વ મકાનો ઉપર કેટલાક લ્હેણદારોએ ટાંચ મારી પડાવી લીધાં. દુષ્ટ રામજી પણ એમાંનો એક હતો. તેણે પણ તે સમયે અમને વિતાડવામાં બાકી રાખી ન હતી.

મારા પિતાએ પોતાની ધનાઢ્ય સ્થિતિમાં નડીયાદમાં કેટલુંક વતન વસાવ્યું હતું; તેની ઉપજમાંથી અમો જેમ તેમ આજીવિકા ચલાવવા લાગ્યાં.

એકાદ વર્ષ પછી રામજીની પેઢીએ દિવાળું કાઢયું; અને રામજીએ લ્હેણદારોના ભયદાયક ત્રાસથી કંટાળી આપઘાત કર્યો; દુષ્ટ જીવનનો દુષ્ટ રીતેજ અંત આવ્યો. પોતાનાં કાળાં કર્મનો હિસાબ ચુકાવા તે પ્રભુ દરબારમાં પ્હોંચી ગયો.

રામજીની વિધવા પોતાના બાર અને નવ વર્ષના બે બાળકોને લઇ નડીયાદમાં આવી. મારી દુઃખભંજની માતાએ તેને આશ્રય આપ્યો: અને કૃષ્ણરાવ તથા ધનજી આ રીતે અમારી છાયામાંજ ઉછરવા લાગ્યા.

આમને આમ સમય વ્હેતો હતો. એક દિવસ રાત્રિએ કૃષ્ણરાવની માતા, હું અને મારી માતા અમારાં ગત જીવનનું અવલોકન કરતાં હતાં. વાત ઉપર વાત નિકળતા તે બાઇએ-તે ભલી બાઇએ એક ભેદ ભર્યો હેવાલ કહી સંભળાવ્યો. એ બાઇએજ પોતાના પતિનાં સર્વ કાળાં કૃત્યો અમને કહી સંભળાવ્યાં. ત્યારેજ મને અને મારી માતાને ખબર પડી કે અમને નિર્ધન બનાવનાર, મારા પિતાનો જીવ લેનાર, અને અમને અનેક રીતે સંતાપ આપનાર રામજી પોતેજ હતો.

કૃષ્ણુરાવની માતાએ આ ભેદ અમને કહી સંભળાવી પોતાના મનનો ભાર હલકો કર્યો. મનનો ભાર હલકો થવાથી તે ભલી બાઇ અતિશય આનંદમાં આવી ગઇ. એ આનંદના પરિણામે તેનું હૃદય એકદમ બંધ પડી ગયું–તે બાઇ પરલોકવાસી થઇ ગઇ.

મારૂં વય ઓગણીસ વર્ષનું થવા આવ્યું હતું. મારા પિતાનો ઇતિહાસ વારંવાર મને યાદ આવતો હતો; મને ઘણી વખત રામજી ઉપર વેર લેવાનું મન પણુ થતું. પરંતુ તે તો પોતાનાં કાળાં કર્મનો જવાબ દેવા ક્યારનોય અદલ ઇન્સારીના ન્યાયાસન સમક્ષ રજુ થઇ ગયો હતો. આથી કોની ઉપર વેર લેવું ? કૃષ્ણુરાવ અને ધનજી ઉપર વેર કેમ ન લેવાય ? પરંતુ તેઓ પોતાના પિતાનાં કર્મના જવાબદાર ન હતા. તો પછી તેઓની ઉપર કિનો લેવો મને વ્યાજબી લાગતો ન હતો.

પણુ "બાપ તેવા બેટા." જાત જાય પણુ ભાત ન જાય. કૃષ્ણુરાવ પણુ પોતાના પિતા જેવો જ નિકળ્યો. જે ગૃહે તેને, તેની વિધવા માતાને, તેના ભાઇને આશ્રય મળ્યો હતો તે ગૃહનેજ બાળી નાખવા તે તૈયાર થયો. મારી બ્હેન સુગુણુ આ સમયે સોળ વર્ષની યુવતી બની હતી. યૌવને તેના સાન્દર્યમાં અભિવૃદ્ધિ કરી દીધી હતી. સુગુણુ સદ્‌ગુણોથીજ અલંકૃત બની હતી. મારી માતાની પેઠેજ તેનામાં દયાની શક્તિ પ્રાબલ્ય ભોગવતી હતી. સ્વભાવે તે શાન્ત, નમ્ર અને મિલનસાર હતી. કદી પણુ કોઇને તે કટુ વચન કહેતી નહી સર્વ કોઇ તેના સદ્‌ગુણોથી, નરમાશથી, અને કાર્ય કરવાની ઉત્સુકતાથી તેને ચાહતાં; સર્વ કોઇમાં તે અનુકરણીય ઉદાહરણરૂપ થઇ પડી હતી. તેનું વેવિશાળ થઇ ચુક્યું હતું. ટુંક સમયમાંજ તેનું લગ્ન થનાર હતું. હુ મુંબાઇ અભ્યાસ કરતો હતો ત્યાંથી રજાઓ પડવાથી પાછો ફર્યો, અને કૃષ્ણુરાવની કાળી કૃતિ મારી નજરે પડી.

કૃષ્ણુરાવ મારી બ્હેનના સૌન્દર્યથી આંધળો બની ગયો હતો. તેને ખરૂં ખોટું સુઝતું નહતું. ધનજી, મીલમાં કારકુનની નોકરી ઉપર હતો. કૃષ્ણુરાવ બહાર છેલ થઇ ફરતો, દારૂ પીતો અને અનેક દુરાચરણો આચરતો હતો. હુ રજાઓમાં ઘેર આવ્યો એટલે મારી બ્હેને અને માતાએ તે વિષે મને સર્વ વાત જણાવી. મારી બ્હેનને ફસાવવા-વિપથ પંથે દોરવા તેણે કેટલાક કાગળો પણુ મારી બ્હેન ઉપર લખેલા.

તે સર્વ કાગળો પણ મારી બ્હેને મારી સમક્ષ રજુ કર્યાં. હું ક્રોધવશ બની ગયો. મારી માતાએ મને શાન્ત પાડયો. રાત્રિએ મેં કૃષ્ણુરાવને બોલાવી ખુબ ઠપકો દીધો. પરન્તુ તે નીચ ધર્મભ્રષ્ટને કાંઇપણ અસર થઇ હોય એમ જણાયું નહી. થોડો સમય બેસી કૃષ્ણુરાવ બહાર ચાલ્યો ગયો. અમો પણ કેટલીક વાતો કરી સુઇ જવા ઉઠયાં. હું મારી રૂમમાં જઇ સુઇ ગયો. મારી માતા અને બ્હેન જોડેનાજ ઓરડામાં સુઇ ગયાં. લગભગ બેએક વાગે તે ઓરડામાંથી બૂમો સંભળાઇ. હું સફાળો ઉઠયો. બારણું ઉઘાડી તે ઓરડા તરફ દોડયો. પણ હાય! મેં શું જોયું? તે ક્રૂર રાક્ષસે-તે નિમકહરામ નીચ કૃષ્ણુરાવે મારી બ્હેનને બાથમાં ઘાલી હતી. મારી માતા તો પાસાભેર ઉંઘતી જણાઇ. મારી બ્હેન બુમો પાડતી હતી. તે દુષ્ટના પંજામાંથી છટકવા મથતી હતી અને તે નરાધમ તેની લાજ લેવા પ્રયત્ન કરતો હતો; મારી બ્હેન તેને તાબે થતી નહતી. તે નર પીશાચ તેનું મુખ દાબતો હતો અને તેના અંગ ઉપરથી વસ્ત્ર કાઢવા મથતો હતો. મારી બ્હેન મહા પ્રયત્ને પોતાની લાજ જાળવતી હતી અને બુમો પાડતી હતી. તેને શ્વાસ ચડતો હતો. મને આવેલો જોઇ જોર કરી મારા તરફ તે દોડી આવી મારી પાછળ ભરાઇ ગઇ. તે દુષ્ટ પણ તેની પાછળ આંધળો બની દોડયો. પરંતુ મને જોઇ તે ખમચાયો. પરંતુ બીજીજ પળે તે મારી ઉપર ધસ્યો. મેં તેને જોરથી તમાચા મારી ભોંય પર ગબડાવી નાંખ્યો. તેને પડેલોજ રહેવા દઇ મારી બ્હેનને શાન્ત કરવા પાછળ ફર્યો. પરંતુ એ તો ગભરાટથી મુર્છા ખાઇ જમીન પર પડી હતી. એકદમ પાસે પડેલી પાણીની માટલીમાંથી થાડું પાણી લઇ તેના મુખ ઉપર છાંટી તેને સચેત કરવા લાગ્યો મહા મહેનતે તેની મુર્છા વળી; અચેતન અવસ્થામાંથી સચેત બની; પરંતુ તેનું ધડકતું હૃદય હજી શાન્ત થયું નહતું. તેનાં નયનમાંથી ચોધાર અશ્રુ વહેતાં હતાં."

આ દરમ્યાન તે નિર્લજ લુણુહરામી પલાયન કરી ગયો. મારી બ્હેન જરાક શાન્ત થઇ હતી એટલામાં મારી માતા સાંભળી. આટલું બધું થયું છતાં તે શાથી જાગી નહી તેનો મને વિચાર આવ્યો. અમે ભાઇ બ્હેન માતા પાસે ગયાં. જઇને જોયું તો હાય! માત્ર માતાનું શબજ અમારી નજરે પડયું. તેને ગળે એ કાળમુખા કૃષ્ણુ-રાવે હીરની દોરીનો ફાંસો દીધેલો હતો.

હવે મારી વેરની જુની લાગણી તાજી થઇ આવી. કૃષ્ણુરાવના પિતાએ અમોને પાયમાલ બનાવ્યાં અને મારા પિતાનો ઘાતક નિવડયો. તેના પુત્રે મારી માતાને ફાંસો દઇ મારી નાંખી; અને વળી મારી બ્હેન ઉપર બળાત્કાર કરવા તૈયાર થયો હતો. જો તેજ સમયે કૃષ્ણુરાવ ત્યાંજ હોત તો હું તેનો જીવ લીધા સિવાય રહેત નહિ.

કૃષ્ણુરાવ તો ચાલ્યો ગયો કયાં ગયો તેની કોઇને ખબર પડી નહી.

મારી માતાને બીજે દિવસે અગ્નિદાહ કર્યો. હૃદય બંધ પડવાથી મરણ નિપજ્યું એવું સર્વત્ર જાહેર કર્યું. કારણ કે કૃષ્ણુરાવને ખૂની ઠરાવવાનું મારી પાસે કંઇપણ સાધન હતું નહી. પુનઃ તેમાંથી મારી બ્હેનને જગત કલંકિત ઠરાવે એવો મને ભય લાગ્યો. વળી મારા પિતા, માતા અને ભગિનીનું વેર મારે પોતાનેજ હાથે લેવાનો મારો પૂર્ણ ઇરાદો હતો-પૂરેપૂરો નિશ્ચય હતો.

માતાની ઉત્તરક્રિયા કરી. શોકશમન ધીમે ધીમે થોડું થોડું પણ થતું નહતું. એટલામાં મારી રજાઓ પૂરી થઇ. અમે ભાઇ બ્હેન મુંબાઇ આવી રહેવા લાગ્યાં.

માતાના પરલોકવાસથી અમારાં હૃદયમાં કારીઘા થયો હતો. પિતાના મૃત્યુથી જેટલું દુઃખ લાગ્યું હતું તેના કરતાં વિશેષ દુઃખ અમને આ માતાના મૃત્યુથી થતું હતું. મારી બ્હેનના મન ઉપર આ દુઃખથી મારા કરતાં વિશેષ અસર થઇ હતી. તે દિવસે દિવસે સુકાતી ચાલી. તેની મુખમુદ્રા હમેશાં શોકગ્રસ્ત અને ગંભીર જણાતી હતી. તે દુઃખનો ભોગ તે બિચારી થઇ પડી. માતાના અવસાનને માત્ર પાંચજ માસ થયા હતા તેવામાં મારી પ્રિય બ્હેન મ્હને દુનિયાના પ્રપંચો જોવા રહેવા દઇ દીવ્યધામમાં ચાલી ગઇ.

રૂઝાતો ઘા પુનઃ ઉઘડયો. એક ચિતા ટાઢી પડી ન હતી ત્યાં બીજી ચિતા સળગી ઉઠી. દારૂણ શોકાનલમાં મારૂં દીલ બળવા લાગ્યું. સંસાર ઉપરથી મારા મનનો મોહ ઉડી ગયો. મન વિરક્ત બન્યું. સંસાર ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ કેટલાક મિત્રોની, કેટલાક સાધુ પુરૂષોની, કેટલાક બ્રહ્મ તેજ ભર્યા સન્યાસીઓની સલાહથી તે વિચાર માંડીવાળી મનની વ્યથા ભૂલવા વિદ્યાભ્યાસમાં ચિત્ત પરોવ્યું, અને ગૃહસ્થાશ્રમી બન્યો.

હું એમ. એ. એલ. એલ. ડી. થયો. કેટલોક સમય-કોલેજમાં પ્રોફેસરની પદવી ભોગવી. ત્યાર પછીથી કચ્છમાં મને દિવાનગીરી મળી.

સમય પોતાનું કામ કરતો હતો. તેણે મારી વેરની ધુન બુઝાવી. ગત વાત સંભાળવામાં શોક હતો. એટલે તેનો હું જીર્ણોદ્ધાર કરતોજ નહીં. વળી ક્ષમાના અનુપમ મંત્રોથી હું મારા મનને મનાવતો હતો, શાન્ત કરતો હતો. જ્યારે જ્યારે મને તે વાત સાંભળતી ત્યારે હું શેકસ્પીઅરની,

We do pray for mercy;
And that same prayer doth teach us all to render
The deeds of mercy.'

એ અનુપમ પદપંક્તિઓનું સ્મરણ કરતો, વિચારતો અને શાન્ત બનતો.

હું પેન્શન લઇ અમદાવાદમાં રહેવા આવ્યો. સુખમાં દીવસ નિર્ગમન થતા હતા. તેવામાં મારા પુરાણા વેરના બુઝાઇ જતા અંગારાને પ્રજ્વલિત કરે એવો પ્રપંગ બન્યો. મારામાં પુનઃ વેરની ધુન ચડી આવી. આ સમયે હું વેર લીધા સિવાય અન્ય કાંઇ પણ ઉપાય જોતો ન હતો.

મારો પુત્ર ગુણવંત મુંબાઇથી અહીંયાં આવતો હતો. કર્મ સંયોગે તેઓ જે ટ્રેનમાં આવતા હતા તેજ ટ્રેન છટોલા સ્ટેશન આગળ એક બારખાના સાથે અથડાઇ પડી. હજારો મનુષ્યોનો તે ભયંકર હોનારતમાં ભોગ થયો. ટ્રેનોના અથડાવાથી મારા પુત્રને સખ્ત ઇજા થઇ હતી. તેણે જીવવાની આશા પણ છોડી દીધી હતી. આ સમયે કૃષ્ણરાવ પણ તેના પાસેજ હતો. કૃષ્ણરાવને નહીં જેવીજ ઇજા થઇ હતી. મારા પુત્રે આથી વિશ્વાસથી તેને એક કાર્ય સોંપ્યું. તેની ઉપર એની સ્નેહદેવી શાન્તાના પત્રો આવતા હતા. એ શાન્તાનો શ્યામલાલ શેઠ સાથે વિવાહ થઇ ગયો હતો. આથી મારો પુત્ર શાન્તાને છેલ્લા પ્રણામ કરવા અને તેના પત્રો તેને સોંપી દેવા સારૂં અહીં આવતો હતો. પરંતુ તે પોતાનો આશય પૂર્ણ કરે ત્યાર પ્હેલાં રસ્તામાંજ મૃત્યુ સાથે વાતો કરવા લાગ્યો. આથી તેણે કૃષ્ણરાવને એ પત્રો શાન્તાને પાછા આપવાનું કાર્ય સોંપ્યું. કૃષ્ણરાવ વચન આપી મારા પુત્રને મુર્છામાં મુકી ત્યાંથી ચાલતો થયો. મારા પુત્રનું શું થયું તેની કોઇને ખબર ન પડી. કૃષ્ણરાવે આપેલું વચન તોડયું. વિશ્વાસનો ભંગ કર્યો. શ્યામલાલ શેઠને અને શાન્તાના પિતાને કંઇક બાબત માટે તકરાર

થઇ. આથી શ્યામલાલ શેઠે શાન્તા સાથેના સંબંધથી છૂટવા માટે કેસ માંડયો. કેસમાં વિજય મેળવવા માટે તેમણે શાન્તાને કલંકિત બનાવવાની યુક્તિ રચવા માંડી. એવામાંજ કૃષ્ણુરાવ પાસે પેલા કાગળોનું પેકેટ આવ્યું હતું. કૃષ્ણુરાવે શાન્તાના પિતાને ધમકી આપી કે મને વર્ષે દહાડે બે હજાર રૂપિઆ આપો, નહી તો શાન્તા અને ગુણુવંત વચ્ચે થયેલો પત્રવ્યવહાર હું જાણું છું અને તે હું શ્યામલાલ શેઠને જણાવી દઇશ; વળી મારી પાસે ગુણુવંત ઉપર આવેલા શાન્તાના પત્રોનું પેકેટ છે તે પણ હું શ્યામલાલ શેઠને સોંપી દઇશ; જો શાન્તાના પિતા આ માગણીથી સંમત ન થાય તો શાન્તાની જીંદગી કલંકિત બને અને તેના જીવનમાં ધુળ ભળે. આથી તેમણે લાચાર બની કૃષ્ણુરાવની માગણી કબુલ રાખી. આણી બાજુ શ્યામલાલ શેઠ શાન્તાને કલંકિત બનાવવા માટે ધમધોકાર પૈસાનો વ્યય કરતા હતા એવામાં કૃષ્ણુરાવને પૈસાની જરૂર પડી અને તેથી તેમણે શાન્તાના પિતા પાસે પૈસાની માગણી કરી. શાન્તાના પિતાએ ઠરાવ મુજબ પૈસા આપી દીધા હતા. તેથી તેમણે પસા આપવાની ના પાડી. કૃષ્ણુરાવે આથી ચિડાઇને શ્યામલાલ શેઠને એ પત્રો પચાસ હજાર રૂપિઆમાં વેચવાની ગોઠવણ કરી. આ વાત મારા જાણવામાં આવી. પત્રો જો બહાર પડે તો શાન્તા કલંકિત બને તેના સાથે મારા પુત્રના જીવનપર, મારા કુટુંબપર પણ શ્યામ ડાઘો પડયા વિના રહેજ નહિ. મને તે રૂચ્યું નહિ, શુદ્ધ હૃદયને કોઇ અશુદ્ધ ગણે તો તે શુદ્ધ વ્યક્તિને કેટલો સંતાપ થાય? મને પણ એમજ થયું. કૃષ્ણુરાવે મારા પુત્રને દગો દીધો હતો; અને હવે તેને પણ શાન્તાની સાથે કલંકિત કરવા તૈયાર થયો હતો. આથી હું મારા પુત્રનું વેર વારવા તૈયાર થયો મેં ન્યાયાધીશની પદવી ભોગવી છે. કયા મનુષ્યને કયા પ્રકારની શિક્ષા કરવી તે હું સારી પેઠે જાણું છું; ઇન્સાફની રાહે જોતાં મને જણાયું કે કૃષ્ણુરાવનું ખુન તો નજ થવું જોઇએ. આથી મેં તેને પત્રો સોંપી જવા ચેતવણી આપી, પણ પણ તેણે તો ચોખ્ખી ના જ પાડી. પૈસાના લોભીને સ્વાર્થમાં અંધ બનેલાને, ખરૂં ખોટું સુઝતું ન હતું. મેં તેને ચાર વખત ચેતવણી આપી પરંતુ તે નિરર્થક. અંતે તે પત્રો મેં ખરીદી લેવાનો વિચાર કર્યો પરંતુ તેમાં હું નિષ્ફલ નિવડયો. મને માલૂમ પડયું કે બીજે દિવસે સવારમાં એ પત્રો શ્યામલાલ શેઠને સોંપવાના હતા. આથી

અંતે હું ક્રોધવશ બની ગયો. મેં તેને છેલ્લી ચેતવણી આપી. એ કાગળમાં મારી અટકનો પ્રથમ અક્ષર લખેલો છે. એમાંથી ત્રણ નામ નિકળે એમ છે.

પ્રથમ. દેસાઈ.

બીજું. દુર્મદરાવ.

ત્રીજું. ધનજીભાઈ.

અરવિન્દે ખિસ્સામાંથી પોતાની ડાયરી કાઢી. કૃષ્ણરાવની રૂમની તપાસ કરતાં મળી આવેલી 'D' સંજ્ઞાની ચિઠ્ઠી રમણભાઈને બતાવી.

"હા તેજ ચિઠ્ઠી. મને પૂરો ભરૂસો હતો કે જો આ ચિઠ્ઠી પકડાય તો દુર્મદરાવ વકીલ યાતો ધનજીભાઈ પકડાય. પરંતુ સુભાગ્યે તેમ બન્યું જ નથી. કૃષ્ણરાવે મારી છેલ્લી ચિઠ્ઠીનો કાંઈ પણ જવાબ આપ્યો નહી. આથી બળતા હૃદયમાં ઘી હોમાયું. પૂરાણો ભડકો પૂરેપૂરો પ્રજ્વલિ થયો. ઇન્સાફમાં મને કૃષ્ણરાવનું ખૂન રેડવાનું યોગ્ય લાગ્યું.

તેજ દિવસે રાત્રિએ મારી પુત્રી સ્નેહલતા પણ પત્રો ખરિદી લેવાના આશયે કૃષ્ણરાવના મકાનપર આવી હતી. સ્નેહલતા અને શાન્તા બાલ સહચારીઓ છે. પોતાની સહચરીને માટે વિષ્ટિ કરવા સ્નેહલત્તા આવી હતી; પરંતુ તેની વિષ્ટીનું ફલ તો જુદુંજ નિવડયું. હું તૈયાર થઈ એલીસબ્રીજના પ્લેટફોર્મ ઉપર ફરતો હતો. મને ખબર મળી હતી કે કૃષ્ણરાવ સુમનગૌરીને ત્યાં ગયા છે. સુમનગૌરીને ત્યાંથી પાછા ફરતાં અહીં થઈને તે પસાર થશે એવો મને દૃઢ વિશ્વાસ હતો. મારી ધારણા ખરી પડી; કારણ કે અલ્પસમયમાં એક વિકટોરીયા બ્રિજ પાસે આવી પ્હોંચી. એકાદ બે પલમાં ગાડી મારી પાસે આવી. ચંદ્રના તેજને લીધે ગાડીમાં બેઠેલી વ્યક્તિને ઓળખતાં મને કાંઈ પણ હરકત નડી નહીં. ગાડીમાં બીજું કોઈ નહીં પણ કૃષ્ણરાવ પોતેજ હતા. હું એકદમ કૂદીને ગાડીમાં ચડી બેઠો. અને કૃષ્ણરાવ કાંઈ બોલે ત્યાર પહેલાં મેં તેનું મુખ દાબી દીધું, તેના ગળામાં મેં ફાંસો નાંખી દીધો અને એકાદ ક્ષણમાં તેને આ લોકમાંથી પ્રભુ દરબારમાં મોકલી દીધો. આ દરમ્યાન ગાડી બંગલા પાસે આવી પોંહોંચી. ગાડી ઝાંપા આગળ ઉભી રહી તેવામાં આંચકો આવવાથી ગાડીવાન પોતાની બેઠક ઉપરથી

ગરબડી ગયો. મેં તેને ક્લોરોફોર્મ સુંઘાડી વધુ બેભાન બનાવી તેજ અવસ્થામાં તેને રહેવા દીધો. ગાડી ઉભી રહી કે તુરત હું નીચે ઉતરી પડયો અને ગાડી નીચે સતાઇ ગયો.

આમ સંતાઇ રહેવાનું સબળ કારણ હતું. મેં એક બાઇને બંગલામાંથી બહાર આવતાં જોઇ. પણ એ તો સ્નેહલતા જ હતી. મારી પુત્રી આટલી મોડી રાત્રે અહિંયાં કેમ આવી હશે તેની મને શંકા થઈ આવી. આથી હું એકદમ ગાડી તળેથી બહાર આવ્યો અને સ્નેહલતાની પાસે ગયો. સ્નેહલતા મને જોઇ ચમકી. મેં તેને ત્યાં આવવાનું કારણ પૂછી લીધું. સ્નેહલતાએ બી'તે બી'તે મને આવવાનું પ્રયોજન જણાવ્યું. મેં પણ તેને મારા આગમનનું કારણ જણાવ્યું. સ્નેહલતાની દૃષ્ટિ તેવામાં અચાનક ઉભી રહેલી વિકટોરિયા ઉપર પડી. અંદર મૃતાવસ્થામાં અચેતન પડેલી વ્યક્તિને જોઇ તે ગભરાઇ ગઇ. હું તેનો ભાવ કળી ગયો હતો. મેં તેની શંકા દૂર કરવા અથ ઇતિ સર્વ વાત જણાવી. તે બિચારી અતિશય ગભરાઇ ગઇ. મેં તેને પાછી પાણી પીવા મોકલી અને હું ત્યાંથી ગુપચૂપ ચાલી નીકળ્યો. સ્નેહલતા ત્યાંથી પાછી ફરી અને થોડા દિવસ પછી અહીંથી સુંદરપુર જઇને રહેવા લાગી હું તે સર્વ જાણતો હતો. તેના અંતરમાં પોતાના પિતાના અઘોર કર્મને લીધે ઘણો ઉંડો ઘા થયો હતો. મારા જેવા નીચ પિતાની પુત્રીને કોણ ગ્રહણ કરશે એ પ્રશ્ન પણ મારા હૃદયને ઘણીવાર ડોલાવતો. પરંતુ મારી પુત્રીએ તે રાત્રિના બનાવ વિષે એક શબ્દ પણ કોઇને મ્હેઢે કહ્યો નથી. આજ સુધી તેના મૌનથી જ મારૂં ગર્હણીય ઘોર કૃત્ય મૌન રહ્યું છે."

રમણભાઇ પોતાનું અંતર જુસ્સાથી ઉઘાડતા હતા. બોલતાં બોલતાં શ્વાસ ચડતો હતો. અરવિન્દે તેમને પાણી પાયું. પાણી પી તે જરા શાન્ત બન્યા. વળી ધીમે ધીમે તેમણે બોલવું શરૂ કર્યું.

"દુર્મદરાવ વકીલ કૃષ્ણરાવ પાસેથી એ કાગળો મેળવવા પ્રયત્ન કરતો હતો. શ્યામલાલ શેઠે તેની નીચ વૃત્તિને તૃપ્ત કરવા ઘણી લાલચ બતાવી હતી. દુર્મદરાવ એવા સ્વાર્થના કામમાં ઘણોજ ખંતીલો હતો. મને તેના પ્રયત્નની ખબર મળી અને હું મારૂં કર્યું કારવ્યું ધુળમાં ભળેલું સમજવા લાગ્યો. જે કલંકમાંથી મારા પુત્ર અને શાન્તાને મુક્ત કરવા સારૂ હું ખૂની બન્યો હતો, તેજ કલંક પુનઃ મારા પુત્રપર, શાન્તા પર, અને મારા કુટુંબ પર ઝઝુમતું જણાયું.

આથી પુનઃ હું એ કલંકમાંથી શાન્તાને અને ગુણવંતને મુક્ત કરવા તૈયાર થયો. મેં દુર્મદરાયને પણ ચાર વખત ચેતવણી આપી. પરંતુ તેણે પોતાનું કાર્ય પડતું મુકવાની ના પાડી. આથી એનું પણ અંતે ખૂન કરવાની મને ફરજ પડી. સવિતાગૌરી! તમે હવે સમજશો કે પેકેટનાં માલીક કેટલાં નિર્દોષ છે."

સવિતાગૌરી વિચારશૂન્ય બની ગઈ હતી. અરવિન્દ અને નવનીત પણ રમણભાઈની વાત સાંભળી સ્તબ્ધ બની ગયા હતા.

"સવિતાગૌરી! વિશ્વાસથી આ સર્વ વાત મેં તમને જણાવી છે તમો ખૂનીનું નામ માગતાં હતાં. ખૂની તમારી સામે જ બેઠો છે. કેમ, હવે ખૂનીનું નામ જાણ્યું ને? હવે પેલું પેકેટ આપશો?" રમણભાઈએ કહ્યું.

"રમણભાઈ! શું કહું? તમે જ મારા સુખનો ધ્વંસ કરનાર! બસ, હવે મને વેર લેવાનું સ્થાન મળ્યું. રમણભાઈ! અલ્પ સમયમાં હું હવે મારૂં વેર વાળીશ તે યાદ રાખજો. લો, આ તમારૂં પેકેટ." સવિતાએ રેશમી દોરીથી બાંધેલું પેકેટ રમણભાઈ ઉપર ફેંક્યું. રમણભાઈ તેને કંઈ કહે ત્યાર પ્હેલાં તો તે ત્યાંથી તડિત્વત ત્વરિત ગતિથી અદૃશ્ય થઈ ગઈ.

અરવિન્દપ્રસાદ, નવનીતલાલ, અને રમણભાઈ સવિતાની પાછળ જોઈ જ રહ્યા હતા. તે દૃષ્ટિમર્યાદા બહાર ગઈ તોય પણ તેમની નજર તે જે દિશા તરફ વળી હતી તે તરફ ચોટી રહી હતી. કોઈ કાંઈ પણ બોલતું ન હતું. લગભગ અડધો કલાક આમ મૌનાવસ્થા ચાલુ રહી. અંતે રમણભાઈએ મૌનાવસ્થાનો ભંગ કર્યો.

"નવનીતલાલ! અરવિન્દપ્રસાદ! તમે મારા આ એકરારથી મારી ઉપર ગુસ્સે તો થયા નથી ને? નવનીતલાલ! હું મારો ગુન્હો કબુલ ન કરત, પરંતુ તેથી ધર્મ સંકટ આવતું હતું. એક બાજુ તમે વેરના ભોગ થઈ પડતા હતા અને બીજી બાજુ શાન્તા અને ગુણવંત ઉપર પુનઃ કલંક ઝઝુમતુ હતું. આથી ઉભય બાજુને નિર્દોષ વ્યક્તિઓને સંકટમાંથી મુક્ત કરવા-આત્મભોગ આપવા મેં નિશ્ચય કર્યો. સત્ય વાત મેં જણાવી. મારું નીચ કૃત્ય તમને જણાવ્યું. મારૂં હૃદય આજ સુધી ભારે રહેતું હતું. હવે જ તે હલકું થયું છે. મિત્રો! રમણભાઈને આ.ી ક્રૂર [illegible]

હતો." આટલું બોલતાં બોલતાં રમણભાઇની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. પુનઃ આંખો લુછી નાખી તેમણે કહેવા માંડયું.—

"અરવિન્દપ્રસાદ ! લો આ પેકેટ. ગુણવંત અને શાન્તા અન્યોન્ય જોડાય ત્યારે તે તેમને આપજો. પણ આટલું યાદ રાખજો. આ વાત ગુણવંત અગર મારી પુત્રીઓ સમક્ષ કોઇ દિન કરતા ના. તેઓ મને કલંકિત જોવા ઇચ્છતાં નથી. હવે મારે આ જીંદગી અલ્પ સમય ભોગવવાની છે. મને હવે જણાય છે કે મારૂં શરીર દિનપ્રતિદિન ઘસાતું જાય છે. મને અતિશય શ્વાસ ચડી આવે છે."

રમણભાઇ આગળ બોલવા જતા હતા તેવામાંજ એક માણસ એક ચિઠ્ઠી લઇને આવ્યો. સર્વનું ધ્યાન તે તરફ ખેંચાયું.

"કેમ, ભાઇ ! કોનું કામ છે?" નવનીતે આવનાર મનુષ્યને પ્રશ્ન કર્યો.

"રમણભાઇ હેઠતું કામ છે." આવનારે જવાબ આપ્યો.

"શું કામ છે?" રમણભાઇએ પુછયું.

"એક બાઇએ મને આ ચિઠ્ઠી આપવા મોકલ્યો છે." આવનાર માણસે ચિઠ્ઠી બતાવી.

રમણભાઇએ ચિઠ્ઠી લઇ આવનારને વિદાય કર્યો. બીજીજ પળે તેઓ ચિઠ્ઠી વાંચવા લાગ્યા.

જગાભાઇની પોળ. તા.

રા. રમણભાઇ વિગેરે.

હું વેર લેવાની ધુનમાં ગાંડી બની ગઇ હતી. પરંતુ હવે મને વિચાર કરતાં જણાય છે કે આપે યોગ્ય ઇન્સાફનોજ સત્કાર કર્યો છે; તો સત્ય ન્યાયનો જે સત્કાર કરે તેની ઉપર વેર કેમ લેવાય? પુનઃ ક્ષમા એ મનુષ્યનું ભૂષણ ગણાય છે તે વિચારે મને વેરને તિલાંજલી આપવા વધુ ઉશ્કેરી છે. વેર લેવા કરતાં મારા પ્રિયતમનું નામ સ્મરણ કરી કાંઇક જનસેવામાં દિન નિર્ગમન કરવામાં હું અધિક સુખ જોઉં છું. મારાં ચક્ષુનાં પડળ ઉઘડી ગયાં છે; વેરની અંધારી જનસેવાના ઉત્તમ પ્રકાશ આગળ નષ્ટ થઇ ગઇ છે. મારૂં શ્રેય હવે મારાથી સમજાય છે. અને તે પ્રાપ્ત કરવા હું જનસેવામાં પ્રવૃત્ત બનીશ.

એક પાપકર્મ આપણી વૃત્તિને અધિક પાપ આચરવા ઉશ્કેરે છે, લલચાવે છે. હું વેર લેવા ખૂન કરૂં યા કાંઇક નુકશાન કરૂં તે શું

પાપ નહિ? તે પાપ છુપાવવા હું અસત્યને ગ્રહણ કરૂં અને જગતથી બ્હીતી ફરૂં તે શું પાપ નહીં? આવાં ને આવાં પાપાગારમાં પ્રવેશ કરવાનો માર્ગ વેર છે; તે માર્ગનો હુ અનાદર કરૂં છું, અને "To err is humaue, to for-give divine." એ મંત્રને મારા હૃદયપર કોતરૂં છું. ક્ષમા અને જનસેવા એનેજ મારો જીવન મંત્ર બનાવીશ. પરોપકારનાં કાર્યો કરવાની આજથી હુ દીક્ષા લઉં છું.

આપને દીધેલી ધમકી માટે હુ આપની ક્ષમા યાચું છું. આપ કૃપા કરી મારી આ નમ્ર યાચનાનો સત્કાર કરશો એવી હું આશા રાખું છું. આપને હુ ક્ષમા આપું છું, અને આપના તરફથી હુંય પણ ક્ષમા યાચુ છું તો આપ આ રંક પુત્રી તરફ કૃપા બતાવશો.

લી. આપની પુત્રીવત્.

સવિતાના સ્નેહયુક્ત પ્રણામ સ્વિકારશો.

સવિતાગૌરી રમણભાઇને ત્યાંથી ચાલી નિકળી, ત્યાર પછી તેના મગજમાં તરંગોએ તોફાન મચાવ્યું હતું. સવિતાને વેરના વિચારોએ ગભરાવી દીધી. આમ વિચારોની ધુનમાં તે ચાલી જતી હતી તેવામાં '**क्षमा वीरस्य भूषणम्**' એ મધુરો મંત્ર તેના કર્ણ સાથે અથડાયો. મંત્રનું અમૃત કર્ણમાં રેડાયું. વિચારોનું તોફાન મંદ પડયું. દૈવયોગે, પ્રભુ કૃપાયે, એ શબ્દોએ સવિતાના કર્ણમાં પ્રવેશ કર્યો અને તેનાં જ્ઞાન ચક્ષુ ઉઘડયાં. વેરના વિચારોએ આ નૂતન વિચારને મારી હઠાવવાનો અતિશય મહાભારત પ્રયત્ન કર્યો. પરંતુ કઠોર હૃદયની બાલિકાનું હૃદય કોમળ બની ગયું. તેને નૂતન મંત્ર પસંદ પડયો. આથી તેણે વીરાંગના માફક વેરને તિલાંજલી આપી સાત્વિક ભાવને હૃદયમાં ગ્રહણ કર્યો. રમણભાઇ પાસેથી ક્ષમા યાચવા ગૃહે આવી એક પત્ર લખી નાખ્યો. એક માણુસ સાથે તેણે તે પત્ર રમણભાઇને બંગલે મોકલાવ્યો.

સવિતાગૌરીનો પત્ર વાંચી અરવિન્દપ્રસાદ, નવનીતલાલ, અને રમણભાઇ અતિશય આશ્ચર્ય પામ્યા. આજસુધી વેરની ધુનમા મસ્ત બનેલી બાળાનું મન આમ કોમળ બનેલું જોઇ કેમ આશ્ચર્ય ન ઉપજે? અંતે તો કોમળ હૃદય તે કોમળજ. રમણભાઇ તો પત્ર વાંચી નીચેની 'સ્કૉટ' કવિની લખેલી પદપંક્તિઓ લલકારના લાગ્યા.

'Oh woman! in our hours of ease
Uncertain, coy and hard to please,

And variable as the shade,
By the light quivering aspen made;
When pain and anguish wring the brow
A ministering angel thou.'

રમણુભાઇ સંગીત લલકારતાં લલકારતાં અચાનક ગભરી પડયા. અરવિન્દે એકદમ તેમને બેઠા કર્યા. નવનીતે ગુણુવંતને બૂમ પાડી. ગુણુવંત અને ગુણુવતી દોડી આવ્યાં. રમણુભાઇને ખુબ શ્વાસ ચઢી આવ્યો હતો. તેઓને અમુઝણુ થઈ આવી હતી; અમુઝણુમાં બેભાન બની ગયા. અરવિન્દે ગુણુવંતને દાક્તરને બોલાવી લાવવા મોકલ્યો. ગુણુવંતીને નવનીત બહાર લઇ ગયો.

રમણુભાઇની તબીયત તો વધુ બગડતી ચાલી. તેમની આંખો તણાવા લાગી. હાથ પગની નસો ખેંચાવા લાગી. હજી દાક્તર આવ્યા ન હતા. નવનીતને અરવિન્દે અંદર બોલાવ્યો. બન્ને યે થઇ રમણુભાઇને સચેત કરવા બનતા ઉપાયો યોજ્યા. પણુ સર્વ નિરર્થક. એટલામાં ગુણુવંત દાક્તરને લઇ આવી પ્હોંચ્યો. દાક્તરે રમણુભાઇની નાડી તપાસી દવા લખી આપી. દાક્તર ચાલતા થયા. ગુણુવંતે તુરતજ નોકરને દવા લઇ આવવા દોડાવ્યો.

રમણુભાઇને હવે કંઇક ભાન આવ્યું હતું. નોકર દવા લઇને આવ્યો. દવાના ઉપચારથી રમણુભાઇમાં કાંઇક વિશેષ સત્વ આવ્યું. તેમના મુખ ઉપર તેજ ફરકવા લાગ્યું. પરંતુ બુઝાતો દીપક જેમ વધુ તેજસ્વી બને છે તેવીજ રીતે તેમના મુખ ઉપર આ નૂતન તેજ સ્ફુર્યું હતું. તેમની પરિસ્થિતિ તેમની અંતિમ્ ઘડીની માર્ગદર્શક જેવી જ હતી. રમણુભાઇએ ગુણુવંતને છેલ્લી આજ્ઞા કરવા માંડી;—

"ભાઇ, ગુણુવંત! મને નથી લાગતું કે હું આજની રાત્રિ પણુ આ દેહ ધારી શકું. મારો જીવ ગભરાય છે. બેટા! હું તને શું કહું? તું સમજું છે. છતાં પણુ તને કહું છું. ભાઇ! તારી બ્હેનો ઉપર તું હેત રાખજે. તેઓને સ્નેહથી તૃપ્ત રાખજે. તેઓનું માયાથી રક્ષણુ કરજે. ગુણુવતીને તું યોગ્ય સ્થાને વળાવજે. અને......તારૂં... ભવિષ્ય પણુ...શાન્તા સાથે જોડજે. મેં શાન્તાના પિતાની સંમતિ લીધી છે. શાન્તા અને તું એક થઇ રહેજો. કદી કુસંપને ગૃહમાં દાખલ થવા દેશો નહીં. ખર્ચ પણુ જોઇનેજ કરજો. 'Cut your

coat according to your cloth.' એ અંગ્રેજી કહેવત સદા યાદ રાખજે. વળી તું ભણી ગયો છે તેજ ફરીથી તને આજ્ઞા રૂપે કહું છું.

'Give thy thoughts no tongue,
Nor any unproportione'd thought his act.
Be thou familiar, but by no means vulgar;
The friend thou hast, and their adoption tried,
Grapple them to thy soul with hoops of steel;
But do not dull thy palm with entertainment,
Of each new hatch'd, unfledg'd comrade. Beware
Of entrance to a quarrel, but, being in,
Bear't that th'opposed may bewar of thee.
Give every man thine ear, but few thy voice;
Take each man's censure, but reserve thy judgement.
Costly thy habit as thy purse can buy,
But not express'd in fancy; rich, not gaudy;
For the apparel oft proclaims the man.
× × × × ×
Neither a borrower, nor a lender be;
For loan oft loses both itself and friend;
And borrowing dulls the edge of husbandry.
This above all; to thine ownself be true,
And it must follow, as the night the day,
Thou canst not than be false to any man.'

આ વાકયો તને જીવનમાં અતિ ઉપયોગી થઇ પડશે. વત્સ ! આ આજ્ઞાઓનું, શિક્ષા વચનોનું તું પાલન કરજે. ભાઇ ! આ તારા પિતાની છેલ્લી આજ્ઞાઓને તું તારા અંતરમાં કોતરી રાખજે."

રમણભાઇને પુનઃ શ્વાસ ચઢી આવ્યો. ગુણવંત સબાષ્પનયને પિતાની આજ્ઞાઓ શ્રવણ કરતો હતો. તે પોતાના પિતાને શાન્ત પાડવા લાગ્યો અરવિન્દ અને નવનીત પણ ઉપચારો કરવામાં ગુંથાયા.

"પિતાજી ! આપની આજ્ઞાઓ નહીં ભુલું. પણ બાપુ ! આપ સ્વસ્થ થાઓ, શાન્ત થાઓ." ગુણવંતે પિતાની આજ્ઞા માથે ચઢાવી.

અરવિન્દ પણ રમણભાઇને શાન્ત પાડવા યત્ન કરવા લાગ્યો.

"અરવિન્દપ્રસાદ ! હું શું સ્વસ્થ થાઉં ? મારી અંતિમ ઘડી આવી પ્હોંચી છે. અરવિન્દપ્રસાદ ! હું તમને પણ એક કાર્ય સોંપું છું. સ્નેહલતાને હું આજથી તમને સોંપું છું. તમે મારા એ કોમળ પુષ્પને સંભાળજો." રમણભાઇની આંખમા અશ્રુ આવી ગયાં. અરવિન્દે સ્નેહલતાને સ્વિકારવાનું વચન આપ્યું.

"મારી ગુણવતીને બોલાવો. હું તેને છેવટનો ભેટી લઉં." રમણભાઇએ ગુણવતીને બોલાવવા કહ્યું.

નવનીત્ ગુણવતીને બોલાવી લાવ્યો. રમણભાઇએ તેના કપોલ અને લલાટ પર હેતથી ચુંબન કર્યું. ગુણવતી પોતાના પિતાની સ્થિતિથી ગભરાઈ ગઇ. તેનાં ચક્ષુમાંથી અશ્રુબિંદુઓ દડદડ સરવા લાગ્યાં.

"બેટા ! રડના. ગુણવંતને તું પજવતી ના હોં."

"પિતાજી ! પિતાજી ! આ...પ..." ગુણવંતી આગળ કાંઇ બોલી શકી નહીં. તેનો કંઠ ભરાઇ આવ્યો. ડુસકે ડુસકે તે રડી પડી.

"બેટા ! શાન્ત થા. રડના. અરવિન્દપ્રસાદ ! આપ આ મારી પુત્રીના ગુરૂ બન્યા છો તેમજ ભવિષ્યમાં પણ તમે જ તેના ગુરૂ બનજો. તેને આપના આશ્રયમાં જ સોંપું છું. તમે તેને યોગ્ય સ્થાને વળાવજો."

અરવિન્દે રમણભાઇની માગણી કબુલ રાખી. રમણભાઇએ પાણી પીવાનું માગ્યું. પાણીનો એક ઘુંટડો પીધો ને તેમનું અંગ શિથિલ બનવા લાગ્યું. ગુણવતીને લઇ નવનીત બહાર ચાલ્યો ગયો. રમણભાઇનાં ચક્ષુ ગળવા લાગ્યાં. તેમની જીભ ટુંકાવા લાગી.

"ભાઇઓ...!...જા...ઉં...છું...પ્ર...ણામ...પ્રભુ !...પ્રભુ ! ...પ્ર..."

'પ્ર'ના ઉચ્ચાર સાથેજ રમણભાઇનો અમર આત્મા જડ દેહને ત્યજી આ ફાની દુનિયામાંથી પરમાત્માના અમર ધામમાં ચાલ્યો ગયો.

ગુણવંત અને ગુણવતીનાં ચક્ષુમાંથી શ્રાવણ ભાદરવો વર્ષવા લાગ્યો. અરવિન્દ અને નવનીતનાં ચક્ષુમાંથી પણ અનવરત શોકની ધારાઓ નિકળવા લાગી. પરંતુ તેઓનું સર્વ રૂદન નકામું હતું. ગયા તે ગયા જ; સદાને માટે આ જુઠી જંજાળના પાસમાંથી છૂટીને ગયા.

---

# પ્રકરણ ૧૬ મું.

## ઉપસંહાર. પ્રણય ગ્રંથન.

The Fountains mingle with the river
And the rivers with the ocean,
The winds of heaven mix for ever
With a sweet emotion;
Nothing in the world is single,
All things by a law divine
In one another's being mingle—
*P. B. Shelley.*

રમણભાઇનો અમર આત્મા સ્વર્ગે સિધાવ્યો. તેમના મરણના સમાચાર આખા નગરમાં ફેલાઇ ગયા. બીજે દિવસે તેમના માનમાં આખા શહેરમાં હડતાલ પડી. ગુણવંતની ઉપર ઉપરા છાપરી દિલાસાના કાગળોના થોકડા આવવા લાગ્યા. ગુણવંતના હૃદયને હજી શાન્તિ મળી ન હતી. પોતાના પિતાની ખોટ હવે તેને લાગવા માંડી. ગુણવતીને પણ તેમના મૃત્યુથી અધિક આઘાત થયો હતો. રમણભાઇએજ ગુણવતીને ઉછેરી હતી. બિચારી બાળાએ માતાનું સુખ દીઠું ન હતું. તેના લાડકોડ રમણભાઇએજ પૂરા પાડયા હતા. તેના હૃદયને ત્યારે કેટલો શોક થતો હશે ? બિચારી રંક બાળા

---

ભાવાર્થ:— તોટક છંદ.

ઝરણાં મધુરાં નદીને મળતાં,
સરિતા—જલ સાગરમાં ભળતાં;
ગગને અનિલો થઇ એક રહે,
નિજ અંતરમાં સુરવાસ લહે.
નવ આ જગમાં નિજ સાથી—વિના,
ટકી કયાંઇ શકે ચિજ કોઇ જરા,
અતિ દિવ્ય અલૌકિક બંધનથી,
ભળી જાય પરસ્પર અંતરથી.

હિઝરાતી હતી, અમુઝાતી હતી અને વારંવાર મુક્ત કંઠ રડતી હતી. સ્નેહલતાનું હૃદય પણુ તેટલુંજ શોક સાગરમાં ડૂબેલું હતું. કુસુમાવલી અને રમાનાં હૃદયને પણુ પિતાના મૃત્યુથી અધિક સંતાપ ઉપજ્યો હતો.

રમણુભાઇની ઉત્તરક્રિયા થઇ ગઇ. દિવસ ચાલ્યા તેમ તેમ ગુણુવંત અને ગુણુવતીના હૃદયના ઘા રૂઝાવા લાગ્યા. ગુણુવતી હવે સ્નેહલતાની સાથે અત્યંત સ્નેહથી બંધાઇ હતી. ગુણુવંત, સ્નેહલતા અને ગુણુવતી 'શાન્તિ સદન'માંજ રહેતાં હતાં. કુસુમાવલી અને રમાએ હવે ઘણું ખરૂં શ્વસુર ગૃહ વ્હાલું કર્યું હતું. તેઓ કાંઇ કાર્ય પ્રસંગે 'શાન્તિ સદન'માં પધારતાં. અરવિન્દ અને ગુણુવંત તો દિવસમાં એકાદ સમય પણુ મળ્યા સિવાય રહેતા નહીં. ગુણુવતી નિત્ય નિયમ પ્રમાણે પોતાના ગુરૂ પાસેથી શિક્ષણ લેવાનું ચુકતી ન હતી. સ્નેહલતા અને અરવિન્દનો સસ્મિત વિનોદ તો નિશદિન વૃદ્ધિજ પામ્યા કરતો હતો. પ્રસંગોપાત્ નવનીતલાલ અને હસમુખરાય પણુ પોતાના પૂનિત પાદની 'શાન્તિ સદન'માં પધરામણી કરાવતા હતા.

શાન્તાના પિતા નડીયાદથી અમદાવાદ આવી ગયા. શુભસમયાનુસાર તેમણે શાન્તાનું ગુણુવંત સાથે વેવીશાળ કરી દીધું. ગોળધાણા વ્હેંચાયા અને અરવિન્દ વિગેરે ગુણુવંતના મિત્રોને ઉજાણી પણુ મળી.

લગ્ન દિવસ પાસે આવતા ગયા. સ્નેહલતાનું હૃદય હર્ષથી ગાંડુ ઘેલું બની ગયું હતું. પોતાની સહચરી શાન્તાને સુખી જોવાનો દિવસ આવ્યો હતો. ગુણુવતી તો હર્ષમાંને હર્ષમાં આમ તમ દોડતી, કુદતી અને નાચતી. તેના ઉમંગનો હર્ષનો પાર ન હતો. પોતાના ભ્રાતને પરિણીત જોવાની ઉત્સુક્તા એને આનંદના અગાધ જલમાં તાણીને લઇ જતી હતી.

શાન્તાના હૃદયની વાત તો કોણુ જાણે? તેના હૃદયના ભાવ, હર્ષોર્મિઓ, અને અનેક રંગી સુખ પૂર્ણ આશાઓ ચિતરવા મનુષ્યની કલમ અશક્ત છે. ગુણુવંતનો હૃદય વિકાસ પણુ શાન્તાના જેટલોજ હતો.

અરવિન્દ આજે ગુણુવંત પાસે આવ્યો. ગુણુવંતને તે બેઠકમાંથી પાસેના રૂમમાં લઇ ગયો. ગુણુવંત આમ કરવાનું કારણુ સમજ્યો નહીં. જીજ્ઞાસા પૂર્ણ હૃદયે તે અરવિન્દને એનું કારણુ પુછવા લાગ્યો.

"ગુણવંત! આજે તને એક વાત કહેવાની છે." રૂમમાં દાખલ થતાંજ અરવિન્દે વાત ઉપાડી.

"શી વાત?" ઉત્સુકતાથી ગુણવંતે પ્રશ્ન કર્યો.

અરવિન્દે ખિસ્સામાંથી રેશમી દોરીથી બાંધેલું એક પેકેટ કાઢયું.

"ગુણવંત! આ પેકેટને ઓળખો છો?" પેકેટ બતાવતાં અરવિન્દે પ્રશ્ન કર્યો.

"હા, હા, આ તો પેલું જ પેકેટ. મેં આજ પેકેટ કૃષ્ણરાવને આપ્યું હતું. સવિતાગૌરીએ તે પાછું આપ્યું કે શું?" ગુણવંત આશ્ચર્ય પામી બોલ્યો.

"હા, સવિતાએ જ તે પાછું આપ્યું છે, આ તેજ પેકેટ હોય કે નહીં?"

"હા, હા, તે જ." ગુણવંતે પેકેટ હસ્તમાં લઇ તપાસી જોયું.

"ઠીક ત્યારે. તમોને સતાવનાર, દુઃખી કરનાર અને કલંક દેવા તૈયાર થનાર આ પેકેટનો હવે વિનાશ થવો જ જોઇએ." અરવિન્દે હસતાં હસતાં કહ્યું. બીજી પળે તેણે દીવાસળી સળગાવી પેકેટને ચાંપી. એકાદ મીનીટમાં પેકેટ બળીને ભસ્મ થઇ ગયું.

"અરવિન્દપ્રસાદ! સવિતાગૌરી તો પેકેટ આપવા ના પાડતી હતી. ત્યારે તેણે માન્યું શી રીતે?" કુતૂહળ પૂર્ણ હૃદયે ગુણવંત પુછવા લાગ્યો.

"તેને યુક્તિસર સમજાવી દીધી."

"શી યુક્તિથી?"

"તે હું કહી શકું એમ નથી. આ પેકેટ તમારા પિતાજીએ તમારા લગ્ન સમયે તમને આપવાનું મને જણાવ્યું હતું. આજે મેં તમારા સમક્ષ એ કાગળોનો વિનાશ કરી નાખ્યો છે." અરવિન્દ બોલ્યો.

"એ વાત પછી પરંતુ સવિતાગૌરી પાસેથી આ કાગળો શી રીતે પાછા આવ્યા તે મને જણાવો." ગુણવંતે હઠ લીધી.

"તમારા પિતાએ તે વાત કોઇ અન્યને જણાવવાની મને મના કરી છે. છતાં જો તે વાત જાણવી હોય તો સ્નેહલતાને પુછી જો જો. તે સર્વ વાત જાણે છે. હું તો તમારા પિતાજીને આપેલો વિશ્વાસ ભંગ નહીં કરૂં."

ગુણવંતે આથી તે પરત્વે અરવિન્દ કાંઇ પણ પુછવાનું માંડી વાળ્યું. અલ્પ સમક બાદ સ્નેહલતા ત્યાં આવી ચઢી. ગુણવંતે મહા મહા મુશ્કેલીએ તેના મુખમાંથી 'પત્રોની પ્રાપ્તિ કેવી રીતે થઇ' તે વાત કઢાવી. સ્નેહલતાની વાત સાંભળી ગુણવંતનાં નેત્રમાં અશ્રુ આવી ગયાં. પુત્ર વત્સલ પિતાએ પોતાના પુત્રના સુખ માટે કેવું સાહસ ખેડયું હતું તે જાણી તે ચકિત થઇ ગયો. 'છોરૂં કછોરૂં થાય પરંતુ માતા પિતાનો પ્રેમ ન જાય' એ જગતવાણીની સત્યતાનો પ્રત્યક્ષ પુરાવો ગુણવંતે અનુભવ્યો.

* * *

આજે ગુણવંતનાં લગ્ન છે. શાન્તિસદનમાં દોડધામ ચાલી રહી છે. મ્હેમાનોથી 'શાન્તિ સદન' ભરાઇ ગયું છે. 'શાન્તિ સદન' પણ આ લગ્નોત્સવમાં આનંદભર્યો ભાગ લેતું હોય તેમ જણાતું હતું. તેને દીપકરાજીથી શણગારી દેવામાં આવ્યું હતું સર્વત્ર મંગલ ધ્વનિ સંભળાતા હતા. સ્ત્રીઓ મંગલ ગીતોના મધુર સ્વરો શ્રોતાજનોને સંભળાવતી હતી. વાજીંત્રોમાંથી પણ મધુરા મગલમય નાદ સ્ફુરતા હતા. સ્નેહલતા, કુસુમાવલી, રમા અને ગુણવતી કાર્યમાં મશગુલ જણાતાં હતાં. પ્રમાદસુંદરી ગૃહકાર્યમાં સર્વની નેતા બની હતી. અરવિન્દને માથે વ્યવસ્થાનો બોજો આવી પડયો હતો. હસમુખરાયને શિર નિમંત્રિત ગૃહસ્થોને સત્કારવાનું કાર્ય નાખવામાં આવ્યું હતું. નવનીતલાલને પણ તેમના યોગ્ય કાર્ય સોંપ્યું હતું.

લગભગ રાત્રિના નવ વાગે વરઘોડો ચઢયો. વાજીંત્રોના મધુર નાદ શ્રવણ કરી જનસમાજ દોડી દોડી જોવા આવતું હતું. સ્ત્રીમંડળમાં મધુર ગીતોના દીવ્ય સ્વરો ગુંજતા હતા. ગુણવતીનાં અનેરાં ગીતો ઝીલાતાં હતાં. ધીરે ધીરે વરઘોડો હવેલીની પોળ આગળ આવી ઉભો રહ્યો.

રઘુનાથ કાકા શાન્તાનું કન્યાદાન આપનાર હતા. આથી લગ્ન સ્થાન પણ તેમણે પોતાને ત્યાંજ રાખ્યું હતું. રઘુનાથ કાકા હવેલીની પોળમાંજ રહેતાહતા. વરઘોડો પોળ પાસે આવી ઉભો રહ્યો. ગુણવંતરાયને પોંકી લેવાની ક્રિયા થઇ. તે ક્રિયા પૂર્ણ થતાં તેમને મ્હેંાંયરામાં લઇ જવામાં આવ્યા. વેદોચ્ચારના મધુર મંત્રોનું બ્રાહ્મણોએ ઉચ્ચારણ કરવા માંડયું. વેદમંત્રની, અગ્નિદેવની, વિશ્વદેવની અને જગતની સમક્ષ શાન્તા સાથે

ગુણવંતનું જીવન જોડાયું. સપ્તપદી અનુસાર તેઓએ અન્યોન્ય પ્રતિજ્ઞાઓ કરી, દ્વૈતમાંથી અદ્વૈત બનવાના સંકલ્પ કર્યા. ચિરવાંછિત સંયોગમાં તેઓ ઉભયયુક્ત બન્યાં. દુધમાં સાકર ભળી. સ્નેહી યુગલની આકાંક્ષાઓ પૂર્ણ થઇ; તેઓની હૃદયની આશાઓ ફલિભૂત થઇ.

ગુણવંતના લગ્ન પછી એકાદ માસે અન્ય યુગલ પણ જોડાયું. પુનઃ આજે દુધમાં સાકર ભળી; સરિતા સાગરને મળી. અરવિન્દને સ્નેહલતા સોંપવામાં આવી. પ્રમાદ સુંદરીએ કન્યાદાન દીધું. સ્નેહલતાના સ્નેહમય મંત્રના અલૌકિક સ્વરમાં ઉભયનાં જીવન લીન થયાં; તેના સ્નેહરસના ઝરણમાં ઉભેયનાં જીવન વ્હેવા લાગ્યાં, અને અનુપમ રસથી આર્દ્ર બની ગયાં. અજય જણાતી સ્નેહલતા આજે અરવિન્દથી જીતાઇ.

અરવિન્દે એક બંગલો વેચાતો રાખી તેને સર્વ રીતે શણગારી દીધો. સર્વ શણગારમાં એક અનુપમ શણગાર દિવાનખાનાની શોભાને અધિક શોભાયમાન બનાવતો હતો. એ શણગાર તે સ્નેહલતાની આકૃતિ—ગુણવતીનું ચિત્રપટ—અરવિન્દને સ્નેહલતાનું ઓળખાણ આપનાર દિવ્ય તસવીર. દિવાનખાનાની એક બાજુએ મધ્યમાં સર્વની નજરે પડે તેમ તે આકૃતિ ટાંગવામાં આવી હતી.

અરવિન્દ અને સ્નેહલતા અનુપમ સુખાર્ણવમાં ન્હાતાં હતાં. ગુણવતી પણ પોતાની ભગિનીની સાથે અરવિન્દપ્રસાદને ત્યાં રહેતી હતી.

એક દિવસ સાંજે અરવિન્દને કાંઇ કાર્યસર મીલમાં વધુ રોકાવું પડયું. ગુણવતી આજે પોતાના ભાઇને ત્યાં ગઇ હતી. સ્નેહલતા આથી એકલી પડી. અરવિન્દની વાટ જોઇ તે થાકી નવ વાગ્યા પણ અરવિન્દ આવ્યો નહી. આથી તેને ચટપટી થવા લાગી. બારીએ આવી તે બહાર રસ્તા ઉપર દૃષ્ટિ નાખતી અને નિરાશ બની પાછી ફરતી. અંતે એક પુસ્તક લઇ પલંગપર સુતી સુતી વાંચવા લાગી. વાંચતાં વાંચતાં તે નિદ્રાવશ બની ગઇ.

અરવિન્દ કાર્યથી પરવારી પોતાને બંગલે આવ્યો. આજે સ્નેહલતા તેને નિત્ય નિયમ પ્રમાણે દ્વારમાં સત્કારવા ન આવી તેથી તે વિસ્મય પામ્યો. ધીરે ધીરે તે ઉપર મેડે ગયો. રૂમમાં જઇ જુએ છે

તો સ્નેહલતા નિર્દોષતાની પુતળી સમાન પલંગપર ભરનિદ્રામાં પડી હતી. તેનું સૌન્દર્ય ભર્યું મુખ દીપક જ્યોતિના પ્રકાશથી વધુ તેજસ્વી અને સુંદર જણાતું હતું. નિદ્રામાં પણ તેના મુખારવિન્દપર સ્મિતહાસ્ય છવાયેલું હતું. પુસ્તક તેની છાતીપર પડ્યું પડ્યું તેનાં પીન પયોધરને ભેટતું હતું. તેના સાળુનો પાલવ ઉભય પાદ વચ્ચે સરિતા સમ સરી જતો હતો. તેનું આ અત્યુત્તમ અનુપમ સૌન્દર્ય નિહાળી અરવિન્દ વિવશ બની ગયો, અને ઉન્મત્ત બની સ્નેહલતાના અધરોષ્ટપર તેણે ચુંબન કર્યું. સ્નેહલતા ચમકી બેઠી થઇ ગઇ. અરવિન્દને જોઇ શરમાઇ ગઇ.

" વ્હાલા ! આટલું બધું મોડું કેમ ? "

" મીલમાં જરાક કામ હતું. દેવી ! "

સ્નેહલતા બીજો કાંઇ પણ પ્રશ્ન કર્યા સિવાય તેને સ્નેહથી રસોડામાં લઇ ગઇ. સ્નેહથી થાળી પીરસાઇ. પિરસતાં પિરસતાં સ્નેહલતાના મુખપર સ્મિત છવાયું.

" લતા ! યાદ આવે છે તે દિવસ અને તારો પ્રશ્ન, ભોજન તો ભાવે છે ? " અરવિન્દે સસ્મિત પ્રશ્ન કર્યો. સ્નેહલતા શરમાઇ ગઇ અને બોલી;—

" ના ભાવે તોય પણ અમે તો તમને જબરજસ્તીથી ખવડાવીએ. "

" આજ કાલ તો ત્રિયારાજ ચાલે છે ને ? "

" હા...સ્તો..." હસતાં હસતાં સ્નેહલતાએ પ્રત્યુત્તર આપ્યો. અરવિન્દ પણ હસ્યો. એ હાસ્યમાં કેટલું બધું જીવન સુખ અનુભવાતું હતું !

અરવિન્દ જમી રહ્યો એટલે સ્નેહલતા જમવા બેઠી. જમતાં જમતાં તે હાસ્ય વિનોદ કરતી હતી, જમી પરવારી તેણે નોકરને બોલાવી વાસણ માંજવા સોંપી દીધાં. અરવિન્દ અને લતા—ઉભય મેડે પધાર્યાં.

અદ્વૈતના રસમાં ઝીલતાં દંપતી સાચાં સિતારામજ ગણાય. સિતારામ સરિખુ સ્નેહલતા અને અરવિન્દનું યુગ્મ અત્યારે સ્નેહઝુલાપર ઝુલતું અને અનુપમ જીવન સુખ અનુભવતું હતું.

" વ્હાલા ! લતાને તમે જીતી શક્યા હાં. " અરવિન્દને કંઠે વળગી પડતાં સ્નેહલતા બોલી.

"એ તારી કૃપા, દેવી!" સ્નેહલતાને પોતાની છાતી સાથે દબાવી તેના લલાટપટપર ચુંબન કરતાં અરવિન્દ બોલ્યો.

અલ્પ સમય તો ઉભય તારા મૈત્રીમાં લીન થયાં.

"લતા! તારે તો યોગિની થવું હતું ને?" અરવિન્દે પ્રશ્ન કર્યો.

"હું તો, દેવ! આપના પ્રેમની યોગિનીજ છું, આપના પ્રેમની ભિક્ષુણી છું, આપની દાસી છું, આપ જે કહો તે છું." સ્નેહલતાએ સ્નેહથી જવાબ આપ્યો.

"પણ લતા! હું પુછું તેનો સત્ય પ્રત્યુત્તર આપીશ?"

"કેમ ન આપું? વ્હાલા! અમારી જીવનદીક્ષા આપની આજ્ઞાઓનું પાલન કરવાનીજ છે." સ્નેહલતાએ કહ્યું.

"તને ખોટું નહીં લાગે?"

"તમારી ઉપર ખોટું લાગે? કદી નહીં, આપ એવો સંશય કદી પણ મનમાં લાવતા ના."

"ત્યારે લતા! તું મને પરણવાની કેમ ના પાડતી હતી? તું યોગિની થવાનું કેમ જણાવતી હતી?" અરવિન્દે પૂછ્યું.

"મારા નાથ! એ વાત મારા અંતરમાં પણ ખુંચતી હતી. મારૂં મન 'કહું કહું' કરી રહ્યું હતું પરંતુ મારાથી હિંમત ધરીને એ વાત આપને કહેવાતી ન હતી. વ્હાલા! હું કલંકિત—ખૂની પિતાની પુત્રી છું તે આપ જાણો છો. મારા જેવી કલંકિતને આપ ગ્રહણ કરો તો જગતમાં આપને શિર પણ કલંક આવે એવું મારૂં ધારવું હતું."

"ઓ હો હો હો એજ ને?"

"ના, ના એટલુંજ નહી, પરંતુ બીજુ પણ એક સબળ કારણ હતું."

"શું?" જીજ્ઞાસુ હૃદયથી અરવિન્દ બોલ્યો.

"વ્હાલા! શાન્તાની જીવન કથા આપ જાણો છો. તે મારી બાળ સહચરી છે. દિન પ્રતિદિન તેના તરફ મારી મમતા વૃદ્ધિ પામતી હતી. હું મારા ભાઇને અતિ સ્નેહથી ચાહતી હતી અને હજી પણ તેને એટલાજ નિખાલસ ભગિની પ્રેમથી ચાહું છું. ગુણવંત અને શાન્તા અન્યોન્ય પ્રણય દૃષ્ટિથી નિહાળવા લાગ્યાં. હું તેમના એ હૃદય ભાવ સમજી ગઇ. મારી સહચરી મારા બંધુ સાથે જોડાય તેમાં

મને વધુ આનંદ હતો. આથી મેં સંકલ્પ કર્યો કે જ્યાં સુધી શાન્તા સાથે ગુણવંતનું લગ્ન ન થાય ત્યાં સુધી મારે પરણવું નહિ. બિચારી શાન્તાના વિરહ દુઃખથી આપ પરિચિત છો. મારી સહચરીને દુઃખી જોઇ મને દુઃખ થતું હતું. તેને સુખી કરવાના ઉપાય હું યોજતી પણ તે નિરર્થક નિવડતા આથી મારા સંકલ્પને હું વળગી રહી. જ્યાં સુધી શાન્તા સુખી ન થાય ત્યાં સુધી મારે પરણવું નહીં એવો મેં પુનઃ દૃઢ નિશ્ચય કર્યો. મને એમ ખાત્રી હતી કે શાન્તા સુખી થનાર નથી અને તેથી હું મારા દૃઢ નિશ્ચયને વળગી રહી હતી. એક આ સંકલ્પને લીધે ના પાડતી હતી અને બીજું મારા પિતાના કલંકને લીધે આપને પરણવા ના પાડતી હતી. જો હું તમને કારણ જણાવું તો તો મારે શાન્તાની જીવન કથા અને મારા પિતાનું કલંક તમને જણાવવું પડે. આથી મેં આપની પાસે સર્વ બિના છુપાવી હતી. મારા નાથ! પ્રભુ! મને એ દોષ માટે ક્ષમા આપશો?" અરવિન્દના વક્ષ સ્થળપર પોતાનું મસ્તક રાખી અનિમિષ લોચને અરવિન્દના મુખારવિન્દ સામુ જોતી સ્નેહલતા બોલી.

"જા, જા, ગાંડી! એમાં માફી શેની?"

"તમને મારા સંકલ્પને લીધે યાતો મારા પિતાના કલંકને લીધે મારી ઉપર તિરસ્કાર તો આવતો નથી ને?"

"ના, ના, વ્હાલી! કદી પણ તારા ઉપર તિરસ્કાર આવેજ નહીં. પ્રિય! તું તો

"તું મુજ જીવન, તું મુજ જીવિત, તું કૌમુદી મુજ નેત્ર તણી."

અરવિન્દે સ્નેહથી સ્નેહલતાને પોતાના હૃદય સાથે દબાવતાં કહ્યું.

"ત્યારે મને માફી કેમ નથી આપતા? વ્હાલા!"

"શા ગુન્હા બદલ?"

"મેં તમારાથી મારી જીવન કથા છુપાવી તે માટે."

"લે આ માફી. હવે થયું? મારી સ્નેહ દેવી! મારી પ્રેમ યોગિની!" સ્નેહલતાને પુનઃ હૃદય સાથે દબાવતાં અરવિન્દે તેના કપોલપર અને અધરોષ્ટપર ચુંબન કર્યાં. એ ચુંબનમાં દૈવી આહ્લાદનો વિકાસ થયો. ઉભયના નેત્રો, હૃદયો, અંગો તારામૈત્રી રચવા લાગ્યાં.

× × × × ×

વાંચક વૃંદ! આપણી વાર્તાનો હવે અંત આવે છે. વધુ કંઇ

પણ કહેવાનું રહેતું નથી. માત્ર કથામાં આવેલી વ્યક્તિઓ વિષે કાંઇક જણાવી આ કલમ અટકી જશે.

× × × × ×

ધનજીભાઇ ધનના લોભમાં આમ તેમ ગોથાં ખાતા હતા. ભેદ ભર્યાં કાગળો મેળવવા તેમણે મહાભારત શ્રમ ઉઠાવ્યો હતો પરંતુ છેવટે થાકીને બેસી રહ્યા. મીલની નોકરીમાંથી તેમણે કાંઇક ધનો પાર્જન કર્યું હતું. તે પૈસાથી તેઓ કાઠીઆવાડમાંથી એક સ્ત્રી પરણી લાવ્યા; પણ લોભીયાને ત્યાં ધુતારા ભૂખે ન મરે તેમ તે સ્ત્રી તેમને ત્યાંથી વાળી ઝુડી સાફ કરી સર્વ માલમતા લઇ નાશી ગઇ. ભાઇ તો હાથ ઘસીને રડતા રહ્યા. હવે તેમને કંઇક અકલ આવી અને અરવિન્દ પ્રસાદને ત્યાં નોકરીમાં દાખલ થયા.

× × × × ×

નવનીતલાલની પેઢી ધમધોકાર ચાલે છે. થોડા દિવસ ઉપર તેઓ પણ એકના બે બની ગયા છે અને ગૃહસ્થાશ્રમના અનુપમ સુખનો લ્હાવો ગ્રહણ કરે છે.

× × × × ×

હસમુખરાયની હાસ્યપ્રદ પ્રકૃતિ હજી જેવીને તેવીજ રહી છે, તેઓ વારંવાર અરવિન્દને ત્યાં પધારી પોતાની હાસ્યપ્રદ પ્રકૃતિનો સ્વાદ સર્વને ચખાડે છે.

× × × × ×

ગુણવંત અને શાન્તાની જીવન નૌકા સુખમય પ્રણય વહનમાં વહ્યાં જાય છે.

× × × × ×

સવિતાગૌરી 'વનિતા વિશ્રામ' માં દાખલ થઇ હતી. હાલ તે 'વનિતા વિશ્રામ' ની અધ્યક્ષિણી બની છે. સ્ત્રીમંડળમાં તે સર્વત્ર દેવી તરીકે પૂજાય છે. સ્ત્રી સમાજની સુધારણામાં તે આગેવાન ભર્યો ભાગ લે છે. તેના બ્રહ્મચર્ય વ્રતથી, મનોનિગ્રહથી, જ્ઞાનથી અને તેનાં જનસેવાનાં કાર્યથી તેની કીર્તિ દશે દિશામાં છવાઇ રહી છે.

+ + + + +

ગુણવતી—અરવિન્દની શિષ્યા—અરવિન્દની ભગિની ગુણવતી અભ્યાસમાં ઉતીર્ણ થઇ છે. તેનું કન્યા વય હવે બદલાઇ ગયું છે. તેનું વાગ્દાન થઇ ચુક્યું હતું. અલ્પ સમય પછી તે પારકુ ધન તેના માલિકને સોંપવાનું હતું.

સ્નેહલતા અને અરવિન્દની સ્નેહમૂર્તિ સમાન નાનું કોમળ બાળક ગુણવતીના ખોળામાં રમે છે. ગુણવતી તેને લાડથી રમાડે છે. તેને રમાડી રમાડી પોતે પ્રફુલ્લ થાય છે. એ બાલકને નિહાળી સ્નેહલતા તો ગાંડી ઘેલી બની જાય છે. પ્રમાદસુંદરી વારંવાર બાળકને રમાડવા માટે આવે છે અને તે સમયે તે એ બાળકને પોતાની પાસેથી બીજા કોઇને લેવા દેતાં નથી. તેઓ બાલકને ચુંબન ઉપર ચુંબન કરી ગભરાવી નાખે છે. અરન્દિપ્રસાદને સાંજે વિશ્રામ ભોગવવાનું સાધન હસ્ત આવ્યું હતું. બાળકને જોઇ અરવિન્દનો સર્વ શ્રમ દૂર થઇ જાય છે.

અંતમાં લેખક પણ આપેલા શ્રમ માટે વાંચક વૃંદની ક્ષમા યાચી વિરમી જાય છે. શાન્તિઃ! ॐ શાન્તિઃ! શાન્તિઃ! શાન્તિઃ!

સમાપ્ત.

---

